ललितवाङ्मय-ग्रंथमाला. ग्रंथांक ८.

( મહાકવિ કાલિદાસપ્રણીત )

# मेघदूत

ભાષાન્તરકર્તા-

સ્વઃ કિલાભાઇ ઘનશ્યામ

બાણકવિકૃત પાર્વતીપરિણય તથા વિક્રમોર્વશીયના ભાષાન્તરકર્તા.

वंशस्थवृत्तम्

कवीश्वराणां परिधौतवाग्धियाम

सरस्वतीचुम्बितदंतवाससाम् ।

मुखात्स्रुताः काव्यरसामृतोर्मयो

भवन्ति केषां विदुषां न तृप्तये ॥

અમદાવાદ

સંવત ૧૯૭૯ ઈ. સ. ૧૯૨૩

કિંમત—

પાકું પૂંઠું રૂ. ૩-૦-૦

કાચું પૂંઠું રૂ. ૨-૮-૦

# अर्पणपत्रिका

પ્રિયસુહૃદ મણિભાઈ છબારામ.

वसंततिलकम्

आशैशवाद्ग्रथितमेककुले निवासा-
न्नानाप्रसंगमधुरं तदभिन्नसख्यम् ।
स्मृत्वावयोश्च कविकाव्यरसानुरागम्
श्रीकालिदासकृतिरद्य समर्प्यते ते ।

લે૦ ભાષાન્તરકર્તા



# મેઘદૂત.

## પ્રસ્તાવના (બીજી).

### ભાષાન્તરકર્તાની ઓળખ.

મહાકવિ કાલિદાસનું 'મેઘદૂત' એક નાનું ખંડ કાવ્ય છે, તો પણ, તે એવું કાવ્યલક્ષણ અને રસપૂર્ણ છે કે, આખી દુનિયા અત્યારે તેની ઉપર રીઝી છે. પૃથ્વીની સપાટીપર વસતી એવી તો કોઇકજ સુધરેલી પ્રજા હશે, કે, જેની ભાષામાં 'મેઘદૂત' નું ભાષાન્તર નહિ હોય. એની કલ્પના એવી સુખદ અને સુભાગી છે, કે, જેણે બીજા કવિયોને મુગ્ધ બનાવી પોતાની પાછળ તાણ્યા છે. સંસ્કૃતમાં ને સંસ્કૃતમાં તેનાં કેટલાંએ અનુકરણો થયાં છે. 'મેઘદૂત' વાંચીને પશ્ચિમના એક વિદ્વાને એમ કહેલું છે કે, કાલિદાસની બીજી કોઈ કૃતિ હયાતિમાં હોત નહિ તોપણ 'મેઘદૂત' તેને કવિ શિરોમણિ કહેવરાવવાને બસ થાત. ખરેખર તેની કલ્પના, રાગ અને રચના સૌ એવાં છે, કે, જે વાંચનારને કાવ્યરસમાં ગુલતાનજ બનાવી દે. ભાષાન્તરકાર સ્વ. રા. કિલાભાઇએ 'મેઘદૂત' ની રમ્યતા અને તેની મનોહર કલ્પના ઉપર જોઇએ તેટલું લખ્યું છે, એટલે, મારે માટે એ અસલ હીરાને વધારે ઘસવાનું રહેલુંજ નથી. સાકરને ગળી, ગળી કહ્યા કરવી, એ નકામું જ છે.

ગુજરાતના રસિકોએ 'મેઘદૂત' ને ગુજરાતીમાં ઉતારવાના પણ ઘણા પ્રયત્ન કર્યા છે અને હજી તેના રસથી તૃપ્ત થયા નથી. કવિ નાનાલાલે હમણાંજ 'મેઘદૂત' નું ભાષાન્તર કરી બહાર પાડયું હતું અને બીજાંની આછતે લોકોએ તેને સ્વાતીના જળલવની માફક અદ્ધરજ

ઉડાવી લીધું હતું. આ ભાષાન્તરની પણ લાંબો વખત થયાં માગણી પર માગણી થયા કરતી હતી પરંતુ કેટલીક અણધારી અડચણોને લીધે બીજી આવૃત્તિ ઝટ બહાર પાડી શકાઇ ન હતી. 'મેઘદૂત' નાં ગુજરાતી ભાષાન્તરોમાં અમુક સારૂં કે નઠારૂં કહેવાય નહિ, કારણ કે, એ આંકણીનું કામ વાંચનારની સહૃદયતા ઉપર આધાર રાખે છે. પરંતુ એમ તો કહેવાશે કે, મૂળને અનુસરતા રાગતાલ અને ભાવમાં સ્વ. ભીમરાવ અને સ્વ. કિલાભાઇનાં ભાષાન્તરોએ વાંચકોના મોટા ભાગને રઢ લગાડી છે. બેઉ ભાષાન્તરકારો રસિક અને કવિના હાર્દને યથાર્થ સમજી ગુજરાતીમાં ઉતારનાર હતા. સ્વ. કિલાભાઇનું આ ભાષાન્તર મૂળને અનુસરતું હોવા ઉપરાંત તેના રસને ગુજરાતી ભાષાની લોકપ્રિય પ્રણાલિકાએ વહેવરાવતું છે, એમ કહેવામાં હું કંઇ પક્ષપાત કરતો હોઉં એમ નથી. સારા કાવ્યરસિક વિદ્વાનોએ આવો અભિપ્રાય દર્શાવેલો છે અને વાંચનારા તથા અભ્યાસ કરનારાઓએ મુક્ત કંઠે તેનો સ્વીકાર પણ કરેલો છે. સારૂં સર્વત્ર સારૂંજ છે, સત્ય ત્રિકાલાબાધ્ય છે, એટલે સ્વ. કિલાભાઇના ભાષાન્તરને ગુજરાતી ભાષાન્તરોમાં ઉચ્ચ સ્થાન મળ્યું છે તે યોગ્યજ છે. મારા અનુભવથી કહીશ કે, સ્વર્ગસ્થે તેને ઘુંટીને ઓપવામાં જરાએ કચાશ રાખી નહતી અને તેમનો એ શ્રમ ગુજરાતે સ્વીકાર્યો તે જોવા તે પોતે તો રહેલા નથી પરંતુ અમને તેમની એ કીર્તિના પડઘા સાંભળવાનો આનંદ મળે છે એ કંઇ ઓછા સંતોષની વાત નથી.

સારા લખાણ કે સારા ભાષાન્તરને માટે હૃદયની ઉર્મિની જરૂર છે. આટલે વખતે આટલું થવુંજ જોઇએ એવી ફરજનું કે આટલાથી આટલો લાભ થશે કે કીર્તિ મળશે એવી ફલાકાંક્ષાનું કામ કદી પણ સારૂં થતું નથી આ ભાષાન્તરમાં કર્તાની કોઇ પ્રકારની કાંક્ષા નહતી, માત્ર હૃદયની ઉર્મિવાળો અભિલાષજ હતો; અને તે નિરાંતે પાર પાડવામાં આવ્યો હતો. ભાષાન્તરકારને મોઢે 'મેઘદૂત' થઇ ગયેલું

ત્રુ અને નિરાંતે મિત્રોની સાથે સૂતા હોય ત્યારે જાગી શાન્ત રાતે
મે તે એકાદ શ્લોક યાદ કરી મિત્રોની સાથે તેના અર્થનો,
ભાવનો અને શબ્દાદિકની સુલલિત રચનાનો ઉહાપોહ કરી શબ્દે
શબ્દે પરખી તોળી જોઇ ચરણો ગોઠવતા, એ રીતે ગોઠવાયેલાં ચરણો
ઉપર વળી કોઇ બીજેજ પ્રસંગે બીજા મિત્રની સાથે જાતે જ વાદ
કરો કરી ચરણે ચરણ અને શબ્દે શબ્દને તાણી જોતા. આમ આખું
ભાષાન્તર થઇ ગયા પછી કેટલોક વખત પોથીએ નાંખી તેને વિસારી
દેવામાં આવ્યું હતું. આમ કરવા માટે તેઓ કહેતા કે તાજા જેમમાં
હમેશ પોતાનું કરેલું સારુંજ લાગે, માટે કેટલોક વખત તેને વિસારી
દેવું જોઇએ. તે પછી જુદા જુદા ગૃહસ્થોની જુદી જુદી પ્રતો મંગા-
વવામાં આવી અને ગુજરાતીમાં પોતાની પહેલાં થયેલાં ભાષાન્તરો
મેળવ્યાં. એ બધાં સાથે ખુલ્લા દિલે તે પછી પોતાના ભાષાન્તરનો
મુકાબલો કર્યો અને જ્યાં જ્યાં ટાંકણું મારવા જેવું લાગ્યું ત્યાં ત્યાં
તેમ કરી જોયું. આનંદમાં હોય, મિત્રનો સંગ હોય અને અમુક
મળતોજ પ્રસંગ નીકળી આવ્યો હોય ત્યારે પોતાની કડીઓ બોલી-
બાઇ પોતે અભિપ્રાય આપે ને લે, એવી રીતે ખૂબ છણ્યા અને
ઘુંટયા પછી આખું ભાષાન્તર પોતે જાતે ટીકાની જગા રાખી એક
'નોટ બુક' માં લખ્યું. તે બાદ ભાષાન્તરના જેટલીજ ચોકસાઇ
રાખી તેની ઉપરની ગુજરાતી ટીકા લખી કાઢી.

આ પ્રમાણે ભાષાન્તર અને ટીકા તૈયાર થયા પછી પ્રસ્તાવનાની
વાત નીકળતાં મિત્રોમાં કેટલોક મતભેદ પડયો. સ્વર્ગસ્થ કહે કે,
કાલિદાસ અને બીજા કવિઓનાં, યુનિવરસીટી તરફથી તેમજ પશ્ચિ-
મના વિદ્વાનો તરફથી બહાર પડતાં પુસ્તકોમાં કરવામાં આવે છે તેમ
કવિના કાળ અને ચરિત વગેરે સંબંધી જે કંઇ વિશ્વસનીય આધાર
ઉપરથી મળી આવ્યું હોય કિંવા કવિના લેખ ઉપરથી જે અનુમાન
નીકળતું હોય તે સૌનો સમન્વય કરી ગુજરાતી વાચકોને માટે કંઇક
વાચનીય વિગત આપવી જોઇએ. બીજા કહે કે, કોલેજોમાં ભણતા

વિદ્યાર્થીઓને અંગ્રેજી દ્વારા એ બધું પ્રાપ્ત થાય છે તો પછી ગુજરાતીમાં લંબાણ વિગતોમાં ઉતરી પુસ્તકને મોટું ને મોંઘું કરી નાંખવું નહિ. પુસ્તક મોટું થાય અને છપાવાય નહિ એવી બીક આથી ઉભી થઇ. કેટલેક વખત એ બીક ખાઇ પણ ગઇ, પરંતુ સ્વર્ગસ્થ પોતાના મતને વળગી રહ્યા અને અંગ્રેજી નહિ જાણનારાઓને માટે કવિ સંબંધી જે કંઇ મળી આવે તે એકઠું કરી પ્રજા સંમુખ રજુ કરવા ઉદ્યુક્ત થયા. એશિયાટિક સોસાઇટીની લાઇબ્રેરીનો તે માટે એમણે આશ્રય લઇ જેટલું મળી આવ્યું તેટલું એક નોટમાં નોંધવા મંડયું. આની સાથે આવા પુસ્તકને છાપનાર ઉભો કરવાની પણ પેરવી ચલાવી. "ગુજરાતી" પત્ર અને પ્રેસના માલીક સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ રા. કિલાભાઇના સ્નેહી હતા. તે ઉત્સાહી અને સાહસિક નરરત્નને મોંઢે મેં એકવાર વાતમાંને વાતમાં તૈયાર થયેલા ભાષાન્તરની વાત કરી, કે તરતજ તેમણે રા. કિલાભાઇને તે માટે ખાત્રી આપી અને 'મેઘદૂત' જેવા સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનોથી ભરેલા કાવ્યને યોગ્ય ચિત્રો સુદ્ધાં મૂકવાની હામ બીડી. રા. ઇચ્છારામે જેટલું મોટું થાય તેટલું છાપવાનું સ્વીકારી રા. કિલાભાઇની તૃપ્તિએ કલમ ચલાવવાનું અને સાધનો જોઇએ તો તે મેળવી આપવાનું પણ પ્રોત્સાહન આપ્યું; અને મારે સંતોષથી કહેવું જોઇએ કે, કાગળમાં, ટાઇપમાં, ચિત્રમાં અને બંધાઇમાં તેમણે રા. કિલાભાઇનું મન પ્રસન્ન થાય તેમ બધું કાર્ય પાર પાડયું. "રા. કિલાભાઇવાળા 'મેઘદૂત' ની આવૃત્તિ" એવી સૌન્દર્યરસિકો પાસે બુકસેલરોને ત્યાં માગણીઓ કરાવરાવી. પુસ્તક બહાર પડયા પછી થોડાજ વખતમાં રા. કિલાભાઇ કાળને વશ થયા અને 'મેઘદૂત' જેણે પોતાને માટે સારી માગણી ઉભી કરી હતી તે પણ બજારમાંથી ખપી ગયું અને બીજી આવૃત્તિ કાઢવાનો કાળ આમ લંબાવ્યો. સુભાગ્યે તેમના જામાત્ર રા. કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રીને 'મેઘદૂત' દુર્લભ રહે તે ગમ્યું નહિ અને તેમણે બીજી આવૃત્તિ કાઢવાનું માથે લીધું જે

કાર્ય આજ પરિપૂર્ણ થવાથી મને સૌથી વિશેષ આનંદ ઉત્પન્ન થયો એમ કહીશ.

અમદાવાદની પૂર્વ દિશાએ પાંચેક ગાઉ ઉપર નાની પણ લગભગ સતતનીરા ખારી નામે નદી ઉપર ભુવાલડી નામનું ગામ છે ત્યાં સંવત્ ૧૯૨૫-૨૬ માં રા. કલાભાઇનો જન્મ થયો હતો. મારી બાના કાકાના પુત્ર એટલે તે મારા મામા થતા અને સમવયના હોવાથી છેક નાનપણથી અમારી વચ્ચે મૈત્રી થઇ હતી અને તે જેવાને તેવાજ સ્નેહભરી તેમના મરણ પર્યંત ચાલુ રહેલી હતી. મને તેમને માટે લખવું સ્તુતિ કરવા જેવું લાગે છે, પરંતુ પ્રસંગ પુરતી ઓળખ આપવી એ હું મારી ફરજ સમજું છું. પુત્રનાં લક્ષણ પારણેથી જણાય, તેમ બાલ્યથીજ તેમનો સાહિત્ય-પ્રેમ દેખાવા માંડ્યો હતો. પિતાની વૃદ્ધાવસ્થામાં થયેલા તે એકપુરા હોવાથી માતપિતા તથા સ્નેહી સંબંધીઓમાં તે બહુ લાડકા હતા; છતાં ભણવામાં ઉત્સાહ ધરાવી મચ્યા રહેતા. જનોઇ દીધા પહેલાંજ રુદ્રાધ્યાય, માહમ્ન તથા બીજા સ્તુતિપાઠો તેમણે મોઢે કર્યા હતા. ગુજરાતી નિશાળનો અભ્યાસ ચાલુ થઇ ગયેલો હતો. બ્રાહ્મણ કર્મમાં તેમજ ગુજરાતી શાળાભ્યસમાં તેઓ સહાધ્યાયીઓમાં ઉંચે નંબરે રહેતા ને અગ્રેસર ગણાતા. શિક્ષકોથી વખાણાતા અને આસપાસનાં જાણીતાં માણસોથી ચંચળ ને બાહોશ લેખાતા. રા. કિલાભાઇનું કુટુંબ સંસ્કૃત અને સાહિત્યના અભ્યાસને માટે વખાણાતું હતું અને એ તો સત્યજ છે કે, આસપાસ જેવું વાતાવરણ હોય તેવું બાળક થાય. કાવ્ય, પુરાણ અને સદ્ધર્મના ચારે પાસ ચાલતા અભ્યાસની રમઝટમાં ઉછરતો અને સારી ગ્રહણ શક્તિવાળો વિદ્યાર્થી દીપી નીકળે, એ સ્વાભાવિક છે. આવા બ્રાહ્મણકુટુંબના અભ્યાસમાં તેમજ ગુજરાતી શાળાના અભ્યાસમાં રા. કિલાભાઇ એક ખરેખરી તેજસ્વી જ્યોતિ રૂપ જણાઇ આવ્યા.

રા. કિલાભાઇ આઠ નવ વર્ષના થયા એટલામાં એમના

પિતા ઘનશ્યામ ભટ્ટ ગુજરી ગયા અને સ્વર્ગસ્થની બધી દેખરેખ રા. ભાઇશંકર નાનાભાઇ સોલીસીટર જે તેમના કાકાના પુત્ર–ભાઇ થતા, તેમને માથે આવી પડી. રા. ભાઇશંકરે તેમને જમાનાને બરની કેળવણી આપવા ભુવાલડીથી અમદાવાદ બોલાવી અંગ્રેજી અભ્યાસની શરૂઆત કરાવી. એ ને હું એકજ ઘરમાં એકજ નિશાળમાં અહિ અભ્યાસ કરવા લાગ્યા. પાંચ છ ધોરણ સુધી અમારો અભ્યાસ બહુ સારી રીતે ચાલ્યો, પરંતુ તે પછી અમને સાહિત્ય રસનો વધારે નીસો ચઢયો ને અભ્યસ્ત વિષયો અણગમતા થવા માંડયા. અહિંથી અમારો અભ્યાસ બગડયો. રા. ભાઇશંકર અને બીજા મુરબ્બીઓ અમારી એ વૃત્તિપ્રવૃત્તિની વિરૂદ્ધ હતા અને હોય તે યોગ્યજ છે, કારણ કે, સાહિત્ય અને કવિતાનો રસ, જુવાન વિદ્યાર્થીનું જીવન બગાડી નાંખે છે એ વાત હું મારા પોતાના અનુભવથી ખરી માનું છું. સાહિત્ય–કવિતા વગેરે તરફ કદી પણ વિદ્યાર્થીને વળવા દેવો જોઇએ નહિ; એથી એનો અભ્યાસ બગડી જાય છે, તે કર્તવ્યભ્રષ્ટ થાય છે. રા. કિલાભાઇ એવા તેજ વિદ્યાર્થી હતા કે જો તેઓ સાહિત્યરસમાં ન પડતાં અભ્યાસમાં મચ્યા રહ્યા હોત તો તેમના ગ્રેજ્યુએટ મિત્રોમાં જરૂર અગ્રે રહ્યા હોત, હાઇસ્કૂલમાં એક તરફ 'માર્ગોપદેશિકા' ચાલતી ત્યારે અમો વેદશાસ્ત્રસંપન્ન ભાસ્કર શાસ્ત્રીને ઘેર જઇ 'નૈષધ' શીખતા હતા અને તેનો એવો મોટો પાઠ લેતા કે શાસ્ત્રી અચંબા સાથે પાઠ આપતાં ક્વચિત્ કંટાળતા; અર્થાત્ સંસ્કૃત સાહિત્યનો એટલો અભ્યાસ જુની રીતે થયેલો હતો અને તેમાં તેવોજ રસ લાગેલો હતો. પુરાણોની કથાઓ અને કાવ્યાદિકનાં ગદ્ય પદ્યમાં ભાષાન્તર કરવા તો બહુ નાનપણથીજ રા. કિલાભાઇને અભ્યાસ પડી ગયેલો હતો.

માથે ટકોર હોય તે વિદ્યાર્થી ફરજીઆત વાંચે અથવા પરીક્ષા પુરતું વાંચે, એમાં, ને હૃદયની લાગણીથી ઉમળકાના રસથી વાંચે એમાં ફેર છે. રા. કિલાભાઇનું વાચન પરીક્ષાઓ પુરતું નહિ પણ

ઉંડા અભ્યાસનું હતું. સંસ્કૃત ભાષા ઉપર તો એમનો એવો સારો કાબુ હતો કે, રમત માત્રમાં શ્લોક બનાવતા અને તે વળી એવો કે, જે પ્રાચીન સંસ્કૃત કવિઓના શ્લોકની જોડે મૂક્યો હોય તો પરખાય પણ નહિ. કાલિદાસ અને ભવભૂતિના જેવી ઉંચી અને સરલ પણ લલિત રચના તેઓ કરી જાણતા.

મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા પછી રા. કિલાભાઇ મુંબાઇમાં રહ્યા અને નોકરી પણ તેમને યોગ્ય શાળાખાતામાંજ મળી શેઠ ગોકુળદાસ તેજપાળ હાઇસ્કૂલમાં તેઓ પ્રથમ કલાર્ક અને પછી શિક્ષક થયા. અહિં પણ એમનો સંસ્કૃત અભ્યાસ અને વાચન ચાલુ રહ્યાં. શેઠ ગોકુળદાસ તેજપાળ સંસ્કૃત પાઠશાળાના વિદ્વાન શાસ્ત્રીઓ સાથે પણ અહિંથી એમને મૈત્રી થઇ. સાહિત્યનું વાચન મનન અને નિદિધ્યાસન આ પ્રમાણે ચાલુ રહ્યું; ટુંકામાં માત્ર એટલુંજ કે, રા. કિલાભાઇનો સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ બહુ ઉંચા પ્રકારનો હતો. કીર્તિ કે અર્થલાભને માટે તેમણે ભાષાન્તરો કરેલાં નથી પણ પોતાના મનની મોજ અને હૃદયની ઉર્મિથી કરેલાં છે. અભ્યાસ કરતા તે દરમિયાન તેમણે 'સ્વદેશવત્સલ' માં 'કુમારસંભવ' નું ગદ્ય ભાષાન્તર થોડે થોડે આપવા માંડયું હતું. "બુદ્ધિપ્રકાશ" માં તેમણે 'મહાવીરચરિત' ના કેટલાક અંકોનું ભાષાન્તર આપેલું હતું તે ઉપરાંત મહા કવિ બાણભટ્ટના 'પાર્વતી પરિણય' નું ભાષાન્તર કરી તેમણે પોતે જુદું છપાવ્યું હતું. તેજ મહા કવિના 'હર્ષચરિત' ના કેટલાક ભાગનું ભાષાન્તર તેમણે તૈયાર કરેલું પરંતુ છપાયું ન હતું. "ગુજરાતી" પત્રમાં તેમણે "અજવિલાપ" નું સમશ્લોકી ભાષાન્તર કરી દિવાળીના અંકમાં છપાવ્યું હતું.

આવી સાહિત્ય પ્રવૃત્તિ જો કે લગભગ મરણ પર્યંત ચાલુ રહી હતી તો પણ ઉપર જણાવેલાં ભાષાન્તરોમાંનાં ઘણાં અપૂર્ણ અને અપ્રસિદ્ધ રહેવાનું કારણ તો તેમની હાઇકોર્ટ, પોલીસ કોર્ટ અને

સ્મોલકોઝ કોર્ટના નોકરીઓ હતી; કારણ વ્યવસાય બદલાવાથી અને અવકાશ થોડો મળવાથી તેઓ સાહિત્ય સાથે આગળના જેટલી મૈત્રી રાખી શકતા નહિ; મરકીના ઉપદ્રવથી રસિક મિત્ર મંડળ અને સહવાસી સાહિત્યપ્રેમીઓ આમતેમ વારંવાર વિખરાઇ જતા અને એકજ ઠેકાણે નિરાંતે જારી વાસે રહેવાતું નહિ એટલે તેઓના શબ્દોમાં કહું તો 'પેંધડે પગ અને બ્રહ્મ ઉપદેશ, ની જેમ સાહિત્યના દોલમાં રસભર મોજે ઝુલવાનું બનતું નહિ. તેઓ કહેતા કે શાંત પ્રસન્ન અંતઃકરણ વગર કાવ્યરસ ઝરતો નથી અને પરાણે ખેંચેલો કંઇ કામનો નહિ.

મારી અને તેમની મૈત્રી અને સાહિત્ય રમણ એવાં રમણીય છે કે જેનાં સુખી અને આનંદી વળો ઉકેલવા માંડું તો એક મોટું પુસ્તક ભરાય; પરંતુ પ્રસ્તાવનામાં એની જગા થાય નહિ અને શોભે પણ નહિ. માટે માત્ર તેમની સાહિત્યપ્રવૃત્તિ ને અભ્યાસનીજ ઓળખ આપવામાં આવી છે.

આ બીજી આવૃત્તિમાં કંઇ નવીન સુધારા વધારા કરવામાં આવ્યા નથી પણ અસલ જેમને તેમજ છાપવામાં આવી છે. બીજી આવૃત્તિ છપાવતાં પણ પુસ્તકને સોંઘુ બનાવવા માટે કવિના કાળ ને ચારતને લખતી લંબાણ પ્રસ્તાવના કાઢી નાંખવાની કેટલાક મિત્રો તરફથી સૂચનાઓ થઇ હતી, પરંતુ સ્વર્ગસ્થના લેખમાંથી એક અક્ષરે ઓછો કરવાનું અમને યોગ્ય નહિ લાગ્યાથી તે પણ અસલ મુજબ કાયમ રાખવામાં આવી છે. નવીન ઉમેરામાં માત્ર અસલ સંસ્કૃત મેઘદૂત આપીનેજ અમોએ વિદ્યાર્થીઓ અને રસિક વાચકોને સુગમતા આપવાનું યોગ્ય વિચાર્યું છે. ચિત્રો પણ અસલના જેમને તેમ રાખવામાં આવ્યાં છે. પ્રથમાવૃત્તિની દરેક રીતે પ્રતિકૃતિ કરવામાં ખાસ કાળજી અને વ્યય કરવામાં કચાશ રાખી નથી અને આશા છે કે, પ્રજા તેને આગલા ઉત્સાહ ભેરજ વધાવી લેશે.

અમદાવાદ, } લિ.
તા. ૨૪–૫–૧૯૨૩ } મણિલાલ છબારામ ભટ્ટ.

# मेघदूत.

## પ્રસ્તાવના.

પરિણામે અસાર અને દુઃખમય લાગતા આ સંસારમાં જો ક્યાંહિં પણ સુખની શીતળ છાયા હોય, તો તે શુદ્ધ પ્રેમ અને અભેદ-વૃત્તિવાળા દામ્પત્યમાં જ છે. સાંસારિક દૃષ્ટિથી જોતાં એ સુખની સીમા નથી, પરંતુ સર્વ સ્થળે તે સમાન જોવામાં આવતું નથી. એ સુખનો ખરો આધાર શુદ્ધપ્રેમ અને હૃદયની અન્યોન્યમાં તદાકાર વૃત્તિ ઉપર છે. જ્યાં એ નથી, ત્યાં ખરું દામ્પત્ય નથી અને જ્યાં ખરું દામ્પત્ય નથી, ત્યાં સુખ પણ નથી. કહ્યું છે કે—

> न स्नेहो नार्जवं यत्र तन्मयत्वं न चेतसः।
> सौकुमार्यं न वृत्तीनां दाम्पत्यं तत्र, कैतवम् ॥

જ્યાં સ્નેહ નથી, પરસ્પર પ્રત્યે સ્વભાવની સરળતા નથી, ચિત્તનું જ્યાં અન્યોન્યમાં તન્મયપણું નથી, અને પરસ્પર પ્રત્યે કોમળ વૃત્તિઓ નથી, તે દામ્પત્ય નથી પણ એક જાતનું ધૂર્તપણું છે.

પ્રાણિમાત્ર આ દંપતીભાવના સુકુમાર છતાં દૃઢ બંધનથી સજ્જડ બંધાએલાં જોવામાં આવે છે. એની સત્તા અનિયંત્રિત છે. સ્વચ્છંદપણે વિહાર કરતાં પ્રજ્ઞારહિત પશુ પંખીને, પોતપોતાના સ્થાનમાં આનંદ માણવાને માટે કોણ પ્રેરે છે? સારસ, શુક, સારિકા, ચક્રવાક વગેરે પક્ષીઓને સંયોગમાં સુખ અને વિયોગમાં દુઃખ કોણ કરાવે છે? જ્ઞાનવાળાં અથવા અજ્ઞાન મનુષ્યોનાં અંતઃકરણોને સેંકડો ગાઉના અંતરે રહ્યા છતાં, એકમેકના ભણી કોણ ખેંચે છે? આ બધા પ્રશ્નોનો ઉત્તર માત્ર એક જ મળશે કે, એ બધું કરનાર, ભૂત માત્ર ઉપર એકસરખી સત્તા ચલાવનાર દંપતીપ્રેમ જ છે. જ્યારે જ્ઞાનરહિત પશુ પક્ષી આદિના મન ઉપર એની આવી સત્તા જોવામાં

આવે છે, ત્યારે મનુષ્ય જાતિ કે જેને બુદ્ધિ અને જ્ઞાન બંને છે, તેના ઉપર એની સત્તા વિશેષ હોય એમાં શી નવાઇ? પ્રાણિમાત્રને એ બંધનથી અર્થાત્ એ બંધનના પ્રેમથી, સંયોગમાં સુખ અને વિયોગમાં દુઃખ થયા વિના રહેતું જ નથી. સારસ જેવાં પક્ષીઓ પણ પોતાનાં પ્રેમીના વિયોગનો ભોગ થઇ પ્રાણ અર્પે છે, તો પછી મનુષ્યને માટે કહેવું જ શું?

પ્રાણિમાત્રને સ્નેહરજ્જુથી બાંધી રાખનાર આ દામ્પત્ય સ્નેહનું રસમય, મનોહર, અને ઉન્નત ભાવનાઓવાળું ચિત્ર આપનાર જો કોઇ પણ કવિ હોય, તો તે માત્ર **ભવભૂતિ** અને **કાલિદાસ** છે. **ઉત્તરરામ ચરિતમાં રામ અને સીતા** જેવાં પ્રૌઢ પાત્રોના પરિણત દામ્પત્યનું ગંભીર તથા મનોવેધક ચિત્ર આલેખી, ભવભૂતિએ કરુણરસને મૂર્તિમાન્ કરી બતાવ્યો છે, ત્યારે મેઘદૂતમાં કાલિદાસે, યૌવનના ઉદ્યાનમાં રમતા યક્ષના જોડાને નાયક નાયિકા કલ્પી, વિપ્રલંભ શૃંગારથી ભરેલું દામ્પત્ય સ્નેહનું હૃદયંગમ ચિત્ર આલેખ્યું છે. બંને લેખ પોતપોતાના વિષયમાં અદ્વિતીય છે. ભવભૂતિ માત્ર નાટ્યકાર તરીકે પ્રસિદ્ધ છે, ત્યારે કાલિદાસ નાટ્યકાર અને કાવ્યકાર તરીકે પણ પોતાના યશઃશરીરની પ્રભાથી આજ સુધી પ્રકાશે છે અને સર્વદા પ્રકાશે, એટલે એમનામાં વિશેષ છે.

**મેઘદૂતની યુરોપાદિક દેશમાં ખ્યાતિ.**

આ રસસિદ્ધ કવીશ્વરની વાણીએ, માત્ર આ દેશના નહિ, પરંતુ યુરોપ આદિ દેશોના વિદ્વાનોને રસથી આકૃષ્ટ કરી આનંદના ઉદ્ગાર કઢાવ્યા છે. મેઘદૂતની કીર્ત્તિ હિન્દુસ્તાનમાં જ પ્રસરી છે એટલું જ નહીં, પરંતુ યુરોપ, અમેરિકા વગેરેમાં પણ તેનો ઉજ્જવળ યશ પ્રકાશી રહ્યો છે.

મેઘદૂતની કીર્ત્તિને યુરોપખંડમાં પ્રથમ પ્રસારવાનું માન, મી૦ એચ. એચ. વિલસનને ઘટે છે. એ પોતે ઓનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના આસીસ્ટંટ સરજન અને એશીઆટીક સોસાઇટીના

સેક્રેટરી હતા. તેમણે ઇ. સ. ૧૮૧૩ માં ઈંગ્રેજી ભાષાન્તર અને ટીકા સાથેની મેઘદૂતની એક આવૃત્તિ કલકત્તામાં છપાવી હતી. આ આવૃત્તિ ઉપરથી બીજે વર્ષે લંડનમાં તેની એક આવૃત્તિ નીકળી હતી. ત્યાર પછી મી. ગીલ્ડમીસ્ટરે (Gildemeister) ડા. વિલ્સનની પ્રત ઉપરથી તથા બે પેરીસની અને એક કોપનહેગનની હસ્તલિખિત પ્રતો ઉપરથી, ઇ. સ. ૧૮૪૧ માં બોનમાં મેઘદૂતની લેટીન શબ્દકોષ સાથેની એક આવૃત્તિ કાઢી હતી. ત્યાર પછી ઇ. સ. ૧૮૭૪ માં બ્રેસલો ખાતે મી. સ્ટેન્ઝલરે જર્મન શબ્દકોષ અને પુષ્કળ ટીકા સાથેની એની એક આવૃત્તિ કાઢી. આ સિવાય ડા. બેખે (Beckh) બર્લિન ખાતે ઇ. સ. ૧૯૦૭ માં એની જર્મન ભાષાન્તર સાથે એક આવૃત્તિ છપાવી છે. હાલમાં ઇ. સ. ૧૯૧૧ માં મી. હુલ્ત્ઝની, વલ્લભ દેવની ટીકા સાથેની આવૃત્તિ લંડનમાં છપાયેલી છે. વળી ડો. જોન્સને ઇંગ્લાંડમાં આની આવૃત્તિ છપાવી છે અને પ્રો મેક્ષમ્યુલરે પણ કોનીગ્સબર્ગમાં એક આવૃત્તિ ૧૮૪૭ માં કાઢી છે. મી. જી. એ. જેકબનું પણ ઇંગ્રેજીમાં ભાષાન્તર છે. મી. ટી, કલાર્કની લંડનમાં છાપેલી ૧૮૮૨ ની એક આવૃત્તિ છે. આ સિવાય Schatz શટ્ઝની ૧૮૫૯ ની અને Fritze ફ્રીટ્સની ૧૮૭૯ ની જર્મન આવૃત્તિઓ પણ છે. આ પ્રમાણે, આજથી બરાબર સો વર્ષ ઉપર મેઘદૂતની કીર્તિ યુરોપમાં પ્રસરી અને ત્યાર પછી આપણા હિન્દુસ્તાનમાં પણ એની આવૃત્તિઓ નીકળવા માંડી. આપણા સંસ્કૃત સાહિત્યનો જીર્ણોદ્ધાર કરવામાં યુરોપીયન વિદ્વાનોએ જે પરિશ્રમ લીધો છે, તેને માટે આપણે તેમના સર્વદાના આભારી છીએ.

રાજ્યોની ઉથલપાથલના કાળમાં, સંસ્કૃત સાહિત્ય અંધકારમાં પડી રહ્યું હતું એટલે બ્રિટિશ રાજ્ય પછી

મેઘદૂતપર ટીકાઓ.

આપણા દેશમાં તેનો સારો પ્રસાર થવા પામ્યો, પરંતુ પૂર્વે પણ મેઘદૂત કાવ્યના ગુણોએ અનેક રસિકોનાં હૃદયને આકૃષ્ટ કર્યાં હતાં અને એના જ પરિણામે સંસ્કૃતમાં

એના ઉપર લગભગ વીસ બાવીસ ટીકાઓ થઇ છે.

૧ વલ્લભ દેવ. ૨ મલ્લિનાથ. ૩ મહિમસિંહગણિ. ૪ સુમતિવિજય. ૫ લક્ષ્મીવિલાસ. ૬ મેઘરાજ. ૭ ભરત. ૮. સનાતન. ૯ રામનાથ. ૧૦ હરગોવિંદ. ૧૧ કલ્યાણમલ્લ. ૧૨ સારોદ્ધારિણી. ૧૩ મેઘલતા. ૧૪ દક્ષિણાવર્ત (?) ૧૫ નાથ (?) ૧૬ સરસ્વતીતીર્થ. ૧૭ પૂર્ણસરસ્વતી. ૧૮ બીજી અવચૂરીઓ. ૧૯ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર.

પૂર્વે એનો પ્રસાર છેક ટીબેટથી તે લંકા સુધી હતો, અને બૌદ્ધ મતના સાધુઓ અને જૈનો પણ એને આદરપૂર્વક વાંચતા હતા. તાંજોરના ભંડારમાં એનું ટીબેટની ભાષામાં ભાષાન્તર થયેલું છે, જે ઉપરથી ડા૦ Beckh એણે જર્મન ભાષામાં ભાષાન્તર કરી તેની એક આવૃત્તિ ઇ૦ સ૦ ૧૯૦૭ બર્લિનમાં છપાવેલી છે. મી૦ ગુણતીલકે સિંહલી ભાષામાં એનું ભાષાન્તર શોધી કાઢયું હતું અને સંસ્કૃત મૂળની સાથે તેની એક આવૃત્તિ ૧૮૯૩ માં કોલમ્બોમાં છપાવી હતી. આ પ્રમાણે મેઘદૂતના ગુણે આખા હિન્દુસ્તાનને આકર્ષ્યું હતું. કાશ્મીર, બંગાળ, મદ્રાસ ઇલાકો, મુંબાઇ ઇલાકો વગેરે સ્થાનોમાંથી એની જે હસ્તલિખિત પ્રતો મળી આવી છે, તે દર્શાવી આપે છે કે, હિન્દુસ્તાનમાં ભાગ્યેજ કોઇ એવો રસિક વિદ્વાન્ હશે કે, જેણે એના રસનું પાન નહિ કર્યું હોય.

મેઘદૂતે પોતાના સર્વોત્તમ ગુણોથી પાશ્ચાત્ય વિદ્વાનોને પણ આકર્ષી પ્રશંસાના ઉદ્ગાર કઢાવ્યા છે. મોન–ફ્યૂચે

**એ કાવ્યની પ્રશંસા.**

(Mon–Fuache) કહે છે કે–There is Nothing so perfect in the elegiac literature of Europe as the Meghduta of Kalidas. એક જર્મન વિદ્વાન્ લખે છે કેઃ—

There exist, for instance, in our European literature few pieces to be Compared with the Meghduta in sentiment and beauty.

આપણા પૂર્વના વિદ્વાનોએ અને કવિઓએ પણ કાલિદાસની વાણીના સર્વોત્તમપણા માટે પ્રશંસાના જે ઉદ્ગારો કાઢેલા છે, તે દર્શાવી આપે છે કે, એ સમર્થ કવિની વાણીમાં જે રસ છે તે આખા સંસ્કૃત સાહિત્યના ગ્રન્થોમાં મળી આવવો દુર્લભ છે.

माघे मेघे गतं वयः ।

निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मंजरीष्विव जायते ॥ મહાકવિબાણ.

साकूतमधुरकोमलविलासिनीकंठकूजितप्राये ।
शिक्षासमयेपि मुदे रतलीला कालिदासोक्तिः ॥ ગોવર્ધનાચાર્ય.

पुराकवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठितकालिदासा ।
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥

કાલિદાસ, સંદેશ કાવ્યનો માર્ગદર્શક કવિ છે. આ સંદેશકાવ્ય નાનું છતાં અપૂર્વ રસથી ભરેલું હોવાથી, તેનાં

**મેઘદૂતનાં સંસ્કૃતમાં અનુકરણો.**

સસ્કૃત ભાષામાં અનેક અનુકરણ થયાં છે. જૈન વિદ્વાનોએ એના ગુણથી આકૃષ્ટ થઈ એનુ પ્રથમ અનુકરણ કરેલું જણાય છે

૧ પાર્શ્વાભ્યુદય—જીનસેનાચાર્યકૃત. ૨ નેમીદૂત—વિક્રમકૃત. ૩ પવનદૂત—ધોઇકકૃત. ૪ પવનદૂત—વાદિચંદ્રકૃત. ૫ હંસસંદેશ—વેદાન્તદેશીકવિકૃત. ૬ કોકિલસંદેશ—ઉદ્દંડશાસ્ત્રીકૃત. ૭ શુકસંદેશ—લક્ષ્મીદાસકૃત. ૮ ઉદ્ધવદૂત—માધવકવીંદ્રભટ્ટાચાર્યકૃત. ૯ મનોદૂત—તૈલંગ વ્રજનાથકૃત સન ૧૭૫૮. ૧૦ ઇન્દુદૂત—વિનયવિજયગણિકૃત. ૧૧ રથાંગદૂત—નામ નથી. ૧૨ પદાંકદૂત—કૃષ્ણસાર્વભૌમ કૃત. શક. ૧૬૪૫. ૧૩ હંસદૂત—રૂપગોસ્વામિ કૃત. ૧૪ ઉદ્ધવસંદેશ—નામ નથી.

આ બધાં અનુકરણોમાં પ્રથમ પાર્શ્વાભ્યુદય છે. જીનસેનાચાર્યે

**પાર્શ્વાભ્યુદય.**

મેઘદૂતના શ્લોકોનું દરેક ચરણ લઇ તેના ઉપર બીજાં ચરણો રચી પાર્શ્વનાથનું ચરિત તેમાં ગુંથ્યું છે. પાર્શ્વનાથના ચરિતના કેટલાએક

પ્રસંગો યક્ષના વૃત્તાન્ત સાથે મળતા આવતા હોવાથી એમણે મેઘદૂતના લગભગ બધા શ્લોકો લઇ પોતાના તીર્થંકરના ગુણ ગાયા છે અને મેઘદૂતના મૂળને સાચવી રાખી બેવડો ઉપકાર કર્યો છે.

* જીનસેને પ્રથમ જૈનહરિવંશ શકે ૭૦૫ માં લખ્યો અને આઠમા સૈકાના ઉત્તરાર્ધમાં પાર્શ્વાભ્યુદય લખ્યું એમ માનવામાં આવે છે. પ્રોફેસર કે. બી. પાઠકે મેઘદૂતની એક આવૃત્તિ કાઢેલી છે, તેમાં જીનસેને પાર્શ્વાભ્યુદયમાં મેઘદૂતના શ્લોકોનો જે ક્રમ યોજ્યો છે, તે જ કાયમ રાખ્યો છે અને એ જ ક્રમ વધારે વિશ્વાસપાત્ર ગણાય એમ એમનું માનવું છે. શકે ૭૩૫ માં રાષ્ટ્રકૂટનો પહેલો અમોઘવર્ષ રાજા ગાદીએ બેઠો ત્યારે જીનસેન એમના ગુરુ થયા હતા. આ અરસામાં એમણે પાર્શ્વાભ્યુદય લખ્યું હતું એટલે તે કાળમાં કાલિદાસના મેઘદૂતની જે પ્રત વિશ્વાસપાત્ર ગણાતી હશે, તે જ એમણે સ્વીકારી હશે, એમ, મિ. પાઠકનું માનવું છે. પાર્શ્વાભ્યુદયની રચના કંઇક કિલષ્ટ અને બહુધા જૈન લેખકોના જેવા જ ગુણવાળી છે. એમણે કયી પદ્ધતિ અંગીકાર કરી છે, તેનો વાચકોને કંઇક ખ્યાલ આપવાને માટે તેના થોડા શ્લોકો નીચે આપ્યા છે. કાલિદાસના મેઘદૂત કરતાં પણ, પોતાનું કાવ્ય કંઇક વધારે ગુણવાળું છે, એવું મિથ્યાભિમાન જીનસેનને હતું એમ જણાય છે. એ કાવ્યની વાણી કર્કશ અને રસ વિનાની છે. પદરચના કિલષ્ટતાવાળી છે. અને એકંદર રીતે કાવ્યના ગુણોમાં પાછળથી થયેલા નેમિદૂત કરતાં તે ઉતરતું છે.

**पार्श्वाभ्युदय.**

श्रीमन्मूर्त्या मरकतमयस्तंभलक्ष्मीं वहन्त्या ।<br>
योगैकाग्र्यास्तिमिततरया तस्थिवान्सभिदध्यौ ॥<br>
पार्श्वं दैत्यो नभसि विहरन् बद्धवैरेण दग्धः ।<br>
कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारात् प्रमत्तः ॥१॥

* જુવો–રો. એ. સોસાઇટીનું જર્નલ વો. ૧૮

કે. બી. પાઠકનું મેઘદૂત. મી. નંદારગીકરનું મેઘદૂત.

तन्माहात्म्यात् स्थितवति सति स्वे विमाने समानः ।
प्रेक्षाचक्रे भृकुटिविषमं लब्धसंज्ञो विभागात् ॥
ज्यायान् भ्रातुर्वियुतपतिना प्राक्कलत्रेण योभू-
**च्छापेनास्तंगमितमहिमा वर्षभोग्येण भर्तुः** ॥२८

यो निर्भर्त्स्यैः परमविषमैर्घाटितो भ्रातरि स्वे ।
बद्ध्वा वैरं कपटमनसा ह्य तपस्वी तपस्याम् ॥
सिन्धोस्तीरे कलुषहरणे पुण्यपण्येषु लुब्धो ।
**यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु** ॥३॥

तस्यास्तीरे मुहुरुपलवानूर्ध्वशोषं प्रशुष्य-
न्नुद्बाहुः सन्परुषमननः पंचतापं तपो वः ।
कुर्वन्नस्य स्मरति जडधीस्तापसानां मनोज्ञाम्
**स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु** ॥४॥

* * * * *

**तत्र व्यक्तं दृशदि चरणन्यासमर्धेन्दुमौले-**
रच्यैं भर्तुस्त्रिभुवनगुरोरर्हतः सत्सपर्यैः ॥
**शश्वत्सिद्धरुपचितबलिं भक्तिनम्रः परीयाः** ।
पापापाये प्रथममुदितं कारणं भक्तिरेव ॥६५

**यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः** ।
सिद्धक्षेत्रं विदधति पदं भक्तिभाजस्तमेनम् ॥
दृष्ट्वा पूतस्त्वमपि भवताद्धि पुनर्दूरतोमुम् ।
**कल्पिष्यन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः** ॥६६॥

* * * * *

इति विरचितमेतत्काव्यमाविष्टय मेघं ।
बहुगुणमतिदोषं कालिदासस्य काव्यम् ॥
मलिनितपरकाव्यं तिष्ठतादाशशांकम् ।
भुवनमवतु देवः सर्वदामोघवर्षः ॥

श्रीवीरसेनमुनिपादपयोजभृंगः ।
श्रीमानभूद्विनयसेनमुनिर्गरीयान् ॥
तच्चोदितेन जिनसेनमुनीश्वरेण ।
काव्यं व्यधायि परिवेष्टितमेघदूतम् ॥

इत्यमोघवर्षपरमेश्वरपरमगुरुश्रीजिनसेनाचार्यविरचितमेघदूतवेष्टिते
पार्श्वाभ्युदये भगवत्कैवल्यवर्णनं नाम चतुर्थस्सर्गः ॥

**નેમિદૂત.** મેઘદૂતનું બીજું અનુકરણ, સાંગણના પુત્ર વિક્રમકવિવિરચિત નેમિદૂત છે. આ કવિએ મેઘદૂતના દરેક શ્લોકનું માત્ર ચોથું ચરણ લઈ, પોતે ત્રણ ચરણો બનાવી આખું મેઘદૂત એમાં ગુંથ્યું છે. નેમિનાથને ઉદ્દેશીને આ કાવ્ય લખેલું હોવાથી એને નેમિદૂત એવું નામ આપેલું છે. એ કાવ્ય ક્યારે લખાયું, તેનો નિર્ણય હજી થઈ શક્યો નથી. એની ભાષા, વિચાર અને પદ્યરચના વગેરે સારાં છે અને કાવ્યના ગુણોમાં પાર્શ્વાભ્યુદય કરતાં એ કંઈક ચઢિયાતું છે. એના પ્રારંભના અને અંતના બે શ્લોક વાંચનારની જિજ્ઞાસાને માટે નીચે આપીશું.

**नेमिदूत.**

प्राणित्राणप्रवणहृदयो बन्धुवर्गं समग्रम् ।
हित्वा भोगान् सह्परिजनैरुग्रसेनात्मजां च ॥
श्रीमान्नेमिर्विषयविमुखो मोक्षकामश्चकार ।
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥१॥
सा तत्रोच्चैः शिखरिणि समासीनमेनं मुनीशम् ।
नासान्यस्तानिमिषनयनं ध्याननिर्धूतदोषम् ॥
योगासक्तं सजलजलदश्यामलं राजपुत्री ।
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥२॥
गत्वा शीघ्रं स्वपुरमतुलं प्राप्य राज्यं त्रिलोक्याः ।

कीर्तिं शुद्धां वितनु सुहृदां पूरयाशां च पित्रोः ॥
राजीमत्या सह नवघनस्येव वर्षासु भूयो ।
* * *मा भूदेवं क्षणमपि च ते विद्युता विप्रयोगः ॥१२३॥
* * * * *
तद्दुःखार्थं प्रवरकवितुः कालिदासस्य काव्या-
दन्त्यं पादं सुपदरचितान् मेघदूताद्गृहीत्वा ।
श्रीमन्नेमेश्चरितविशदं सांगणस्यांगजन्मा ।
चक्रे काव्यं बुधजनमनःप्रीतये **विक्रमाख्यः** ॥१२६॥
नेमिदूतं समाप्तम् ।

આ બંને દૂત કાવ્યો, કાલિદાસના મેઘદૂતના શ્લોકોને અનુક્રમ તપાસનારને ઘણાં ઉપયોગી છે આ સિવાય **વેદાન્ત-દેશિકવિકૃત હંસસંદેશ** ઘણું ઉત્તમ પ્રકારનું દૂત કાવ્ય છે અને અત્યંત રમણીય હોવાથી કાલિદાસના મેઘદૂત કરતા પણ ચઢે તેવું છે, એમ **અભિનવ ભટ્ટબાણકૃષ્ણમાચાર્ય** મેઘસંદેશની પ્રસ્તાવનામાં લખે છે. આ કાવ્ય શોધ કરતાં પણ મને મળી આવ્યુ નથી એટલે ઉપર કહ્યું તેમાં કેટલું સત્ય છે તે કહી શકાતું નથી, પરંતુ મેઘદૂતના કરતાં એ કાવ્ય જો ચઢે એવું હોય, તો એની આજ સુધીમાં ઘણી સારી પ્રસિદ્ધિ થવી જોઇએ. આ સિવાય બીજાં જે અનુકરણો છે તેમાંનાં કેટલાંએક સામાન્ય કાવ્ય તરીકે સારાં છે અને કેટલાંક માલ વગરનાં પણ છે. ગમે તેમ હો, પણ આ ઉપરથી એટલું તો સ્પષ્ટજ છે કે, કાલિદાસના મેઘદૂતે ઘણા ઘણા કવિઓને અને રસિકોને એ માર્ગમાં પ્રેર્યા છે.

સંસ્કૃત અનુકરણોની પેઠે આ કાવ્યનાં ગુજરાતીમાં પણ ત્રણ

**ગુજરાતી અનુકરણો અને ભાષાન્તરો.**

સ્વતંત્ર અનુકરણો થયાં છે, જેમાંનાં **અનિલદૂત** અને **શશાંકદૂત** રા. મણિલાલ છબારામનાં લખેલાં છે અને **પત્રદૂત** રા. લલ્લુભાઇ નાનાભાઈનું લખેલું છે. અનિલદૂત અને પત્રદૂત મંદાક્રાન્તા વૃત્તમાં છે અને શશાંકદૂત વૈતાલીય વૃત્તમાં છે.

યુરોપના વિદ્વાનોએ અને આપણા પૂર્વના સંસ્કૃત વિદ્વાનોએ કાલિદાસના આ ખંડ કાવ્યનો રસ ચાખવા અને ચખાડવા જે સ્તુત્ય પ્રયત્ન કર્યો છે, તેની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. આ મહાકવિની વાણીને સત્કાર આપવામાં આપણા ગુર્જર વિદ્વાનો પણ પછાત નથી, એમ કહેતાં મને અભિમાન સાથે સંતોષ થાય છે. મરાઠી ભાષામાં, મેઘદૂતનાં ત્રણ ભાષાન્તર મારા જોવામાં આવ્યાં છે, ત્યારે આપણી ગુજરાતી ભાષામાં, તેનાં છ સાત ભાષાન્તરો થયાં છે, જેમાંનાં નીચે આપેલાં મારા જોવામાં આવ્યાં છે અને એ સિવાય પણ એક બે બીજાં ભાષાન્તરો છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે.

૧ રા. રા. નવલરામનું— મેઘછંદમાં.

૨ રા. રા. ભીમરાવ ભોળાનાથનું— મંદાક્રાન્તામાં.

૩ રા. રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવનું—મંદાક્રાન્તામાં(પૂર્વમેઘનું.)

૪ કવિ શિવલાલ ધનેશ્વરનું— { પૂર્વમેઘનું પૃથ્વીછંદમાં. ઉત્તરમેઘનું સ્રગ્ધરાવૃત્તમાં.

૫ રા. રા. લલિતનું— મંદાક્રાન્તામાં.

૬ રા. રા. હરિકૃષ્ણ બળદેવ ભટ્ટનું—હરિગીતમાં

૭ રા. રા. નાનાલાલ દલપતરામ કવિનું—મંદાક્રાન્તામાં.

થોડા વિસ્તારવાળી ગુજરાતી ભાષામાં મેઘદૂતનાં છ સાત ભાષાન્તરો થાય, એ ખરેખર ઘણું સંતોષકારક છે. આમાંના દરેક વિદ્વાને કાલિદાસની વાણીનો રસ ચખાડવાને માટે યથશકિત પ્રયાસ કરેલો જોવામાં આવે છે. ભિન્ન ભિન્ન લેખકોની વાણીમાં ભિન્ન ભિન્ન ખુબીઓ હોય છે, એટલે આવાં અમૂલ્ય-રસના ભંડારરૂપ કાલિદાસનાં કાવ્યોનાં જેટલાં ભાષાન્તરો થાય તેટલાં થોડાં છે. મહા કવિની વાણીના ગુણાનુવાદ કરવામાં દરેક વિદ્વાન પોતાની વાણીની સફળતા માને એ સ્વાભાવિક છે. ઉપરના વિદ્વાનોની પેઠે મેં પણ એ હેતુ લક્ષમાં રાખી ગુર્જર વાચકોની સેવા બજાવવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો છે, તે જો એમને રુચશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

૧૦૮૮૯



સંસ્કૃત ખંડકાવ્યોમાં મેઘદૂતનું સ્થાન પ્રથમ છે. એના વસ્તુની કલ્પના મનોહર છે. એનાં નાયક નાયિકાની પ્રેમભક્તિ ઘણી ઉચ્ચભાવનાવાળી છે. ઘણા કવિઓ અશ્લીલ શૃંગારથી પોતાનાં કાવ્યોને દૂષિત કરે છે, તેમ ન કરતાં પ્રવાસવિપ્રલંભ શૃંગાર પસંદ કરવામાં કવિએ અસાધારણ ચાતુર્ય વાપર્યું છે. શૃંગારને યોગ્ય, મંદ મધુર ગતિવાળા તથા રસને પુષ્ટિ આપે એવા મંદાક્રાન્તા વૃત્તની પસંદગીમાં કવિએ બરાબર ઔચિત્ય સાચવ્યું છે. ઉંચા પ્રકારના સંસ્કારવાળી, સર્વાંગ સુંદર, મર્યાદશીલ, તથા મનોહર પદન્યાસવાળી પ્રાઢાના જેવી—સ્વભાવથીજ ધીરગંભીર, કૈંક વ્યક્ત અને કૈંક પટાન્તરે દેખાતા સૌન્દર્યવાળી, કોઇ સ્થળે સ્પષ્ટ તો કોઇ સ્થળે સંવૃત્ત ભાવવાળી, પ્રસન્ન અને ઉચ્ચ પ્રેમ ભાવનાથી ભરેલી એવી વિશ્વમોહિની વાણી રસિકનાં હૃદયોને વશ કરી પોતાની સાથે ખેંચતી મંદ મંદ ચાલી જાય છે. જેમ જેમ એનો વિશેષ પરિચય રાખવામાં આવે, તેમ તેમ એનામાં ક્ષણ ક્ષણ રસમાં, ભાવમાં, સૌન્દર્યમાં, અને સમગ્ર ગુણોમાં નૂતનતા દૃષ્ટિએ પડે છે. સંસારના સમગ્ર સુખનું નિધન દામ્પત્ય કેવી ઉંચી પ્રેમભાવનાથી ભરેલું હોવુ જોઇએ, એમાં પરસ્પર પ્રત્યે કેવી કોમળતા અને તન્મયતા જોઇએ, તેનું યથાર્થ દર્શન મેઘદૂતમાં થાય છે.

**કાવ્યના ગુણો.**

ઉંચા પ્રકારનો શૃંગાર, એ કાલિદાસની વાણીનો મુખ્ય શણગાર છે. કેટલાએક એવા પણ હોય છે કે જે શૃંગારને નામે ભડકે છે, પરંતુ એનાથી ભડકવાનું કંઇ પ્રયોજન નથી. અમરુ આદિ કવિઓના કરતાં કાલિદાસનો શૃંગાર કંઇક જુદા જ પ્રકારનો છે. બીજા કવિઓનો શૃંગાર જ્યારે સ્થૂલ ઇન્દ્રિયોની તૃપ્તિની વાસનાથી ભરેલો અને ઉઘાડો હોય છે, ત્યારે કાલિદાસનો શૃંગાર પ્રેમની ઉન્નતભાવનાઓથી ગંભીર અને પટાન્તરે પ્રકાશતો જોવામાં આવે છે.

**શુદ્ધપ્રેમ અને વિષયવાસનાનો ભેદ.**

यूनोः परस्परं प्रीतिः शृंगारो ह्यभिधीयते ।

પ્રેમ એ શૃંગારનું ઉત્પત્તિસ્થાન છે, અને પરસ્પર ઉપર અનન્ય ભક્તિ એ પ્રેમનું ઉત્પત્તિ સ્થાન છે. હૃદયના ખરા તાદાત્મ્ય સિવાય અને અન્યોન્યમાં દૃઢ ભક્તિ વિના પ્રેમનો સંભવ જ નથી. મનુષ્યમાં જ્યારથી પ્રેમની ભાવના ઉત્પન્ન થવા પામે છે, ત્યારથી જ તે તેના અધિષ્ઠાનને ભજતાં શીખે છે. મનની તમામ વૃત્તિઓ તેમાં સંક્રાન્ત થતાં શીખે છે અને પરિણતદશા પ્રાપ્ત થતાં બંને હૃદયો અભેદવૃત્તિને અનુભવે છે. સ્થૂલ ઇન્દ્રિયોની ભોગાદિક વાસનાઓ જ્યારે તૃપ્ત થાય છે, અથવા જ્ઞાનના બળે વિરામ પામે છે, ત્યારે એના એ જ પ્રેમની મર્યાદા ધીરે ધીરે વિશાળ થતાં, અંતે ઇશ્વરપ્રેમમાં પરિણામ પામે છે. આ પ્રમાણે પ્રેમ પણ મોક્ષરૂપ પરમ પુરુષાર્થ સાધનામાં એક પગથીઆ રૂપ છે. સત્વ, રજસ્ અને તમસ્ એ ગુણોના મિશ્રણવાળી ત્રિગુણાત્મક સૃષ્ટિમાં પ્રેમનું અથવા શૃંગારનું સ્થાન વચ્ચેના રજોગુણમાં છે. એ રજો–ગુણમય પ્રેમભાવના જ્યારે નાના વર્તુલમાં સંક્રાન્ત થયેલી હોય છે, ત્યારે સંકોચને લીધે તેમાં રજોગુણ ઘણો પ્રબળ હોય છે. પરંતુ છેક પોતાના ઘરથી માંડીને આખા વિશ્વપર્યંત તેની મર્યાદા જેમ જેમ વિશાળ થતી જાય છે, તેમ તેમ હૃદયની શુદ્ધ ભાવનાઓને લીધે તેમાંથી રજોગુણ ઓછો થતો જાય છે અને સત્વગુણનું મિશ્રણ થાય છે. કાળક્રમે સાત્વિક અંશો વધતાં એની એ જ પ્રેમભાવના સત્વગુણમય પરમાત્મભક્તિમાં વિરામ પામે છે અને એ જ દશા મોક્ષને અનુકૂળ થઇ પડે છે. આ પ્રમાણે શુદ્ધ પ્રેમની પ્રવૃત્તિ જો સત્વગુણ તરફ માર્ગ લે છે, તો મોક્ષનો માર્ગ સધાય છે; પરંતુ સ્થૂલ ઇન્દ્રિયોની વાસનાઓ તૃપ્ત કરવા તરફ વળે છે, તો કાળે કરી તેમાં તમોવૃત્તિનું મિશ્રણ વધતાં, મનુષ્યનો અધઃપાત થાય છે અને ઉલટું જ પરિણામ આવે છે.

ઈંગ્રેજીમાં જેને આપણે લવ અને લસ્ટ એ નામથી ઓળ-

પીએ છીએ, તે જ શુદ્ધ પ્રેમ અને વિષયતૃષ્ણા છે. સંસારમાં એનું સમતોલપણું રાખી એને ધીમે ધીમે જો પ્રભુભક્તિ તરફ વાળીએ, તો કલ્યાણની પ્રાપ્તિ છે અને વિરુદ્ધ માર્ગે ઉતારીએ તો વિનાશ છે, એ વાત સર્વત્ર સિદ્ધ અને સત્ય છે. મહાકવિ મિલ્ટન પણ લખે છે કે—

In loving thou doest well, in passion not,
Wherein true love consists not. Love refines
The thoughts and heart enlarges; has its seat,
In person, and is judicious; is the scale,
By which to heavenly love thou mayet ascend.

MILTON.

જેવો આપણા કવિઓનો ઉપદેશ છે, તેવો જ પાશ્ચાત્ય કવિઓનો પણ છે; માટે સાંસારિક સ્થિતિમાં રહી પ્રેમભાવનાને શ્રેયના માર્ગમાં વાળવી, એ જ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. પોતાના ગ્રંથોમાં પ્રેમના પાઠ પઢાવનારા કવિઓનો પણ એવો જ ઉદ્દેશ હોય છે અને હોવો જોઇએ.

મેઘદૂતમાં આવી જ ઉચ્ચભાવનાવાળો શૃંગાર કવિએ યોજ્યો છે. લગ્નની ગાંઠથી બંધાયેલાં નાયકનાયિકા, મન, વચન અને કર્મથી અન્યોન્યને ચહાય છે અને ભજે છે. નાયક આખા વિશ્વને નાયિકામય જુવે છે, તેમ નાયિકા પણ જગતને નાયકમય દેખે છે, એ જ એમની ઉંચી પ્રેમભાવના દર્શાવી આપે છે. આથી જ મેઘદૂત, દંપતીના કેવળ શુદ્ધ પ્રેમના આદર્શરૂપે મનાય છે, માન પામે છે અને સર્વે શૃંગાર કાવ્યોમાં શ્રેષ્ઠ ગણાય છે.

**મેઘદૂત અને રામાયણ.**

કાલિદાસને આ મેઘદૂતની કલ્પનાનું સૂચન રામાયણ ઉપરથી થયું હશે, એમ મલ્લિનાથ પોતાની ટીકામાં એક સ્થળે લખી ગયા છે.

सीतां प्रति रामस्य हनुमत्संदेशं मनसि निधाय मेघसंदेशं कविः कृतवानित्याहुः બીજી એક વાત એમ પણ ચાલે છે કે, કાલિદાસને પોતાની પત્નીથી વિયોગ થતાં એમણે પોતાના નિવાસસ્થાન તરફ સંદેશ મોકલવાનું આ વિનોદ કાવ્ય લખ્યું હતું. આ વાતને માટે કંઇ આધાર નથી, પરંતુ કવિઓના મનની આવી સ્વાભાવિક પ્રવૃત્તિ હોય છે, એટલે વિનોદને અર્થે કદાપિ આ કાવ્ય લખાયું હોય તો તે અસંભવિત નથી. ગમે તેમ હો, પરંતુ એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, મેઘદૂત લખતાં વાલ્મીકિ રામાયણમાંનો હનુમાન્ સંદેશ કવિના લક્ષમાં તો હશે જ, કારણ કે એ સિવાય એ બંને સંદેશામાં અત્યંત મળતાપણું આવી શકે નહિ.

રામના સંદેશનો પ્રારંભ ઋષ્યમૂક પર્વત ઉપરથી થાય છે, ત્યારે મેઘ સંદેશનો આરંભ રામગિરિ ઉપરથી થાય છે. રામનો દૂત ઉત્તરથી દક્ષિણે જાય છે ત્યારે મેઘદૂત દક્ષિણથી ઉત્તરે જાય છે. હનુમાન્ જેમ અનેક પર્વતો અને સમુદ્રો આદિ અગમ્ય પ્રદેશોને ઓલંગી શકે એવા સામર્થ્યવાળો તથા જીતેન્દ્રિય છે, તેમ મેઘ પણ તેવા જ સામર્થ્ય અને ચરિતવાળો છે. હનુમાન્ ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલો અને વાયુનો પુત્ર છે, ત્યારે મેઘ પણ પુષ્કરાવર્તક નામના મહામેઘના કુળોમાં ઉત્પન્ન થયેલો અને વાયુનો મિત્ર છે. રામાયણની નાયકાનો વાસ સુવેળ પર્વત ઉપર આવેલી લંકાનગરીમાં છે, ત્યારે મેઘદૂતની નાયિકાનું સ્થાન કૈલાસ ઉપર આવેલી અલકાનગરીમાં છે. બંને નાયિકાઓ યૌવનદશામાં વિયોગમાં પડેલી છે, બંનેની સ્વામી ઉપર અનન્ય ભકિત છે અને બંને સાધુ ચરિતવાળી તથા પતિવ્રતા છે. હનુમાન્ જેમ રાત્રિએ નાનું રૂપ લઇ લંકામાં પ્રવેશ કરે છે, તેમ મેઘ પણ નાનું રૂપ લઇ યક્ષભવનમાં પ્રવેશ કરે છે; લંકામાં સીતાની જેવી કરુણાજનક દશા છે, તેવી અહીં મેઘદૂતની નાયિકાની પણ છે. આ પ્રમાણે વસ્તુમાં, પ્રસંગોમાં, વર્ણનોમાં, વિચારોમાં અને શબ્દોમાં પણ અત્યંત મળતાપણું જોવામાં આવે છે. પ્રારંભના શ્લોકમાં જ રામગિરિમાં યક્ષનો વાસ કલ્પ્યો છે અને

जनकतनयास्नानपुण्योदकेषु ।
रघुपतिपदैरंकितं मेखलासु ।
दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः ।
इत्याख्याते पवनतनयं मैथिलीवोन्मुखी सा ।

ઇત્યાદિ પદોથી મહાત્મા રામની પવિત્ર કથાનું વારંવાર સ્મરણ કરેલું જોવામાં આવે છે. વાલ્મિકિ રામાયણના કિષ્કિન્ધાકાંડના સર્ગો તપાસતાં આ બંનેમાં ઘણુંજ મળતાપણું જણાય છે.

१ प्रस्पन्दमानः पुनरूरुरस्या, रामं पुरस्तात् स्थितमाचचक्षे ।
२ प्रास्पंदतैकं नयनं सुकेश्या; मीनाहतं पद्ममिवाभिताम्रम् ।
३ हिमहतनलिनीव नष्टशोभा व्यसनपरंपरया निपीड्यमाना
सहचररहितेवचक्रवाकी जनकसुता कृपणां दशां प्रपन्ना **રામાયણ.**

१ यास्यत्यूरुः सरसकदलीगर्भगौरश्चलत्वम् ।
२ त्वय्यासन्ने नयनमुपरिस्पन्दि शंके मृगाक्ष्याः ।
मीनक्षोभाच्चलकुवलयश्रीतुलामेष्यतीति ॥
३ जातां मन्ये शिशिरमथितां पद्मिनीवान्यरूपाम् ।
४ दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ॥ **મેઘદૂત.**

આ રીતે રામાયણના પ્રસંગ સાથે મેઘદૂતનું ઝીણી ઝીણી બાબતોમાં પણ ઘણું મળતાપણું છે. ઉપરનાં દૃષ્ટાન્તોથી એમ સમજવાનું નથી, કે કાલિદાસે રામાયણમાંથી ભાવો લઇને મેઘદૂત લખ્યું છે. કાલિદાસની ઉત્તમ પ્રકારની સર્ગ શક્તિને, એમની સ્વભાવસુંદર, મનોહર અને ગંભીર ભાવ તથા રસથી ભરેલી વાણીને અન્યના આધારની જરૂર પડે તેમ છેજ નહીં. કહેવાનું તાત્પર્ય માત્ર એટલુંજ છે કે, મેઘદૂત લખતી વખતે રામાયણનો આ પ્રસંગ કવિના લક્ષમાં હતો, અથવા તો એ પ્રસંગ ઉપરથી આ દૂત કાવ્ય લખવાનું એમને સૂઝયું હશે. વાણીના મળતાપણાને માટે તો માત્ર એટલુંજ કહેવું બસ છે કે, વ્યાસ અને વાલ્મીકિ જેવા આદિ

કવિની ગંગાના પ્રવાહ જેવી સ્વચ્છ અને પવિત્ર વાણીના સંસર્ગથી, પોતાની વાણીની કૃતાર્થતા માની, આપણા સંસ્કૃત કવિઓ, એમના પ્રત્યે પોતાનો પૂજ્યભાવ બતાવતા આવ્યા છે એ જ કારણ આમાં પણ પ્રધાન છે.

કાલિદાસનો શૃંગાર ઘણો ગંભીર, ઉંચા પ્રકારનો અને શુદ્ધ છે. એમની વાણી પ્રૌઢ, અર્થગૌરવવાળી,

**કવિની શક્તિ અને ભૂગોળ જ્ઞાન.**

ક્લિષ્ટતાથી રહિત, માધુર્યથી ભરેલી અને મનોહર રચનાવાળી છે. એમની કલ્પના શક્તિ અને મનુષ્યહૃદયોની ઉંડી ભાવનાઓ ચિતરવાની શક્તિ અદ્ભુત છે. કાલિદાસને હિન્દુસ્તાનની ભૂગોળનું ઘણુંજ ઉત્તમ જ્ઞાન હતું, એવું મેઘદૂત તથા રઘુવંશના છઠ્ઠા, ચોથા તથા તેરમા સર્ગ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. મેઘના માર્ગનાં ઘણાં ખરાં સ્થાનો એમણે એવી સ્ફુટ રીતે તથા અનુક્રમ પ્રમાણે બતાવ્યાં છે કે, હજારો વર્ષ વીતી ગયા છતાં પણ, તેમાંનાં ઘણાં ખરાંને આપણે અત્યારે પણ ઓળખી શકીએ છીએ. આ એમના ભૂગોળના જ્ઞાને એમના કાળનિર્ણયના સંબંધમાં ઘણી સારી મદદ આપી છે.

પોતાના આશ્રયદાતાની રાજધાની અને પોતાના નિવાસસ્થાન ઉજ્જયિની ઉપર એમને ઘણો જ સદ્ભાવ

**ઉજ્જયિની પ્રત્યે કવિનો પ્રેમ.**

હતો, એમ મેઘદૂતમાંના એ પ્રદેશોના વર્ણન ઉપરથી જણાઇ આવે છે. મેઘદૂતમાં અલકાથી ઉતરતું વર્ણન ઉજ્જયિનીનું છે. માત્ર ઉજ્જયિની ઉપર એમનો સદ્ભાવ છે એટલું જ નહીં, પરંતુ જાણવા યોગ્ય અન્ય સ્થળોને વિસારી મૂકી, આખા અવન્તિ અને દશાર્ણ દેશ ઉપર પણ એમનો પ્રેમ વિસ્તરે છે. મહાકાળ, ઉજ્જયિની, ગંધવતીનો (કુંડ) વહેળો, દશાર્ણ, વિદિશા વગેરે સ્થળોના વર્ણનને સ્થાન આપવાને માટે, કવિએ મેઘને કહ્યું છે કે, ઉજ્જયિની જતાં

ત્યારે ખાસ વાંકે માર્ગે થઈને જવાનું છે, તેમ છતાં તું લક્ષ્મીની લીલાલેહેરવાળી એ નગરીમાં જવા ચૂકીશ નહીં. આ એમનો એ નગર પ્રત્યેનો સંપૂર્ણ પ્રેમ અને મમત્વ સૂચવે છે. એ પોતે ત્યાંના જ વતની હતા, એમ મારું માનવું નથી. કાશ્મીર તરફનો પ્રદેશ એમની જન્મભૂમિ હશે એમ માનવાનાં કેટલાંએક કારણો છે. એ દેવભૂમિનું કુમાર, રઘુ, મેઘદૂત વગેરેમાં જ્યાં જ્યાં વર્ણન આવે છે, ત્યાં ત્યાં એમના સ્વભૂમિ પ્રત્યેના પ્રેમની ઊર્મિઓ ઉછળી આવ્યા વિના રહેતી નથી. એ પવિત્ર અને રમણીય ભૂમિના સૌંદર્યે એમની પ્રથમ વિકાસ પામતી કાવ્યપ્રતિભા ઉપર એવી પ્રબળ છાપ પાડી છે કે, જે એમનાં સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનોમાં સહજ જોનારને પણ જણાઈ આવે છે. અલ્પ પરિચયવાળા પ્રવાસિની દૃષ્ટિથી નહીં, પરંતુ આર્યાવર્તની એ સ્વર્ગભૂમિની મનોહર લીલાના ખોળામાં ઉછરેલા કવિની દૃષ્ટિથી એ તેનું વર્ણન કરે છે. એમનું કુમારસંભવકાવ્ય વાંચતાં આ વાત સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. પોતાની પ્રથમ અવસ્થામાં જ, સરસ્વતીના નિવાસરૂપ એ દૈવી ભૂમિમાં રહીને એમણે એ કાવ્ય લખ્યું હશે અને પછીની અવસ્થામાં ઉજ્જયિની તરફ આવીને બાકીનાં કાવ્યો અને નાટકો લખ્યાં હશે. આ કેવળ તર્ક છે. એને મનની સાક્ષી સિવાય હાલમાં તો બીજો પુરાવો નથી, પરંતુ આ દૃષ્ટિબિન્દુથી, મેઘદૂત, કુમાર વગેરે વાંચનારને આમાં કંઈક સત્ય હોય એવું ભાસ્યા વિના નહીં રહે, એમ મારું માનવું છે.

કાલિદાસના જન્મચરિતવિષે મેં મારા વિક્રમોર્વશીયના ભાષાંતરની પ્રસ્તાવનામાં કંઈક વિસ્તારપૂર્વક લખેલું છે, એટલે અહિંઆં એ વિષે નવા સ્ફુરેલા વિચારો સિવાય બીજું કંઈ લખવાની આવશ્યકતા નથી. એ ઈસવી સન પૂર્વે પહેલા સૈકામાં થયા હતા, એ મતને હાલ ઘણા વિદ્વાનો સ્વીકારે છે, અને પરિણામે એ એમનો સમય હતો, તેમ ત્યારે સબળ પુરાવો મળતાં ઠરશે એવું ધારવામાં આવે છે. આમાં રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે, વિક્રમોર્વશીના

ભાષાંતરની નવી આવૃત્તિ બહાર પાડી છે, તેમાં છંદની ગણનાથી એમણે પણ એમ પ્રતિપાદન કર્યું છે કે, કાલિદાસ ઇસવી સન પૂર્વે પહેલા સૈકામાં થયા હોવા જોઇએ. પ્રમાણની આ નવીન યોજના પણ કંઇ મહત્વવાળી અને વિચારવા યોગ્ય છે.

## મહાકવિ ભાસ.

**મહા કવિ ભાસનાં નાટકો.**

કાલિદાસની પૂર્વે થઇ ગયેલા મહાકવિ ભાસનાં નાટકો નાશ પામ્યાં છે એમ આજ સુધી મનાતું હતું, પરંતુ સદ્‌ભાગ્યે હાલ તેમાંનાં કેટલાંએક જડી આવ્યાં છે, તેના ઉપરથી કાલિદાસના સમય ઉપર કંઇક પ્રકાશ પડવાનો સંભવ છે. હજી એ નાટકોનો બહુ પ્રસાર થયો નથી, એટલે સમર્થ વિદ્વાનોને હાથે એ સંબંધમાં કંઇ લખાયેલું નથી; પરંતુ થોડા કાળમાં એ સંબંધી ઉહાપોહ થતાં કંઇક વિશેષ પ્રકાશ પડશે એમ લાગે છે.

**ભાસનાં નાટકો કેમ જડી આવ્યાં ?**

આજ સુધી, જૂના ગ્રંથોની શોધખોળ ચાલુ રહ્યા છતાં જે નાટકો કોઇ પણ ઠેકાણેથી હાથ લાગ્યાં નહીં, તે આમ એકાએક શી રીતે જડી આવ્યાં, તેના સંબંધમાં ત્રિવંદ્રમના મહારાજાના વિદ્વાન્ ગણપતિ શાસ્ત્રી, ભાસના સ્વપ્નવાસવદત્તાની પ્રસ્તાવનામાં લખે છે કે, " જૂનાં પુસ્તકોની શોધ કરવાને માટે હું દક્ષિણ ત્રાવણકોર તરફ ગયો હતો, ત્યારે પદ્મનાભપુર પાસે મણલીકર મઠમાંથી મને તાડપત્ર ઉપર પ્રાચીન કેરલી ભાષામાં લખેલાં નાટકોનો સંગ્રહ જડી આવ્યો. તેને તપાસતાં નીચે દર્શાવેલાં દશ નાટકો માલમ પડ્યાં.

**૧ સ્વપ્નવાસવદત્તા. ૨ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ. ૩ પંચરાત્રમ્. ૪ ચારુદત્ત. ૫ દૂતઘટોત્કચ. ૬ અવિમારક. ૭ બાલચરિત. ૮ મધ્યમવ્યાયોગ. ૯ કર્ણભાર. ૧૦ ઉરુભંગ.**

મારી બીજી વખતની મુસાફરીમાં કૈલાસપુરના ગોવિંદ પિશા શેટી નામના જ્યોતિષિની પાસેથી—

(૧૧) **અભિષેક નાટક** અને (૧૨) **પ્રતિમા નાટક**, એ નામનાં બીજાં બે નાટકો મળી આવ્યાં. પછી તપાસ કરતાં રાજ-મહેલની લાયબ્રેરીમાંથી આ છેલ્લાં બે નાટકોની હસ્તલિખિત પ્રતો પણ મળી આવી. ત્યાર પછી વધારે તપાસ કરતાં મહિસૂરના પંડિત અનંતાચાર્યે, કેરલમાંથી મેળવેલી **સ્વપ્નવાસવદત્તા** અને **પ્રતિજ્ઞાયૌગન્ધરાયણની** બે હસ્તલિખિત પ્રતો મને મોકલાવી, જેમાંથી **સ્વપ્નનાટક** અને **પ્રતિજ્ઞાનાટકનાં**, **સ્વપ્નવાસવદત્તા** અને **પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ** એવાં આખાં નામ પણ જડી આવ્યાં. ત્યાર પછી ત્રીજા પ્રવાસમાં હરિપાદુપુરમાં મી૦ સુબ્રહ્મણ્ય પાસેથી **અવિમારકની** એક પ્રત જડી આવી. આ પ્રમાણે જ્યારે સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને અવિમારક એ ત્રણે નાટકો, અન્ય પ્રતોની મદદથી સંપૂર્ણ થયાં અને સ્વપ્નવાસવદત્તા છપાવા માંડ્યું, ત્યારે ચેકુન્નુરના શ્રીમદ્ અનન્તાચાર્ય પાસેથી પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને અભિષેક નાટકની બીજી પ્રતો પણ મળી આવી."*

આ બધા ગ્રંથો કેવી રીતે ઉપલબ્ધ થયા, તેની સવિસ્તર હકીકત એમણે ઉપર પ્રમાણે આપેલી છે. અત્યાર સુધી પ્રાચીન ગ્રંથોની શોધખોળને માટે, સરકારની મદદથી આખા હિન્દુસ્તાનમાં અને સીલોનમાં ઘણો પ્રશંસાપાત્ર શ્રમ કરવામાં આવેલો છે અને હજારો પુસ્તકો અનેક ભંડારોમાંથી મળી આવ્યાં છે, તેમ છતાં મહાકવિ ભાસનાં નાટકો હયાતિમાં છે એવું આપણે આજ સુધી સાંભળ્યું પણ ન હતું, અને જ્યારે જડી આવ્યાં ત્યારે એક પછી એક, એમ એની વિવિધ પ્રતો જૂદે જૂદે ઠેકાણેથી અને ખાસ પેલેસ લાયબ્રેરીમાંથી પણ જડી આવી, એ આપણને આનંદ સાથે આશ્ચર્ય

*જુઓ સ્વપ્નવાસવદત્તાની ૨ આવૃત્તિ ( પ્રસ્તાવના. )

ઉત્પન્ન કરે છે. જે કાળે જે વસ્તુનો ઉદય થવાનો હોય, તે કાળે તે સહજ પ્રયત્ને પણ ઉપલબ્ધ થાય છે, અને કોઇ વખતે શોધ કરતાં પણ મળતી નથી, એવું આપણે ઘણીવાર બનતું જોઇએ છીએ. આ નાટકોના સંબંધમાં પણ એવુંજ કંઇક બન્યું છે અને સદ્ભાગ્યે સંસ્કૃત સાહિત્યમાં અગત્યનો ઉમેરો કરવાનો યશ ગણપતિ શાસ્ત્રીને મળ્યો છે, એ મોટા આનંદની વાત છે.

**એ નાટકનો કર્તા.**

૨. ગણપતિ શાસ્ત્રીએ સ્વપ્નસાદવદત્તાની વિદ્વત્તાભરી પ્રસ્તાવનામાં વિવિધ પ્રમાણો આપી એમ સિદ્ધ કરી આપ્યું છે કે, આ નાટકો કાલિદાસની પૂર્વે થઇ ગયેલા મહાકવિ ભાસનાં છે.* એ મહા કવિએ પોતાનાં નાટકોમાં પોતાનું નામ સરખું પણ લખ્યું નથી, તેમ છતાં એ બધાં નાટકોની ભાષા, રચના, પરસ્પર મળતાપણું અને પરસ્પરના શ્લોકનું અવતરણ, ઇત્યાદિ આંતર પ્રમાણોથી એટલું તો બહુધા સિદ્ધ થાય છે કે, એ બધાં નાટકો કોઇ મહાકવિના એક જ હાથથી લખાયેલાં છે અને એ મહાકવિ ભાસજ હોવા જોઇએ. રાજશેખરે **સૂક્તિમુક્તાવલી** નામના ગ્રન્થમાં નીચે પ્રમાણે લખેલું છે, કેઃ—

भासनाटकचक्रेऽपि च्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

ભાસના સ્વપ્નવાસવદત્તા નાટકને અગ્નિ પણ બાળી શક્યો નહતો. આ પ્રમાણે જોતાં સ્વપ્નવાસવદત્તા નામનું નાટક ભાસકવિનું હતું, એમ પ્રાચીન ઉલ્લેખપરથી જણાય છે અને સ્વપ્નવાસવદત્તા તથા બીજાં બધાં મળી આવેલાં નાટકો એક જ કવિનાં લખેલાં છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે, એટલે એ બધાં મહાકવિ ભાસનાં જ નાટકો હોવાં જોઇએ. એ સિવાય, મહાકવિ બાણભટ્ટે પોતાના હર્ષચરિતમાં ભાસનાં નાટકો સૂત્રધારથી આરંભાયેલાં છે એમ લખ્યું છે.

* સવિસ્તર હકીકતને માટે જુવો—સ્વપ્નવાસવદત્તાની પ્રસ્તાવના.

सूत्रधारकृतारंभैर्नाटकैर्बहुभूमिकैः । सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

બાણભટ્ટે આપેલાં આ ખાસ લક્ષણો, હાલ જડી આવેલાં તમામ નાટકોમાં મળી આવે છે, એટલે એ બધાં એ જ મહાકવિનાં નાટકો છે, એમ માનવામાં શંકાનો અવકાશ રહેતો નથી.

આ નાટકો ઘણાં ટુંકાં અને સાદાં તથા સરળ હોઇ કોઇ કદાપિ એમ શંકા કરે કે, કાલિદાસને સ્પર્ધા ઉત્પન્ન કરાવનારાં ભાસનાં નાટકો આવાં નાનાં નાનાં ન હોય; પાછળના કોઇ કવિએ ખાસ રંગભૂમિને અનુકૂળ થઇ પડે તેમ ભાસનાં નાટકોને સંક્ષેપમાં લખ્યાં હશે, આવી શંકા થવાનું કારણ નથી. હાલમાં મળી આવેલાં નાટકોની ભાષા, પદ્યોની રચના વગેરે જોતાં, એ કોઇ સમર્થ કવિની પ્રસાદીવાળી, રસભરિત, અને પરિપક્વ વાણીનું ફળ છે, એમ માન્યા વિના ચાલે તેમ નથી. એ કોઇ સાધારણ કવિની કલમથી લખાયેલાં નથી. કોઇ કોઇ સ્થળે તો એ નાટકો કાલિદાસને પણ ટક્કર મારે તેવી ખૂબીવાળાં છે, એકલે આવી શંકા કરવામાં આવે તો તે ટકી શકે તેમ લાગતું નથી.

**ભાસ સંબંધી લેખનો ઉદ્દેશ.**

જે મહાકવિના ગ્રન્થોને માટે પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનો અત્યંત આતુરતાથી આજ સુધી શોધ કરતા આવ્યા છે, તેનાં સંખ્યાબંધ નાટકો આ પ્રમાણે એકાએક જડી આવતાં, દરેક સાહિત્ય-પ્રેમી માણસને એ મહાકવિના કાળના અને નાટકોના સંબંધમાં કંઇ કંઇ પણ જાણવાની અને જણાવવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક જ છે; કારણ કે મહાકવિ ભાસના સમયના નિર્ણયથી અને એમનાં નાટકોથી મહાકવિ કાલિદાસના કાળ-નિર્ણયના અંધારાવાળા માર્ગમાં કંઇક વધારે પ્રકાશ પડવાનો સંભવ છે. આ શ્રમ, અસાધારણ વિદ્વત્તા, વિશાળ વાંચન, સંપૂર્ણ ધીરજ, અને એ બધાં નાટકોનું અનેક દૃષ્ટિબિન્દુથી સૂક્ષ્મ અવલોકન કરનાર

સમર્થ વિદ્વાનો સિવાય બીજાથી થઇ શકે તેમ નથી; એટલે ઉપર ટપકે વિચારો આપી, એ મહાકવિનો સમય અમુક જ હતો, એમ નિર્ણય આપવો એ તો પ્રાગલ્ભ્ય જ કહેવાય. આ જાતનું પ્રાગલ્ભ્ય કરવાનો આમાં મારો ઉદ્દેશ નથી. એમ છતાં કોઇપણ ગ્રંથ અથવા ગ્રંથો વાંચતાં પોતાને જે કંઇ વિચારો ઉત્પન્ન થાય, તે અન્ય વિદ્વાનોની આગળ નમ્રપણે દર્શાવવાનો હક તો સાહિત્યના ક્ષેત્રમાં દરેક માણસને હોવો જોઇએ, એમ મારું માનવું છે. આથી મહાકવિ ભાસનાં જે દશ નાટકો આજ સૂધીમાં છપાઇ બહાર પડયાં છે, તે વાંચતાં મારા મનમાં જે કંઈ વિચારો અને અનુમાનો સ્ફુર્યાં છે, તેને અત્રે નોંધી લઇ અન્ય વિદ્વાનોની સમક્ષ રજુ કરવાનો પ્રસંગ લેવાની મને વૃત્તિ થાય તો તે ક્ષન્તવ્ય ગણાશે. ભાસ કવિનાં નીચે દર્શાવેલાં આ ૧૦ નાટકો પ્રસિદ્ધ થયેલાં મારા જોવામાં આવ્યાં છે,

૧ સ્વપ્નવાસવદત્તા. ૨ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ. ૩ પંચરાત્ર. ૪ દૂતઘટોત્કચ. ૫ અવિમારક. ૬ બાલચરિત. ૭ મધ્યમવ્યાયોગ. ૮ કર્ણભાર. ૯ ઉરુભંગ. ૧૦ અભિષેક નાટક.

**ભાસના સમયની મર્યાદા.**

મહાકવિ કાલિદાસ, ઇ૦ સ૦ પૂર્વે પહેલા શતકમાં થયા હતા એવું અત્યાર સૂધી થયેલા શોધને આધારે ઘણા વિદ્વાનોનું માનવું છે અને જ્યાં સૂધી વધારે વિશ્વાસપાત્ર પ્રમાણોથી એ અભિપ્રાય ખોટો પડયો નથી, ત્યાં સૂધી મારું પણ એમ જ માનવું છે કે, એ મહાકવિ ઇ૦ સ૦ પૂર્વે પ્રથમ શતકમાં અથવા તો તેથી થોડાં વર્ષ પહેલાં થયા હતા. મહાકવિ કાલિદાસે પોતાના **માલવિકાગ્નિમિત્રના** પ્રારંભમાં લખ્યું છે કેઃ—

**पारिपार्श्विकः**-प्रथितयशसां **भाससौमिल्लकविपुत्रादीनां** प्रबन्धान् अतिक्रम्य वर्त्तमानकवेः **कालिदासस्य** क्रियायां कथं परिषदो बहुमानः ?

**સૂત્રધાર:**—अयि विवेकविश्रान्तमभिहितं पश्य ।

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
संतः परीक्ष्यान्यतरद्भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

એટલે મહાકવિ ભાસ, ઇ૦ સ૦ પૂર્વે પહેલા શતકમાં કિંવા તેથી પહેલાં થયેલા કાલિદાસની પૂર્વે થઇ ગયા હતા, એમાં તો શંકા જ નથી. ભાસ કવિએ ઉદયન અને વાસવદત્તાનું વસ્તુ લઇ સ્વપ્નવાસવદત્તા નામનું નાટક લખ્યું છે, તેથી એ ઉદયનના પછી, એટલે ઇ૦ સ૦ પૂર્વે ૪૭૫ પછી થયા હોવા જોઇએ, એમ પણ માનવું પડે છે. આ ઉપરથી ભાસના સમયના સંબંધમાં ઇ૦ સ૦ પૂર્વે ૪૭૫ થી ઇ૦ સ૦ પૂર્વે ૧૦૦, એ બે મર્યાદાઓ તો સિદ્ધ જેવી ગણી શકાય તેમ છે, એટલે કે લગભગ એ ચારસેં વર્ષના ગાળામાં ભાસ કવિ થયા હશે એ તો નિર્વિવાદ છે. આ ચારસેં વર્ષના ઇતિહાસનાં પ્રમાણોને અને ભાસનાં નાટકોમાંથી જે જે પ્રમાણો મળી આવે છે તેને, પરસ્પરની સાથે ઘટાવતાં ભાસ કવિને માટે કયો સમય વધારે સંભવિત લાગે છે તે આપણે જોઇએ.

રા. ગણપતિ શાસ્ત્રી પોતાની વિદ્વત્તાભરેલી પ્રસ્તાવનામાં કેટલાંએક પ્રમાણોથી એમ પુરવાર કરે છે કે, "ભાસકવિ નંદના સમકાલીન વર્ષોપાધ્યાયના શિષ્ય સૂત્રકાર પાણિનિની અને ભામહની પણ પહેલાં થયા હતા; કારણ કે આ નાટકોની ભાષાના વ્યાકરણ-પ્રયોગો જોતાં પાણિનીય વ્યાકરણને એ બરાબર અનુસર્યા નથી તથા ભામહે પોતાના કાવ્યાલંકારમાં ભાસનાં એક બે વાક્ય લીધેલાં છે." આ બાબતમાં લેશ પણ શંકા વિનાનાં વધારે સબળ પ્રમાણો મળી આવે ત્યાં સુધી આ વાત માનતાં જરા અટકવું પડે છે; કારણ કે અંદરથી મળી આવતાં કેટલાંએક પરચક્રનો ભય વગેરે પ્રમાણોની ઇતિહાસ સાથે એકવાક્યતા કરતાં, ગણપતિ શાસ્ત્રીના અનુમાનને પુષ્ટિ મળી શકતી નથી. ભાસ અને મહાકવિ કાલિદાસની ભાષા

અને નાટકોની રચના જોતાં, એ બંને કવિઓ વચ્ચે લગભગ ૪૦૦–૫૦૦ વર્ષનું અંતર હોય, એમ પણ મન કબુલ કરી શકતું નથી.

જે ઉદયનને નાયક કલ્પી ભાસ કવિએ સ્વપ્નવાસવદત્તા નાટક લખ્યું છે, તે ઉદયન કયો, તે સંબંધમાં ઇતિહાસ પુરાણમાંથી એમ જડી આવે છે કે–ચંદ્રવંશમાં શતાનીકનો પુત્ર એક ઉદયન રાજા થયેલો છે[1] અને શિશુનાગ વંશમાં દર્ભકનો પુત્ર ઉદયન છે. આમ બે જુદા જુદા ઉદયન થયેલા છે. ભાસ કવિએ પોતાના નાયક ઉદયનને બે ત્રણ રીતે ઓળખાવ્યો છે. પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં ઉદયન કેદ પકડાયો ત્યારે તેના સંબંધમાં તપાસ કરી ખાતરી કરતાં પ્રદ્યોતરાજા પૂછે છે કે:–[2]

कंचुकीयः—तत्रभवता अमात्येन गृहीतो वत्सराजः

राजा—उदयनः। शतानीकस्य पुत्रः सहस्रानीकस्य नप्ता ? कौशाम्बीशः ?

જનરલ કનિંગહામ લખે છે કે, પુરુરવથી દશમી પેઢીએ થયેલા કુસુંબ રાજાએ કૌશામ્બી નગર વસાવ્યું હતું, પરંતુ એની ખરી પ્રસિદ્ધિ અર્જુનથી દશમી પેઢીએ થયેલા ચક્ર રાજાના વખતમાં થઈ હતી; કારણ કે જ્યારે હસ્તિનાપુર ગંગાની રેલથી તણાઇ ગયું, ત્યારે એણે પોતાની રાજધાની કૌશામ્બીમાં કરી હતી. કૌશામ્બીનું નામ રામાયણમાં પણ આવે છે. આ નગર અલ્હાબાદથી આશરે ૩૧ માઇલ ઉપર આવેલા કોસમ ગામને ઠેકાણે યમુનાના તીર ઉપર હતું.[3]

આ ઉપરથી એમ લાગે છે કે, ભાસે વર્ણવેલો ઉદયન કુરુવંશના

---

૧ જુવો વિષ્ણુપુરાણમાં કૌરવ પાંડવોની વંશાવલિ તથા મગધદેશના રાજાઓ. દત્ત–હીસ્ટરી ઓફ એન્શન્ટ ઇન્ડીયા. પાનું ૪૮૭. કથાસરિત્સાગર વત્સરાજની કથા.

૨ જુવો પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ પાનું ૩૦–૩૧.

૩ કનિંગહામ્સ જ્યોગ્રોફી. નંદારગીકરનું મેઘદૂત.

શતાનીકનો પુત્ર હોવો જોઇએ. એના ખરા સમયનો પત્તો લાગતો નથી, પરંતુ મહાકવિ ભાસ લખે છે કે, કથાનાયક ઉદયન, મગધરાજ દર્શકની બ્હેન પદ્માવતીને પરણ્યો હતો અને તેની પ્રથમ રાણી વાસવદત્તા હતી. મગધ રાજાઓની વંશાવલિ જોતાં જણાય છે કે મગધમાં શિશુનાગ વંશના જે રાજાઓ થયા હતા તેમાં અજાતશત્રુનો પુત્ર દર્શક રાજા[1] ઇ. સ. પૂર્વે ૪૭૫ માં ગાદીએ આવ્યો હતો. કવિએ ઉદયનના સાળા તરીકે ઓળખાવેલો દર્શક રાજા આ હોય એમ સંભવે છે. એટલે ઉદયનનો સમય પણ ઇ. સ. પૂર્વે ૪૭૫ માં માની શકાય તેમ છે.

આ પ્રમાણે માની લેતાં ભાસ કવિ ઇ. સ. પૂર્વે ૪૭૫ થી તે ઇ. સ. પૂર્વે ૧૦૦ સુધીમાં થયા હોવા જોઇએ. ભાસ કવિ ઉદયનના સમકાલીન અને એના આશ્રિત હોય એમ સંભવતું નથી, કારણ કે ઉદયનને અને એના સમકાલીન એના સસરા ચંડમહાસેન અને મગધ રાજાઓને નાટકનાં પાત્રો કલ્પી સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ વગેરે નાટકો એ લખે નહી; કારણ કે તેમાં કોઇની ઉન્નતિ, કોઇની અવનતિ વગેરે દર્શાવવાના પ્રસંગમાં સામાન્ય રીતે કોઇની પણ ઇતરાજી થવાનો સંભવ રહે. વળી જે મહાન્ પરચક્રનો ભય ભાસ કવિએ પોતાનાં નાટકોમાં સૂચવ્યો છે, તેવો ભય ઉદયન અથવા તેના સમકાલીન રાજાઓના વખતમાં હતો નહી. એટલે ભાસ કવિ એના સમયમાં થયા હોય એમ સંભવતું નથી.

આ નાટકો વાંચતાં કેટલાએક પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે; જે નીચે આપ્યા છે.

ભાસ કવિએ પોતાનાં ઘણાં ખરાં નાટકોમાં મહાન્ પરચક્રનો ભય સૂચવતાં ભરતવાક્યો મૂક્યાં છે, તે બીજા બધા કરતાં વિશેષ

---

૧ મી. વિન્સેન્ટ સ્મીથ્સ હિસ્ટરી પાનું ૩૫-૪૪. મી. દત્ત-હિસ્ટરી ઓફ ઇંડીયા. મૌર્યડીનેસ્ટી.

ધ્યાન ખેંચે તેવાં છે. એમાંનાં કેટલાંએક પરચક્રનો ભય સૂચવતાં નથી, કેટલાંએક ભય આવી પડ્યો એવું સૂચન (૧) પરચક્રનો ભય કરે છે, કેટલાંએક રાજા એની સામે થયો એમ સૂચવે છે અને કેટલાંએક ભય શમી ગયો એવું ગૂઢ સૂચન કરી, આપણો રાજા રાજ્યલક્ષ્મીથી યુક્ત થઈ આટલા આટલા વિસ્તારવાળી પૃથ્વીનું પાલન કરો વગેરે આશીર્વાદ આપે છે. નાટકોમાંથી મળી આવતી ઝીણી ઝીણી બાબતો કરતાં આ પરચક્રના ભયનો ઉલ્લેખ ખાસ ધ્યાન ખેંચે તેવો છે. કવિએ, परचक्र શબ્દને કંઇક ગંભીર સ્વરૂપમાં વાપરેલો હોય એમ લાગે છે. હિંદુસ્તાનના અન્ય રાજાઓના પરસ્પર વિગ્રહના સંબંધમાં परचक्रं प्रशाम्यतु એવો ઉલ્લેખ, નાટકના એક ગ્રંથમાં નહીં, પરંતુ અનેક ગ્રંથોમાં સામાન્ય રીતના વિગ્રહને માટે ભાગ્યેજ કરવામાં આવે. પરચક્ર શબ્દનો અર્થ Invasion by an enemy, one of the six calamities એવો ડીક્ષનેરીમાં આપ્યો છે. અગ્નિમિત્રના પિતાના સમયમાં પણ ગ્રીક લોકોનો રાજા મીનેન્ડર હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો હતો. તે સમયે આવા પ્રકારનો ઉપદ્રવ ભવિષ્યમાં શાંત થાવ, એવી પ્રાર્થના કરતાં કાલિદાસે અગ્નિમિત્રના મુખમાં એવા જ અર્થનું નીચેનું ભરતવાક્ય મૂક્યું છે, પરંતુ તેને મોટું સ્વરૂપ આપ્યું નથી.

आशास्यमीतिविगमप्रभृति प्रजानाम् ।
संपत्स्यते न खलु गोप्तरि नाग्निमित्रे ॥

આ ઇતિ પણ પરચક્રનો ભય સૂચવે છે. શાકુન્તલ અને વિક્રમોર્વશીયનાં ભરતવાક્યોમાં આવો કોઇ પણ જાતનો ભય સૂચવ્યો નથી.

આ ઉપરથી જણાઇ આવે છે કે દૈવકોપ-પ્રકૃતિકોપ-પરરાજ્યનો મહા ઉત્પાત, ઇત્યાદિ જે છ પ્રકારની ઇતિઓ અથવા ઉત્પાત ગણાય છે તેવા ગંભીર અર્થમાં મહાકવિ ભાસે પોતાનાં નાટકોના ભરતવાક્યમાં પરચક્રનો ઉલ્લેખ કર્યો છે અને એકનો એક શ્લોક બધાં

નાટકોમાં ન લખતાં, જેમ જેમ વસ્તુસ્થિતિ બદલાતી ગઇ, તેમ તેમ તેમાં કંઇ કંઇ ફેરફાર કરી નીચે પ્રમાણે લખ્યું છે.

**પ્રતિજ્ઞાયોગન્ધરાયણ, અવિમારક અને અભિષેક નાટકમાં** પરચક્રની શાન્તિ થાવ ઇત્યાદિ પ્રાર્થનાવાળાં વચનો નીચે પ્રમાણે છે.

भवन्त्वरजसो गावः परचक्रं प्रशाम्यतु।
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥

**ઉરુભંગમાં** નીચે પ્રમાણે ભરતવાક્ય છે.

यातोद्य सौप्तिकवधोद्यतबाणपाणिः
गां पातु नो नरपतिः शमितारिपक्षः

**કર્ણભારમાં** છેલ્લા બે શ્લોક નીચે પ્રમાણે છે.

शंखध्वनिः प्रलयसागरतुल्यघोषः
कृष्णस्य वा न तु भवेत् स तु फाल्गुनस्य ।
नूनं युधिष्ठिरपराजयकोपितात्मा
पार्थः करिष्यति बलाबलमद्य युद्धम् ॥ २४
सर्वत्र संपदः सन्तु नश्यन्तु विपदः सदा ।
राजा राजगुणोपेतः भूमिमेकः प्रशास्तु नः ॥ २५

**દૂતઘટોત્કચમાં** નીચે પ્રમાણે છેઃ—

धर्मं समाचर कुरु स्वजनव्यपेक्षां
यत्कांक्षितं मनसि सर्वमिहानुतिष्ठ ।
जात्योपदेश इव पाण्डवरूपधारी
सूर्यांशुभिः सममुपैष्यति नः कृतान्तः ॥

પછી જેમ પરચક્રની શાન્તિ થઇ હોય અને આખું રાજ્ય પ્રસન્ન થયું હોય, તેમ નીચે પ્રમાણે ભરતવાક્યો છે.

**પંચરાત્રમ્—**

हन्त सर्वे प्रसन्नाः स्म प्रवृद्धकुलसंग्रहाः ।
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥

મધ્યમવ્યાયોગમાં—

यथा नदीनां प्रभवः समुद्रो यथाहुतीनां प्रभवो हुताशः ।
यथेन्द्रियाणां प्रभवं मनोपि तथा प्रभुर्नो भगवानुपेन्द्रः ॥

પ્રતિમાનાટકમાં—

यथा रामश्च जानक्या बन्धुभिश्च समागतः ।
तथा लक्ष्म्या समायुक्तो राजा भूमिं प्रशास्तु नः ॥

વળી શાન્તિના સમયમાં વિસ્તાર પામેલા રાજ્યની સામા દર્શાવા પોતાના રાજાની એકછત્ર નીચે વિશ્રામ પામતી ભૂમિનું વર્ણન કરી નીચેનાં આશીર્વચનો સ્વપ્નવાસવદત્તા અને બાલચરિત નાટકમાં આપેલાં છે.

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुंडलाम् ।
महीमेकातपत्रांकां राजसिंहः प्रशास्तु नः ॥

એ મહાકવિએ આ પ્રમાણે પરચક્રના સંબંધમાં પોતાના રાજાને આશીર્વાદ આપતાં ભરતવાક્યો પોતાના નાટકોમાં મૂકેલાં છે, તે ઉપરથી એમ માની શકાય કે, જે સમયમાં ભાસ કવિ થયા હતા, તે સમયમાં તેમના આશ્રયદાતા રાજા ઉપર આવો પરચક્રનો ભય આવી ગયો હતો અને પરિણામે વિજય થતાં રાજ્યની સરહદ ઉત્તરમાં હિમાલય, દક્ષિણમાં વિન્ધ્ય અને પશ્ચિમ તથા પૂર્વમાં સાગર સુધી પહોંચી હશે અને એ રાજા એકછત્રે રાજ્ય ચલાવતો હશે. આ રાજા કયો, તે હવે પછી વિચારીશું.

બીજી એક લક્ષ ખેંચે તેવી બીના એ છે કે, ભાસના વખતમાં ભાગવતમાં દર્શાવેલી કૃષ્ણની અવતારી પુરુષ તરીકેની ભક્તિ વધારે પ્રચલિત હશે અને વિષ્ણુની અવતારપૂજાનું કંઇક વિશેષ પ્રાધાન્ય હશે, એમ લાગે છે. એમનાં નાટકોમાં ઘણી ખરી નાન્દીઓમાં વિષ્ણુની અને તેમના અવતારોની સ્તુતિ જોવામાં આવે છે. ભાસ કવિએ પોતાના બાલચરિત નાટકમાં, ભાગવતમાં વર્ણવેલી તમામ કૃષ્ણની

(૨) કૃષ્ણભક્તિ

બાળલીલાઓ જેવી કે—કંસવધ, પૂતનાવધ, ગોવર્ધનધારણ અને ગોપ ગોપીઓની લીલા વગેરેનો ઉલ્લેખ સંપૂર્ણ રીતે કરેલો જણાય છે. કાલિદાસનાં નાટકો અને કાવ્યોની પેઠે તેમાં શંકરની સ્તુતિ કોઇ પણ સ્થળે કરેલી જોવામાં આવતી નથી. ભાસે પોતાના રાજાને કોઇ કોઇ ઠેકાણે નીચે પ્રમાણે નાન્દીમાં પણ આશીર્વચન કહેલાં છે.

संभुक्तां प्रीतिपूर्वं स्वभुजवशगतामेकचक्राभिगुप्तां ।

श्रीमान् नारायणस्ते प्रदिशंतु वसुधामुच्छ्रितैकातपत्राम् ॥

આવા પ્રકારની ભક્તિ કયારે વિશેષ પ્રચારમાં હતી ?

(૩) બુદ્ધધર્મ. મહા કવિ કાલિદાસનામાં બુદ્ધધર્મ સંબંધી એક શબ્દ સરખો પણ જણાતો નથી, ત્યારે ભાસકવિના સમયમાં બુદ્ધ ધર્મની આછી આછી છાયા જોવામાં આવે છે અને બ્રાહ્મણધર્મનો એ ધર્મ પ્રત્યે કંઇક તિરસ્કાર પણ હતો એમ લાગે છે.

नाहं श्रमणकः । यदि वस्त्रमपनयामि श्रमणको भवामि । अन्य-श्रमणिका—ઇત્યાદિ શબ્દો અવિમારક નાટકમાં જોવામાં આવે છે. વળી धर्मसंकरवर्जिता भूमिः । ઇત્યાદિ શબ્દો પણ બ્રાહ્મણધર્મમાં થતું શુદ્ધ ધર્મનું મિશ્રણ સૂચવે છે અને મુંડક ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ પણ જોવામાં આવે છે, જે આક્ષેપપૂર્વક છે.

(૪) મંત્ર તંત્રો. ભાસ કવિના સમયમાં મંત્ર અને તાંત્રિક વિદ્યાનો પ્રચાર હતો અને સામાન્ય લોકોની એકલાની નહીં, પરંતુ કેળવાયેલા વિદ્વાનોની પણ એ ઉપર શ્રદ્ધા હતી એવું સૂચન એમના અવિમારક નાટક ઉપરથી જણાઇ આવે છે.

(૫) ભાષા વગેરે. ભાસ કવિની ભાષા, કાલિદાસના કરતાં કંઇક જૂની લાગે છે. તેમની નાટકની રચના પણ નાટ્યકલાવિધાનના પ્રારંભના કાળમાં એ કવિ થયા હોય એમ સૂચવે છે અને એમના વ્યાકરણના પ્રયોગો

ઉપરથી રા. ગણપતિ શાસ્ત્રી એમ જણાવે છે કે, એ વર્ષોપાધ્યાયના શિષ્ય પાણિનિ મુનિના પણ પહેલાં થયા હોવા જોઇએ.

(૬) ભામહ, ભાસ અને ચાણાકય — ચંદ્રગુપ્તના સમયમાં થયેલા ચાણાકય અથવા વિષ્ણુગુપ્તે પોતાના અર્થશાસ્ત્રમાં नवं शरावं सलिलैः सुपूर्णं ઇત્યાદિ જે શ્લોક મૂકેલા છે, તે ભાસ કવિના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં જોવામાં આવે છે. તે ઉપરથી ગણુપતિ શાસ્ત્રી એમને ચાણાકયની પૂર્વે મૂકે છે તે ખરું હશે કે કેમ?

(૭) અપ્રસિદ્ધિ — આ મહા કવિ ભાસનાં નાટકો અત્યંત પ્રસિદ્ધિમાં ન આવતાં અંધકારમાં પડી રહ્યાં હતાં, તેનું કારણ શું હશે?

(૮) ભાસ અને કાલિદાસનાં નાટકોની સમાનતા.

(૯) ભાસ અને કાલિદાસ.

(૧૦) કાલિદાસ અને અગ્નિમિત્ર.

આવા અનેક પ્રશ્નો ભાસના સમયના સંબંધમાં ઉપસ્થિત થાય છે. એ પ્રશ્નોનો સંપૂર્ણ ખાત્રી ભરેલો ખુલાસો તો હાલમાં થઇ શકે તેમ નથી, કારણ કે તેમનાં બધાં નાટકો હજી પ્રસિદ્ધિમાં આવ્યાં નથી; પરંતુ જે કંઇ પ્રસિદ્ધ થયાં છે તે ઉપરથી જોતાં તથા ઉપરના પ્રશ્નોને ઇતિહાસનાં પ્રમાણો સાથે ઘટાવતાં, એ કવિનો સમય કયો વધારે સંભવિત લાગે છે, તે સંબંધી આપણે અનુક્રમે વિચાર કરીએ.

## ભાસનો સમય.

(૧) પરચક્રનો ભય—આગળ જણાવી ગયા પ્રમાણે

भवन्त्वरजसो गावः परचक्रं प्रशाम्यतु ।
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥

વગેરે વિવિધ ભરતવાકયોમાં પરચક્રનો જે ભય બતાવ્યો છે, તે દેશને ખળભળાવી નાખનાર કોઇ મહા ઉત્પાતરૂપ પરરાજાની ચઢાઇને ઉદ્દેશીને લખેલો હોય એમ લાગે છે; દેશની અંદરના નાના

અથવા મોટા રાજાના પરસ્પર વિગ્રહને ઉદ્દેશીને હોય એમ લાગતું નથી. વિવિધ સ્થિતિ દર્શાવનારાં ભરતવાક્યો ઉપરથી, એકંદર રીતે જોતાં આ પરચક્રનો ભય હિન્દુસ્તાનની બહારના વિદેશીય રાજાઓના ભયંકર હુમલાનો હોય એમ માનવું પડે છે. વળી જે રાજાના ઉપર આવો મહાભય આવી પડયો હતો, તે કોઇ સામાન્ય રાજા નહીં પરંતુ ભાસ કવિ જેની—

राजसिंहः प्रशास्तु नः। राजा राजगुणोपेतः भूमिमेकः प्रशास्तु नः।
यथा नदीनां प्रभवः समुद्रो यथाहुतीनां प्रभवो हुताशः।
यथेन्द्रियाणां प्रभवं मनोपि तथा प्रभुर्नो भगवानुपेन्द्रः॥

રાજસિંહ, રાજગુણોપેત, ઉપેન્દ્ર ઇત્યાદિ મહત્તાસૂચક શબ્દોથી પ્રશંસા કરે છે, તે એમનો આશ્રયદાતા, કોઇ મહાચક્રવર્તિ રાજા હોવો જોઇએ, એમાં પણ શંકા કરવાનું કારણ જણાતું નથી.

ઉદયનની પછીના કાળમાં અને કાલિદાસની પૂર્વના કાળમાં, એટલે ઇ. સ. પૂર્વે ૪૭૫ થી ઇ. સ. પૂર્વે પહેલા શતક સુધીમાં, આવા ચારજ મહાન્ રાજાઓ થયેલા છે. (૧) નંદવંશનો રાજા મહાપદ્મનંદ (૨) મહારાજા ચન્દ્રગુપ્ત (૩) મહાન્ અશોક અને (૪) પુષ્યમિત્ર.

(૧) નંદરાજા

આમાંનો મહાપદ્મનંદ રાજા ઘણો બળવાન્ હતો. તે ઇ. સ. પૂર્વે ૩૨૦ માં રાજગાદી ઉપર હતો. એનું રાજ્ય ઘણા વિસ્તારવાળું હતું, પરંતુ એ હજામનો પુત્ર હતો. નીચ કુળનો હોવાથી પ્રજાની તેના ઉપર અપ્રીતિ હતી. એ સ્વભાવે ઘણો ઉડાઉ અને લોભિષ્ટ હતો. જે વખતે મહાન સીકંદરે હિન્દુસ્તાન ઉપર સ્વારી કરી, તે વખતે એ મગધ દેશની ગાદી ઉપર રાજ્ય કરતો હતો. ચંદ્રગુપ્ત આ વખતે નાની ઉમ્મરનો હતો અને નંદરાજા સાથે વેર થતાં દેશવટો ભોગવતો હતો. એવું કહેવામાં આવે છે કે, ચંદ્રગુપ્ત સીકંદરને મળ્યો હતો

અને જણાવ્યું હતું કે જો તમે તમારી સ્વારી આગળ પૂર્વ તરફ લઇ ગયા હોત તો, મગધ રાજ્યનો બધો ભાગ તમારા કબજામાં આવત, કારણ કે પ્રજાની એ રાજા ઉપર ઘણી ઘતરાજી છે. (૧) આ ઉપરથી જણાય છે કે, મહાન સીકંદરની સ્વારી તે સમયે મગધ રાજ્ય સુધી આવી ન હતી, એટલે એના ઉપર પરચક્રનો ભય આવી પડયો નહતો. ભાસ કવિ આ રાજાના વખતમાં થયા હોય એમ સંભવતું નથી; કારણ કે જેણે સમસ્ત પ્રજાનો તિરસ્કાર મેળવ્યો હતો, એવા એ અપ્રિય રાજાની, ભાસ જેવો મહાકવિ राजा राजगुणोपेतः। भगवानुपेन्द्रः વગેરે શબ્દોમાં પ્રશંસા કરે નહીં. આ રાજા એક છત્રે રાજ્ય કરતો હતો, એ વાત ઘણે અંશે ખરી છે, પરંતુ પ્રજાના તિરસ્કારને પાત્ર થયેલો હોવાથી તે કવિઓની પ્રશંસાને પાત્ર થાય, એ માનવામાં આવતું નથી. વળી એના રાજ્યનો વિસ્તાર ભાસે આપેલા રાજ્યના વિસ્તારની સાથે મળતો આવતો નથી, એટલે એના રાજ્યમાં ભાસ કવિ થયા હોય એમ માની શકાતું નથી. પ્રજાની પ્રીતિ સંપાદન કરનાર અને સદ્ગુણી રાજાઓજ માત્ર કાવ્યોની પ્રશંસાને પાત્ર થઇ ચિરંજીવી થઇ રહે છે; તેવા એનામાં ગુણો હતા નહીં એટલે ભાસનો સમય આ રાજાના વખતમાં માની શકાતો નથી.

**(૨) મહારાજા ચંદ્રગુપ્ત.**

હિન્દુસ્તાન ઉપર સ્વારી કર્યા પછી જિતેલાં રાજ્યોનો બંદોબસ્ત કરી મહાન સીકંદર પાછો ગયો અને ઇ. સ. પૂર્વે ૩૨૩ ના જૂન માસમાં મરણ પામ્યો. સ્વારી કરી પાછા જતાં અલેકઝાન્ડરે પંજાબ વગેરે પ્રદેશોનો વહીવટ કરવાને માટે

(૧) જુવો મી. વિનસેન્ટ સ્મીથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીયા-પાનું ૩૭-૩૯-૧૧૫.

પ્લુટાર્ક-અલેકઝાન્ડર-ચેપ્ટર-૬૨.

વિષ્ણુપુરાણ-નંદવંશની વંશાવલિ.

ફીલીપોઝ નામે ગવર્નર નીમી તેને મેસીડોનીયન અને હિન્દનું લશ્કર આપ્યું હતું. એજ પ્રમાણે પોરસ રાજાને તથા તક્ષશિલાના અંભિરાજાને પણ એ પ્રાન્તોની દેખરેખ સોંપી હતી. થોડો કાળ ગયા પછી દેશી લશ્કરે બળવો કરી ફીલીપોઝને મારી નાંખ્યો. અલેકઝાન્ડર જ્યારે કારમાનીયામાં હતો, ત્યારે એને આ વાતની ખબર પડી, તેથી તેણે યુડેમોસને મોકલાવ્યો. ઈ. સ. પૂર્વે ૩૨૩ ના જૂન માસમાં અલેકઝાન્ડર મરણ પામ્યો, અને તે ફરીથી પાછો આવવાનો ભય નિર્મૂળ થતાં બળવો બધે પ્રસરી રહ્યો. આ બળવાનું પરિણામ એ થયું કે, અલેકઝાન્ડરે પશ્ચિમોત્તર પંજાબમાં પ્રસારેલી ગ્રીક સત્તા લગભગ નાશ પામી.

આ બળવાખોરોનો નેતા લગભગ ૨૫ વરસની ઉંમરનો ઉછરતો યુવાન ચંદ્રગુપ્ત હતો. જે નંદરાજા મગધની ગાદી ઉપર હતો, તેની સાથે એને વેર હતું, એ વાત આપણે આગળ જણાવી ગયા છીએ. આ પ્રસંગોનો લાભ લઇ ચંદ્રગુપ્તે મોટું લશ્કર જમા કરી પંજાબમાંથી તમામ ગ્રીક લોકોને હાંકી કાઢયા. ત્યાર પછી ચંદ્રગુપ્તે પોતાના શત્રુરૂપ નંદરાજાને પદભ્રષ્ટ કરવાની પેરવી ચલાવી. એ રાજા પ્રજામાં ઘણો અપ્રિય થઇ ગયો હતો; કારણ તે ઘણો લોભી અને દુર્ગુણી હતો, તેથી લોકોની લાગણી તેની વિરુદ્ધ હતી. એ પ્રસંગનો લાભ લઇ ચંદ્રગુપ્તે તેને પદભ્રષ્ટ કરી મારી નાખ્યો. આ પ્રમાણે નંદરાજાને પદભ્રષ્ટ કરી મગધની ગાદી હાથ કરવામાં અને તે રાજ્યની સર્વોપરિ સત્તા પ્રસારવામાં ચન્દ્રગુપ્તનો સલાહકાર અને મદદગાર ચાણાક્ય નામે બ્રાહ્મણ હતો. મગધરાજની ગાદી હાથ આવતાં ૩૦,૦૦૦ ઘોડેસ્વાર, ૯૦૦૦ હાથીઓ, ૬૦૦,૦૦૦ લાખ પાયદળ અને હજારો રથવાળા સૈન્યનો ચન્દ્રગુપ્ત સ્વામી થયો અને પોતાની સત્તા પ્રસા-

(૧) વી. સ્મીથ–હીસ્ટરી, પાનું ૧૧૫, ૧૧૬, ૧૩૬.
એ. મેકડોનલ્ડ હીસ્ટરી ઓફ સંસ્કૃત લીટરેચર–પાનું ૪૧૦.
Wheelers History of India.

રવા લાગ્યો. ચારે તરફ વિજય મેળવી ચંદ્રગુપ્તે પોતાનું રાજ્ય થાળે પાડયું તે વખતે તેના રાજ્યની સરહદ ઉત્તરે હિમાલયથી દક્ષિણે વિંધ્યાચળ સુધી અને પૂર્વે બંગાળના સમુદ્રથી તે પશ્ચિમે અરબી સમુદ્ર સુધી હતી. એટલે કે ઇ. સ. પૂર્વે ૩૨૧ થી તે ઇ. સ. પૂ. ૩૦૫ સુધીમાં બહારના ઉપદ્રવ શાન્ત થઈ જતાં એના રાજ્યની આ પ્રમાણે સ્થિતિ હતી. (૧) દિવસે દિવસ ચંદ્રગુપ્તની સત્તા દૃઢ થતી ગઈ, અને રાજ્યમાં સર્વાંઢ શાન્તિ પ્રસરતાં સઘળું રાજ્ય થાળે પડયું હતું. આ ગાળો લગભગ પંદરેક વરસનો હતો.

મહાકવિ ભાસે સ્વપ્નવાસવદત્તા અને બાલચરિતમાં રાજ્યની ઉપદ્રવરહિત સ્થિતિ બતાવતાં પોતાના રાજાના રાજ્યની સરહદ સૂચવી છે તે નીચે પ્રમાણે છે:—

इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुंडलां ।
महीमेकातपत्रांकां राजसिंहः प्रशास्तु नः ॥

આ બંને નાટકોમાં પરચક્રનો કંઇ પણ ભય બતાવેલો જણાતો નથી, પરંતુ ઉત્તરે હિમાલય, દક્ષિણે વિન્ધ્ય અને પૂર્વ પશ્ચિમ સમુદ્ર, એની વચ્ચે આવેલી પૃથ્વીનું રાજાઓમાં સિંહરૂપ આપણો રાજા એકછત્રે રાજ્ય કરો, એમ સંતોષથી દર્શાવ્યું છે. આ સઘળી પરિસ્થિતિ ચંદ્રગુપ્તના રાજ્યના પ્રારંભના કાળને સર્વ અંશે મળતી આવે છે.

યુરોપિયન ઇતિહાસકારો જેને Chandragupta, the first historical paramount sovereign or Emperor of India કહે છે, તે રાજાને ભાસ કવિ, રાજસિંહ, ભગવાન્ ઉપેન્દ્ર વગેરે નામથી ઓળખાવે, તો તેમાં આશ્ચર્ય જેવું નથી. ભાસકવિએ બતાવેલી શાંતિની રાજ્યસ્થિતિ ચંદ્રગુપ્તના રાજ્યના પ્રારંભના ૧૫ વર્ષ સુધી ચાલુ રહી હતી, એમ આપણને ઉપરનાં પ્રમાણોથી સ્પષ્ટ જણાઇ આવે છે; એટલે ભાસકવિ એમના રાજ્યમાં થયા હશે અને

સ્વપ્નવાસવદત્તા, બાલચરિત એ બંને નાટકો એ શાન્તિના સમયમાં એમણે લખ્યાં હશે, એમ માનવાને કારણ મળે છે.

પરચક્ર

આ પ્રમાણે થોડો કાળ શાન્તિ ચાલ્યા પછી હિન્દુસ્તાનની સરહદ બહારનું વાતાવરણ તોફાની થવા લાગ્યું. એશિયામાં સર્વોપરિ સત્તા મેળવવાને માટે અલેકઝાન્ડરે મૂકેલા સેનાધિપતિઓમાં પરસ્પર વિગ્રહ જાગવા માંડયો. એન્ટીગોનેસ અને સેલ્યુકસ વચ્ચે પ્રથમ વિગ્રહ જાગ્યો. અલેકઝાન્ડરે વશ કરેલા હિન્દુસ્તાનના રાજ્યને પાછું પચાવી પડવાનો બંને પ્રયત્ન કરવા લાગ્યા. પ્રથમ વિગ્રહમાં એન્ટીગોનસ ફાવી ગયો અને સેલ્યુકસને નસાડી મૂકયો, પરંતુ ઈ. સ. પૂર્વે ૩૧૨ માં તેણે બાબીલોન જિતી લીધું અને પાંચ છ વર્ષના ગાળામાં તે પશ્ચિમ અને મધ્ય એશિયાનો રાજા થઇ પડયો. એના રાજ્યની પૂર્વ સરહદ છેક હિન્દુસ્તાનની સરહદ ઉપર આવીને અટકી હતી. આથી અલેકઝાન્ડરની પેઠે હિન્દુસ્તાન પાછું જિતી લેવાની ઘણા વખતથી તેના મનમાં રહેલી આકાંક્ષાએ પ્રત્યક્ષરૂપ ધારણ કર્યું. ઇ. સ. પૂર્વે ૩૦૫ માં તેણે સિન્ધુ નદી ઓળંગી અલેકઝાન્ડરની પેઠે હિન્દુસ્તાન ઉપર ધસારો કર્યો. એનાં લશ્કર આગળ વધતાં વધતાં ગંગાના પ્રદેશમાં કયાં સુધી આવી પહોંચ્યાં હતાં, તે નક્કી જણાયું નથી; પરંતુ જે લડાઇ થઇ, તેનું પરિણામ શું આવ્યું હતું, તે તો ચોક્કસ છે. ચંદ્રગુપ્ત અને સેલ્યુકસ વચ્ચે સંગ્રામ થયો, પરંતુ ચંદ્રગુપ્તના અસંખ્ય દળ આગળ સેલ્યુકસનું કાંઇ ચાલ્યું નહીં, તેથી હાર ખાઇ આખરે નમતી આપી સલાહ કરવી પડી. સેલ્યુકસે તહનામાની રુહીએ પેરોપેનીસેડાઈ, એરીઆ, અને આરા કોશીઆ એટલે કાબુલ, હેરાત અને કંદહાર જેની રાજધાની હતાં, તે પ્રદેશો અને ગેડોશીયાનાં રાજ્યો ચંદ્રગુપ્તને આપ્યાં અને ચંગુપ્તે તેને બદલામાં પાંચસો હાથી આપ્યા. સેલ્યુકસે હિન્દુસ્તાન ઉપર ફરીથી સ્વારી નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી અને પોતાની એક પુત્રી હિન્દુસ્તાનના મહારાજા

ચંદ્રગુપ્તને પરણાવી સંબંધ બાંધ્યો.[1] આ બીના ઇ૦ સ૦ પૂર્વે ૩૦૩ માં બની હતી. આ પ્રમાણે સલાહ કરી સેલ્યુકસ પાછો વળ્યો અને ઇ૦ સ૦ પૂર્વે ૩૦૩ માં પોતાના શત્રુ એન્ટીગોનસને મારી નાંખ્યો. આવી રીતે વિજય થતાં ગ્રીક લોકો જેને પેરોપનીસોસ નામે ઓળખતા હતા તે હિન્દુકુશ પર્વત સુધી ઉત્તરમાં અને બેકટ્રીયા સુધી દક્ષિણમાં ચંદ્રગુપ્તના રાજ્યની સરહદ પ્રસરી રહી. આ પ્રમાણે ઇંગ્રેજ પ્રજા અથવા મોગલના મહાન શહેનશાહો, હજારો પ્રયત્ન ઉઠાવ્યા છતાં એકછત્રે પોતાનું રાજ્ય જ્યાં સુધી પ્રસારી શક્યા ન હતા, ત્યાં સુધી આ હિન્દુસ્તાનના મહારાજાએ આજથી આશરે ૨૩૦૦ વર્ષ ઉપર પોતાના વાંવટા ઉડાવ્યા હતા. અરાઢેક વર્ષના સ્વલ્પ સમયમાં આખા ઉત્તર હિન્દુસ્તાનમાં અને એશિયાના મોટા ભાગમાં પોતાનું રાજ્ય એકછત્રે પ્રસાર્યું હતું, જેથી તે ઇતિહાસમાં આજ સુધી નહીં નોંધાયેલા મહા વિજયી સાર્વભૌમ મહારાજાની પદવીને સર્વથા યોગ્ય છે.

આ પ્રમાણે મહાન્ ચન્દ્રગુપ્તના વખતનો સપ્રમાણ ઇતિહાસ મળી આવે છે. ચન્દ્રગુપ્ત ગાદીએ બેઠો તે પહેલાં, છેલ્લા નંદવંશના રાજાના સમયમાં અલેકઝાન્ડર ધી ગ્રેટની મહા ઉત્પાતકારક સ્વારીથી એટલે એ પરચક્રના ઉત્પાતથી જાણીતી થયેલી ઉત્તર તરફની પ્રજા ત્રાસી રહી હશે. તેમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મણો વધારે ત્રાસ પામી રહ્યા હશે, કારણ કે જ્યારે સીકંદર રાજા, સરહદ ઓળંગી આ તરફ આવતો હતો, ત્યારે બ્રાહ્મણોએ સરહદ ઉપરની પ્રજાને ઉશ્કેરી એને ઘણો ત્રાસ આપ્યો હતો. આથી તેણે દેશમાં પ્રવેશ કર્યા પછી, પોતાના માર્ગમાં જ્યાં જ્યાં બ્રાહ્મણો મળ્યા, ત્યાં ત્યાં તેમની કતલ ચલાવી હતી.[2] આ પ્રમાણે પરચક્રના મહા ઉત્પાતથી ત્રાસી રહેલી પ્રજાપર ફરીથી સ્વારી કરી સેલ્યુકસે ગંગાના પ્રદેશો સુધી

૧ વી૦ સ્મિ. સ્મીથ—હીસ્ટરી. પાનું ૧૧૭
૨ ઓક્સફર્ડ હીસ્ટરી ઓફ ઇન્ડીયા.

પોતાનાં લશ્કરો ઉતાર્યાં; ત્યારે પૂર્વના કરતાં પણ દેશમાં ભારે ત્રાસ અને ખળભળાટ ઉત્પન્ન થવા પામ્યા હશે. આ મહાભયને નિર્મૂળ કરવા મગધરાજા ચંદ્રગુપ્ત પોતાની ચતુરંગિણી સેના લઇને સેલ્યુકસની સામે ચઢ્યો અને પરિણામે વિજય પામ્યો.

મહાકવિ ભાસે પોતાનાં પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, અવિમારક અને અભિષેક નાટકમાં ત્રણે ઠેકાણેઃ—

भवन्त्वरजसो गावः परचक्रं प्रशाम्यतु ।
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥

વગેરે શબ્દોમાં પોતાના રાજા અને પ્રજા ઉપરની પરચક્રની આપત્તિની શાંતિ થવાને જે સ્તુતિ કરેલી છે, તે આ મહાભયને ઉદ્દેશીનેજ હશે એમ માનવાનું કારણ મળે છે. વળી એજ અવિમારક નાટકમાં પ્રારંભના મંગળ શ્લોકમાં પોતાના રાજાને ઉદ્દેશીને કવિએ નીચે પ્રમાણે આશીર્વાદ પણ આપેલો છે કે—

उत्क्षिप्तां सानुकंपं सलिलनिधिजलात् एकदंष्ट्राग्ररूढाम् ।
आक्रान्तामाजिमध्ये निहितादितिसुतामेकपादावधूताम् ॥
संभुक्तां प्रीतिपूर्वं स्वभुजवशगतामेकचक्राभिगुप्ताम् ।
श्रीमान्नारायणस्ते प्रदिशतु वसुधामुच्छ्रितैकातपत्राम् ॥

નાટકના પ્રારંભના મંગળ શ્લોકમાં, પોતાના રાજાને પ્રભુ પૃથ્વીનું એકછત્રે રાજ્ય આપો, એવો આશીર્વાદ બીજાં નાટકોમાં એમણે આપ્યો નથી. વળી ઉરુભંગ નાટકમાં, દૂતઘટોત્કચમાં અને કર્ણભારમાં

यातोऽद्य सौप्तिकवधोद्यतबाणपाणिः ।
गां पातु नो नरपतिः शमितारिपक्षः ।

जात्योपदेश इव पांडवरूपधारी
सूर्यांशुभिः सममुपैष्यति नो कृतान्तः ।

शंखध्वनिः प्रलयसागरतुल्यघोषः
कृष्णस्य वा ननु भवेत् स तु फाल्गुनस्य ।
नूनं युधिष्ठिरपराजयकोपितात्मा,
पार्थः करिष्यति बलाबलमथ युद्धम् ।

ઇત્યાદિ અંતના શ્લોકો, જો કે વસ્તુને અનુસરીને અર્જુનના સંબંધમાં કહેલા છે, તોપણ જાણે આવી પડેલા ભયની સામે થતા પોતાના રાજાની પ્રશસ્તિને ઉદ્દેશીને ગર્ભિત રીતે કહેલા હોય, તેવું સૂચન થયા વિના રહેતું નથી. એટલુંજ નહીં પણ, ઉરુભંગના ભરતવાક્યમાં, સૈમિક વધને માટે ધનુષબાણ ચઢાવીને ગયેલો અર્જુન (અથવા આપણો રાજા) શત્રુઓના પક્ષનો વિનાશ કરી પૃથ્વીનું પાલન કરો, એમ અડધો અર્જુનને અને અડધો પોતાના રાજાને ઉદ્દેશીને લખેલો શ્લોક, ઉપરના સૂચનને સમ્પૂર્ણ રીતે સ્પષ્ટ કરી આપે છે. ઉઘાડા શબ્દોમાં પોતાના રાજાની પ્રશંસા ન કરતાં, આવા ઉભય પક્ષે લાગુ પડે એવા શ્લોકોથી, ભાસ કવિએ પોતાના રાજાની યુદ્ધ સમયમાં પ્રશંસા કરી હોય, એવું ઉઘાડી રીતે જણાઇ આવે છે. એ ઉપરથી સ્વાભાવિક અનુમાન એવું બંધાઇ શકે કે, આ બધાં નાટકો એ અરસામાં લખાયાં હશે. પાછળના શાન્તિના કાળમાં જો એ લખાયેલાં હોય, તો આવો યુદ્ધની પ્રવૃત્તિસૂચક દ્વિઅર્થી ઉલ્લેખ એમાં ન હોય. પાછળનાં બીજાં નાટકોનાં ભરતવાક્યોમાં કવિએ શાન્તિસૂચક આશીર્વચનો મૂકેલાં છે, તેવાંજ તેમાં પણ મૂક્યા વિના રહેત નહીં. પરરાજ્યોના ઉત્પાતનો આ કાળ લગભગ બે વર્ષ સુધીનો હતો એમ લાગે છે. ત્યાર પછી દેશમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી અને પરદેશીઓના હુમલાનો ભય રાખવાનું કંઇ કારણ રહ્યું ન હતું. ચંદ્રગુપ્તના રાજ્યની આ શાન્તિના કાળનું જેમ સૂચન કરતા હોય અને સંતુષ્ટ થયેલી પ્રજાની શાન્તિના ઉદ્ગાર બતાવતા હોય, તેમ ભાસ કવિ, પોતાના કર્ણભાર, પંચરાત્રમ, મધ્યમવ્યાયોગ અને પ્રતિમા નાટકનાં ભરતવાક્યોમાં લખે છે કે:—

सर्वत्र संपदः सन्तु नश्यंतु विपदः सदा
राजा राजगुणोपेतः भूमिमेकः प्रशास्तु नः ।

સર્વત્ર સંપત્તિઓનો વિસ્તાર થાઓ, સર્વદાને માટે વિપત્તિઓનો નાશ થાવ, અને રાજાના શુભ ગુણોવાળો આપણો રાજા એકછત્રે ભૂમિનું પાલન કરો.

इन्त सर्वे प्रसन्नास्मः प्रवृद्धकुलसंग्रहाः
इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ।

यथा नदीनां प्रभवः समुद्रो यथाहुतीनां प्रभवो हुताशः
यथेन्द्रियाणां प्रभवं मनोपि तथा प्रभुर्नो भगवानुपेन्द्रः ।

મધ્યમવ્યાયોગ.

વળી **પ્રતિમાનાટકમાં** લખે છે કે—

यथा रामश्च जानक्या बन्धुभिश्च समागतः
तथा लक्ष्म्या समायुक्तो राजा भूमिं प्रशास्तु नः ।

જેમ રામચંદ્ર પોતાના બંધુઓને અને જાનકીને ફરીથી મળ્યા હતા, તેમ બંધુઓનો અને રાજ્યલક્ષ્મીનો સમાગમ પામેલો આપણો રાજા ભૂમિનું પાલન કરો. આ છેલ્લા શ્લોકમાંથી તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, જાણે પોતાનો રાજા યુદ્ધમાં વિજય મેળવી પાછો આવી પોતાના બંધુઓને મળ્યો હોય અને હાથમાંથી નાશી જવા તત્પર થયેલી રાજ્યલક્ષ્મીને પુનઃ પામ્યો હોય, એવા કંઇક અર્થનું ભાસકવિએ આમાં સૂચન કર્યું છે. સેલ્યુકસની પુત્રીની ભેટ અને મગધ રાજની લક્ષ્મીનું ભયમાં આવી પડેલું સ્વામિત્વ પામી, બંધુઓને પાછા આવી મળેલા ચંદ્રગુપ્તની જાણે વિજય મેળવ્યા પછીની સ્થિતિ કવિએ દર્શાવી હોય, એમ આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

ઉપર જણાવેલી ઐતિહાસિક હકીકતો, ભાસે પોતાનાં નાટકોમાં બતાવેલી રાજ્યની સ્થિતિની સાથે તથા તેના વિસ્તાર સાથે ઘણેજ

અંશે મળતી આવે છે, એટલે એ કવિ મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં થયા હશે એમ ધારી શકાય છે.

ચંદ્રગુપ્તની પછી બીજો મહાન્ રાજા તેનો પૌત્ર અશોક થયો હતો. આ રાજાએ ચંદ્રગુપ્તે મેળવેલા રાજ્યમાં ઘણોજ વધારો કર્યો હતો. ચંદ્રગુપ્તના વખતમાં મગધરાજ્યની સરહદ

(૩) મહાન્ અશોક. વિંધ્યપર્વત સુધી હતી, પરંતુ અશોકના વખતમાં તો લગભગ આખો દક્ષિણનો ભાગ પણ એના તાબામાં આવ્યો હતો, અને એશિયાખંડમાં પણ ઉત્તર પશ્ચિમ તરફ તેના રાજ્યની સરહદ હિન્દુકુશ પર્વત સુધી હતી કાબુલ–બલુચિસ્તાન અને સ્વાતવેલી વગેરે ઉપર પણ એનું સ્વામિત્વ હતું. કાશ્મીરનો સઘળો પ્રદેશ પણ એના કબજામાં હતો અને એણેજ કાશ્મીરની રાજ્યધાની શ્રીનગર બંધાવ્યું હતું. ચંદ્રગુપ્તના રાજ્ય કરતાં એના રાજ્યની સરહદ આ પ્રમાણે ઘણી વધી હતી. તે ભાસ કવિએ બતાવેલી સીમાની સાથે મળતી આવે તેમ નથી.

વળી મહાન્ અશોકના રાજ્યમાં પરચક્રનો ભય પણ આવી પડેલો જાણવામાં નથી. એ રાજાનો રાજ્યકાળ માત્ર ધર્મની ઉથલપાથલથીજ ભરેલો છે. એણે પોતે બુદ્ધધર્મ સ્વીકાર્યો અને એનેજ રાજ્યધર્મ કરી એનું બળ લગભગ આખા એશિયા ખંડમાં પ્રસારી દીધું. એ આપણા બ્રાહ્મણ ધર્મનો દ્વેષી હતો અને લોકોની પાસે બુદ્ધધર્મ સ્વીકારાવવાને પ્રજા ઉપર જુલમ પણ કરતો હતો, એવું ઇતિહાસકારો માને છે. બુદ્ધધર્મને અને બ્રાહ્મણધર્મને મૂળથીજ પરસ્પર વિરોધ ચાલતો આવ્યો છે, એટલે ભાસકવિ એ રાજાની આટલી પ્રશંસા કરે એમ સંભવતું નથી; તેમ આસપાસની સ્થિતિ જોતાં અશોકનો સમય એ ભાસનો સમય ન હોય એમ લાગે છે. અશોકના મરણ પછી મૌર્યવંશના રાજાઓ નબળા થયા અને પરિણામે શૃંગવંશના પુષ્પમિત્રે મગધરાજ પોતાને તાબે કર્યું.

મૌર્યવંશના છેલ્લા બૃહદ્રથ રાજાને મારી તેનો સેનાપતિ પુષ્પમિત્ર મગધરાજની ગાદી પચાવી પડ્યો. અશોકના વંશજો નબળા પડી ગયેલા હોવાથી, એ વિશાળ રાજ્યમાંથી ઘણા દેશો સ્વતંત્ર થઇ ગયા હતા. પુષ્પમિત્ર ગાદીએ આવ્યો ત્યારે પંજાબનો મુલક એના તાબામાં નહોતો, પરંતુ બધા મધ્યના અને બંગાળ તરફના પ્રદેશ તેની સરહદમાં હતા. તેના રાજ્યની સરહદ દક્ષિણમાં નર્મદા સુધી હતી, એમ માનવામાં આવે છે. કારણ કે અગ્નિમિત્રના સાળા વીરસેનને નર્મદાના કિનારા ઉપરના કિલ્લામાં સરહદ સંભાળવાને નીમ્યો હતો, એમ કાલિદાસે માલવિકાગ્નિ મિત્રમાં લખેલું છે.*

**(૪) પુષ્પમિત્ર.**

પુષ્પમિત્ર ચન્દ્રગુપ્તના જેવો તો નહીં, પરંતુ તેનાથી ઉતરતો પ્રતાપી રાજા હતો. એના રાજ્ય કાળમાં, પશ્ચિમમાંથી કાબુલ અને પંજાબના રાજા મીનેન્ડરે મોટું સૈન્ય લઇ મધ્ય હિન્દુસ્તાનમાં પ્રવેશ કર્યો હતો. સિન્ધુનો પ્રદેશ જિતી લઇ સૌરાષ્ટ્ર–કાઠીઆવાડ તાબે કર્યું હતું. માધ્યમિકો એટલે રજપૂતાનામાં આવેલા ચિતોડની પાસે નાગરિકના પ્રદેશને તથા સાકેત–દક્ષિણ અયોધ્યાના પ્રદેશોને ઘેરો ઘાલ્યો હતો, તથા પાટલિપુત્રને પણ ભય ઉપજાવ્યો હતો. મીનેન્ડરની સાથે યુદ્ધ કરી, પુષ્પમિત્રે તેને હરાવી પાછો કાઢ્યો, પરંતુ પશ્ચિમ હિન્દુસ્તાન ઉપર તેની સત્તા થોડાં વર્ષ સુધી ચાલુ રહી હતી.

(૧) લગભગ આ અરસામાં અથવા તેની પહેલાં, કલિંગના રાજા ખારવેલે મગધ રાજ્ય ઉપર હુમલો કર્યો હતો, અને યુદ્ધમાં જે વિજય મેળવ્યો હતો તેની પ્રશસ્તિમાં એ રાજાએ કટકથી ૧૯ માઇલ દૂર ઉદયગિરિમાં હાથિગુંફની ગુફામાં એક લેખ કોતરાવ્યો હતો. તેમાં એણે મગધરાજ પુષ્પમિત્રને નમાવ્યો એમ લખેલું છે;

* જુવો માલવિકાગ્નિમિત્ર મી. પંડિતની આવૃત્તિ.

(1) Vincent Smith's History p. 186–87.

(મૌર્ય સંવત ૧૬૪-૬૫). પરંતુ આ વિજય માત્ર થોડો જ વખત ટકવા પામ્યો હશે એમ લાગે છે. ત્યારપછી પુષ્પમિત્રના પુત્ર અગ્નિમિત્રે વિદર્ભ રાજાને હરાવી તેનું રાજ્ય જિતી લીધું હતું.

[1]આ પ્રમાણે વિજય થતાં પુષ્પમિત્રે રાજસૂય યજ્ઞ આરંભ્યો અને અગ્નિમિત્રના પુત્ર વસુમિત્રને પોતાના યજ્ઞતોખારની રક્ષા કરવા સૈન્ય આપીને મોકલ્યો. કેટલાએક યવનો સામા થયા તેમનો તેણે પરાજય કર્યો. જે યવનો સિંધુના કિનારા આગળ સ્થિર થઇ રહેલા મીયેન્ડરના સેનાપતિઓ હશે, એમ માનવામાં આવે છે.

પુષ્પમિત્ર રાજાએ બુદ્ધધર્મને ઉચ્છિન્ન કરી, પાછો બ્રાહ્મણ-ધર્મ પ્રવર્તાવ્યો હતો, એમ કેટલાએક બુદ્ધ ઇતિહાસ ઉપરથી માલમ પડે છે.[2] તેણે સલાહ શાંતિથી નહીં પરંતુ બુદ્ધધર્મના વિહારોને છેક પંજાબ સુધી બાળી નાંખી અને તે ધર્મના સાધુઓની કતલ કરીને એ ધર્મનો નાશ કર્યો હતો.

ભાષ્યકાર પતંજલિ, પોતાના ભાષ્યમાં अरुणद्यवनः साकेतम् । अरुणद् यवनः माध्यमिकान् । इह पुष्पमित्रं याजयामः । વગેરે ઉલ્લેખથી યવનોની સવારી જાણે થોડા વખતમાં થઇ ગઇ હોય તથા રાજસૂય યજ્ઞ પણ પોતે જોયો હોય તેમ લખે છે. આ બધાં કારણોથી ભાષ્યકાર પતંજલિ, પુષ્પમિત્રના દરબારમાં થયા હતા, એમ માનવામાં બહુ શંકા રહેતી નથી. ગર્ગાચાર્ય, અશોકની ચોથી પેઢીએ મગધમાં ઇ. સ. પૂર્વે ૨૦૦ માં ગાદીએ આવેલા શાલિશૂકનો ઉલ્લેખ કરી યવનો સાકેત, (અયોધ્યા) પાંચાલ અને મથુરા વગેરે જિતી કુસુમધ્વજ સુધી જઇ પહોંચશે એમ લખે છે. આ ઉપરથી એમ માની શકાય કે એ પણ પુષ્પમિત્રના દરબારમાં થયા હશે, અથવા તો તે પછી પણ થયા હોય; કારણ કે પુરાણોના જેવો ભવિષ્યકાળ વાપરી એમણે પોતાના ગ્રંથને જૂનો ગણાવવાનો પ્રયત્ન પણ કર્યો

---

૧ માલવિકાગ્નિમિત્ર અંક ૫ મો.

૨ વીનસેંન્ટ સ્મીથ—હીસ્ટરી પાનું ૧૯૦.

હોય ! એમ છતાં એટલું તો કહી શકાય કે, ભાષ્યકાર પતંજલિ અને ગર્ગાચાર્યને ઘણું અંતર નહીં હોય. પતંજલિ પ્રથમ અને ગર્ગાચાર્ય પછી હશે.

પુષ્પમિત્રના રાજ્યનો ઇતિહાસ ટુંકામાં આ પ્રમાણે છે. હવે મહાકવિ ભાસ આ રાજાના દરબારમાં થયા હોય, એમ સંભવે છે કે નહીં, તે સંબંધી વિચાર કરીએ. પુષ્પમિત્રના વખતમાં રાજ્ય ઉપર પરચક્રની આપત્તિ આવી પડી હતી, એ વાત તો ઇતિહાસથી સિદ્ધ છે, અને એ આપત્તિમાંથી એ વિજયી થઇ મુક્ત પણ થયો હતો; પરંતુ એ આપત્તિ, ભાસે જેવા ગંભીર સ્વરૂપમાં દર્શાવી છે તેવી ભયંકર નહતી. આ આપત્તિમાંથી દૂર થતાં કલિંગના રાજા ખારવેલથી તેને હાર ખાવી પડી હતી અને પોતાના રાજ્યનો પૂર્વ ભાગ શત્રુના તાબામાં ગયો હતો, એણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો અને ગ્રીકોને સિંધુની પેલી તરફ હરાવી કાઢયા હતા, ઇત્યાદિ એનાં પરાક્રમોથી એ મહાન્ રાજા ગણાય છે, એ વાત નિર્વિવાદ છે; પરંતુ જે ગૌરવથી ભાસે પોતાના રાજાનો મહિમા ગાયો છે, તે લક્ષમાં લેતાં, એ મહત્તા પુષ્પમિત્રના કરતાં ચન્દ્રગુપ્તને વધારે લાગુ પડે છે. ભાસ અને ભાષ્યકાર પતંજલિ સમકાલીન હોઇ પુષ્પમિત્રના દરબારમાં થયા હશે, એમ આપણે કદાપિ સ્વીકારીએ; તો એક જ રાજાના આશ્રય તળે રહેનાર આ મહાકવિ અને મહાવૈયાકરણ પતંજલિ, એકમેકથી અજાણ્યા હોય એમ સંભવતું નથી. ભાષ્યકારે પોતાના લેખમાં કંસવધ અને બલિબંધ નામે બે નાટકોનાં નામ જણાવ્યાં છે,* પરંતુ તેનો કર્તા કોણ, તે જણાવ્યું નથી.

ગણપતિશાસ્ત્રી એવો પણ તર્ક કરે છે કે, આ નાટકો કદાપિ ભાસ કવિનાં હશે. જૂના સાહિત્યમાં પહેલ વહેલું નાટકોનું નામ માત્ર આ જ સ્થળે જોવામાં આવે છે. બાર પંદર નાટકોના કર્તા ભાસ,

* Mac Donells History of Sanskrit Literature. page 347

જો એ સમયમાં હોય તો, કર્તાના નામ વગરના આ નાટકોના ઉલ્લેખને કેકાણે, ભાસના કોઇ પણ નાટકનું નામ અથવા એ કવિના સંબંધમાં કંઇ પણ સૂચન જડી આવત. પરંતુ ખરું જોતાં ભાષ્યકાર ભાસથી અથવા ભાસનાં અનેક નાટકોથી અજાણ્યા હશે. ઉપરનાં એ નાટકો કદાપિ એમના કાગમાં મળી આવ્યાં હશે ( અને વખતે તે ભાસનાં પણ હશે, ) પરંતુ કર્તાનું નામ તેમાં ન હોવાથી, નામ માત્રથીજ ભાષ્યકારે તેનો નિર્દેષ કર્યો હશે. ભાસકવિએ બાલચરિત નામના નાટકમાં કૃષ્ણની બાલલીલા વર્ણવી છે, તેજ વિષયનાં ઉક્ત બે નાટકો છે; અર્થાત્ બન્ને નાટકો વિષ્ણુની અવતારી પુરુષ તરીકેની લીલાના વિષયનાં છે. આજ સુધી મળી આવેલાં નાટકોના સમુદાયમાં, આ જાતની ભક્તિનાં નાટક ભાસ કવિ વિના બીજાનાં જોવામાં આવતાં નથી, એટલે એ પણ ભાસનાં હશે એમ સંભવે છે અને કર્તાનું નામ તેમાં ન હોવાથી, પતંજલિએ માત્ર નામ લખી સંતોષ માન્યો હશે. ભાસકવિ પતંજલિની પૂર્વે થયા હશે એમ માનીએ તો, ચંદ્રગુપ્તનો સમય એજ એમનો સમય હશે, એમ માનવાનાં કારણો આપણે આગળ તપાસી ગયા છીએ, અને વખતે હશે પણ તેમ. ચંદ્રગુપ્તના કાળમાં સાહિત્યની જાણવા યોગ્ય અભિવૃદ્ધિ થયેલી જણાતી નથી, એટલે તે વખતમાં થયેલા આ મહાકવિનાં નાટકો, થોડો વખત પ્રકાશી, મહાન્ અશોકના ધર્મના ઝઘડાના કાળમ તદ્દન અંધકારમાં પડી રહ્યાં હશે; કારણ કે ચંદ્રગુપ્ત પછીથી છેક પુષ્પમિત્ર સુધીના કાળમાં બુદ્ધધર્મના પ્રચારને લીધે બ્રાહ્મણોના સાહિત્યના ગ્રંથો તદ્દન અંધકારમાં પડી ગયા હશે અથવા વખતે નાશ પણ પામ્યા હશે. આથી એમ અનુમાન થઇ શકે કે, ચંદ્રગુપ્તના વખત પછી અને પુષ્પમિત્રના સમય સુધી, ભાસકવિનું તથા તેમનાં નાટકોનું નામ નિશાન પણ કોઇ જાણતું નહી હોય અને એવા જ કારણથી ભાષ્યકાર પતંજલિ પણ એ સંબંધમાં અજાણ્યા હોય, તો તે અસંભવિત નથી.

વળી ભાષ્યકારના સમયથી આરંભીને ભાષાને જે ઓપ ચઢ્યો છે, તે ભાસની ભાષામાં જોવામાં આવતો નથી અને ઇ૦ સ૦ પૂર્વે ૧૫૦ પછીની કાલિદાસ વગેરેની ભાષામાં અને ભાસની ભાષામાં કંઇક વિશેષ અંતર લાગે છે. ભાષ્યકારની પછી એટલે ઇ૦ સ૦ પૂર્વ ૧૫૦ પછીના કાલિદાસાદિ કવિઓના સમયની જે ભાષા છે, તે સંસ્કાર શુદ્ધ છે, ત્યારે ભાસની ભાષા લોકવ્યવહારમાં બોલાતી છે, અને ભાષ્યકારના સમયથી એ બન્નેના વિભાગ પડતા હોય તેમ લાગે છે. આમ જોતાં પણ ભાસ પુષ્પમિત્રના સમયમાં થયા હોય, એમ માનવામાં આવતું નથી.

આ પ્રમાણે ઇ. સ. પૂર્વે ૪૭૫ થી તે ઇ. સ. પૂર્વે ૧૫૦ સુધીમાં, ઉદયનથી માંડીને પુષ્પમિત્ર સુધીના ચારે મહારાજાઓનો ઇતિહાસ તપાસતાં અને ભાસે આપેલી પરચકની સ્થિતિ અને રાજ્યની મર્યાદા વગેરે સાથે તેની એકવાક્યતા કરી ઘટાવતાં, મહારાજા ચન્દ્રગુપ્તના વખતમાં ભાસકવિ થયા હોય, એમ વધારે સંભવિત લાગે છે.

**૨) વિષ્ણુની અવતારી અંશ તરીકે ભક્તિ.**

મહાકવિ ભાસના સમયમાં વિષ્ણુની અવતારી પુરુષ તરીકેની ભક્તિ વિશેષ પ્રચલિત હશે, અને એ પોતે શિવના નહિં પણ વિષ્ણુના ભક્ત હશે, એમ જણાય છે. એમણે પોતાનાં નાટકોમાં લગભગ બધે ઠેકાણે પ્રારંભમાં વિષ્ણુની સ્તુતિ કરી છે અને તે પણ ઘણે ભાગે અવતારોની સ્તુતિ છે. ઇ. સ. ત્રીજા અથવા ચોથા સૈકામાં ફરીથી લખાયેલા પુરાણોમાં અને પાછળથી લખાયેલા ભાગવતમાં શ્રીકૃષ્ણના જેવા પ્રકારની ભક્તિ અને બાળલીલા જોવામાં આવે છે, તેવાજ પ્રકારની ભક્તિ ભાસના સમયમાં પ્રચલિત હશે, એમ એમના બાલચરિત નાટક ઉપરથી જણાઇ આવે છે. એમાં નંદગોપ, વસુદેવ, ગોપાલ, દેવકી, કૃષ્ણજન્મ, કલહપ્રિય નારદનું તેમનાં દર્શન અર્થે પધારવું, વસુદેવનું યમુના ઉતરી કૃષ્ણને નંદને ત્યાં લઇ જવું, યમુનાના જળના વિભાગ થવા, દહીં

માખણ ચોરી ખાવાં, પુતનાવધ, કંસવધ, ગોવર્ધનધારણ વગેરે લીલાઓનું એમાં વર્ણન છે. આ ઉપરથી અને નાન્દીઓ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે; ભાસના વખતમાં કૃષ્ણની આવા પ્રકારની ભક્તિ પ્રચલિત હશે અને એ પોતે વિષ્ણુભક્ત હશે.

વિષ્ણુપુરાણ અને ભાગવત આદિમાં આ જાતની ભક્તિ અને બાળલીલાઓનું વર્ણન આપેલું છે ખરું, પરંતુ ભાસ કવિના વસ્તુનો આધાર એ પુરાણો ઉપર હોય એમ સંભવતું નથી; કારણ કે તે બધાં ઇ. સ. ૩ અથવા ૪ સૈકા પછી લખાયેલાં છે. જે સ્વરૂપમાં હાલમાં પુરાણો મળી આવે છે તે સ્વરૂપમાં તો નહીં, પણ બીજા કોઇ સ્વરૂપમાં તેમનું અસ્તિત્વ તો ના પાડી શકાય તેમ નથી. છાંદોગ્ય ઉપનિષદમાં નારદ કહે છે કે, હું યજુર્વેદ જાણું છું, સામવેદ જાણું છું, ચોથો અથર્વવેદ પણ જાણું છું અને પાંચમાં ઇતિહાસ પુરાણ પણ જાણું છું. આ અને આવા બીજા ઉપનિષદાદિ ગ્રન્થોમાંથી મળી આવતાં વચનો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે કે, પૂર્વના કાળમાં પણ ઇતિહાસના સ્વરૂપમાં રાજાઓની વંશાવળીઓ, તેમનાં ચરિત વગેરે પરંપરાથી ચાલતાં હતાં અને તે ઇતિહાસ, પુરાણો એવા નામથી ઓળખાતાં હતાં.×

[1]આવાં પુરાણોનો મોટો ભાગ મગધરાજ્યમાં ઉંચી માગધી ભાષામાં લખાયેલો હતો, કારણ કે મગધરાજ તે વખતે સર્વોપરિ સત્તા ભોગવતું હતું.

પુરાણોએ ઇ. સ. ના ત્રીજા ચોથા સૈકા પછી જે સ્વરૂપ ધારણ કર્યું, તે સ્વરૂપમાં અગત્યતે તે નહીં હોય. બ્રાહ્મણ આદિ ગ્રંથોમાં આ સંબંધી જે કંઇ સૂચનો મળી આવે છે, તે સિવાય ઇતિહાસ

× છાંદોગ્ય ઉપનિષદ ૭-૧-૨. દત્તનું એન્શંટ ઇન્ડીયા.પા. ૪૯૧.

૧ જુવો Pauranio text of dynesties of kali age. Page 57 Edition 1913.

પુરાણાદિકરૂપે જે કંઇ સંગ્રહ હશે, તે નાશ પામવાથી તેનું નામ નિશાન જડતું નથી.

ઇતિહાસ પુરાણની આવી જૂની પ્રચલિત કથાઓ ઉપરથી ભાસકવિએ આવી રીતની કૃષ્ણની ભક્તિ ગાઇ હોય એમ લાગે છે. આવા પ્રકારની ભક્તિનો ઉદ્‌ભવ ક્યારે થયો અને તે ક્યા સમયમાં પ્રચલિત હતી તે તપાસીએ. ઉપનિષદ્ અને મનુના સમયમાં આ જાતની ભક્તિ જણાતી નથી. કેટલાએક વિદ્વાનોનું એમ માનવું છે કે, [1]એ જાતની ભક્તિનો ઉદ્‌ભવ બુદ્ધના પછી થયો હોય એમ લાગે છે. પરંતુ વસિષ્ઠ સ્મૃતિમાં નીચે પ્રમાણે લખેલું છે કે—

चतुर्वेदी च यो विप्रो वासुदेवं न विंदति
वेदभारभयाक्रान्तः स वै ब्राह्मणगर्दभः ।
तस्माद्वैष्णवत्वेन ब्राह्मण्यादि विहीयते,
वैष्णवत्वेन संसिद्धिं लभते नात्र संशयः ।

ઇત્યાદિ ઉપરથી આવા પ્રકારની ભક્તિ જૂની હોય એમ લાગે છે, કારણ કે વસિષ્ઠસ્મૃતિ ઇ. સ. પૂર્વે ઘણાં સૈકાં પહેલાની છે અને મનુસ્મૃતિ કરતાં પણ આગળની હશે એમ મનાય છે.[2]

ઇ. સ. પૂર્વે ૩૧૧ થી ૩૦૨ સુધી મહાન્ ચંદ્રગુપ્તના દરબારમાં મગેસ્થનીસ નામનો સેલ્યુકસનો એલચી થોડો કાળ આવી રહ્યો હતો, તેણે ટા ઇન્ડીકા નામે તે સમયના ઇતિહાસની નોંધ લખેલી છે. તેમાં એણે તે વખતે પ્રચલિત ધર્મને માટે લખ્યું છે. તે ઉપરથી જણાઇ આવે છે કે, એ કાળમાં શૈવ અને વૈષ્ણવ એવા બે વિભાગો હતા. શિવની ભક્તિ પર્વતોમાં એટલે કદાચ હિમાલય તરફ ચાલતી હતી અને સુરસેનો યમુનાના પ્રદેશમાં અને મથુરામાં હીરેકલીસને પૂજતા હતા. આ હીરેકલીસ વિષ્ણુ અથવા તેમના

૧ હ્યુએન્શાંહ ઈન્ડીયા-પા. ૬૫૪-૫૫.
૨ મેકડોનલ્ડસ સંસ્કૃત લીટરેચર-પાનું ૨૬૦-૨૬૧.

અવતારી પુરુષ કૃષ્ણ સિવાય બીજો કોઇ નહીંજ હોય.[1] આ ઉપરથી સપ્રમાણ અનુમાન એવું બાંધી શકાય છે કે, મેગેસ્થનીસ જેવા પરદેશીનું પણ લક્ષ ખેંચે તેવી રીતે કૃષ્ણની અવતારી અંશ તરીકે ભક્તિ તે સમયમાં પ્રચલિત હતી. વિષ્ણુ અવતારો વિષે લોકો સંપૂર્ણ જાણીતા થઇ ગયા હતા, અને ચાર યુગના વિભાગ પણ જાણતા હતા. આ અવતારોના સંબંધમાં કિંવા કૃષ્ણના સંબંધમાં બુદ્ધ જાતકોમાં, કંઇક ઉલ્લેખ જણાય છે અને બુદ્ધ ધર્મની મૂર્તિઓની સાથે લક્ષ્મી વગેરેની એટલીજ જૂની મૂર્તિઓ જોવામાં આવે છે.

ભાસ કવિએ પોતાનાં બીજાં નાટકોમાં પણ નીચે પ્રમાણે અવતારભક્તિ વર્ણવી છે.

नारायणस्त्रिभुवनैकपरायणो यः
पायादुपायगतयुक्तिकरासुराणां ।
लोकत्रयाविरतनाटकतंत्रवस्तु
प्रस्तावनप्रतिसमापनसूत्रधारः ॥ દૂતઘટોત્કચ.

उत्क्षिप्तां सानुकंपं सलिलनिधिजलादेकदंष्ट्राग्रहडां.

* * * * * *

श्रीमान्नारायणस्ते प्रदिशतु वसुधामुच्छ्रितैकातपत्राम् । અવિમારક.

शंखक्षीरवपुः पुरा कृतयुगे नाम्ना तु नारायण-
स्त्रेतायां त्रिपदार्पितत्रिभुवनो विष्णुः सुवर्णप्रभः ।
दूर्वाश्यामनिभः स रावणवधे रामो युगे द्वापरे,
नित्यं योजनसंनिभः कलियुगे वः पातु दामोदरः ।

पतत्यसौ पुष्पमयी च वृष्टि-
र्नदन्ति तूर्याणि च देवतानाम् ।
दृष्टुं हरिं वृष्णिकुले प्रसूत-
मभ्यागतो नारद एव तूर्णम् । બાલચરિત.

1 મેકડોનાલ્ડ સંસ્કૃત લિટરેચર-પાનું-૨૮૯-૪૧૧-૧૨.

पायात् स वोऽसुरवधूहृदयावसादः
पादो हरेः कुवलयामलखड्गनीलः । મધ્યમવ્યાયોગ.

शत्रूणां तरणेषु वः स भगवान् पातु प्लवः केशवः । ઉરુભંગ.

पादः पायादुपेन्द्रस्य सर्वलोकोत्सवः स वः
व्याविद्धो नमुचिर्येन तनुताम्रनखेन खे । નામવગરનું નાટક.

दर्पोद्यतोबणकबन्धकपीन्द्रहन्ता
पायात् स वो निशिचरेन्दुकुलाभिहन्ता । અભિષેકનાટક.

सीताभवः पातु सुमंत्रतुष्टः
सुग्रीवरामः सह लक्ष्मणश्च । પ્રતિમાનાટક.

ચારે યુગમાં વિષ્ણુનાં ચાર સ્વરૂપની–કૃષ્ણ, રામ, નૃસિંહ, વરાહ વગેરે અવતારોની સ્તુતિથી તથા બાલચરિતમાં કૃષ્ણભગવાનની બાળલીલા વર્ણવી, ભાસે જે ભક્તિ પ્રદર્શિત કરેલી છે, તે ભક્તિ ચંદ્રગુપ્તના કાળમાં સારી રીતે પ્રચલિત હશે એમ લાગે છે, અને એ વાતને મેગેસ્થનીસની તવારીખથી ટેકો મળે છે.

ચંદ્રગુપ્તના વખત પછી મહાન્ અશોકના કાળમાં બુદ્ધધર્મની મોટી ભરતી આવી અને તેમાં આવા પ્રકારની ભક્તિ તદ્દન નિર્મૂળ થઈ તણાઈ ગઈ. અશોકના વંશજો નબળા પડ્યા અને પુષ્પમિત્રે બુદ્ધધર્મનો તદ્દન નાશ કરી પાછો બ્રાહ્મણધર્મ પ્રચલિત કર્યો, ત્યાર પછી પણ એ ભક્તિ સજીવન થવા પામી નહિ હોય. ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં કાલિદાસના સમયમાં આવા પ્રકારની ભક્તિનો કંઈ પણ ઉલ્લેખ જોવામાં આવતો નથી.

આ ઉપરથી મારું કહેવું એમ નથી કે, કાલિદાસ વિષ્ણુના અવતારોથી અજ્ઞાત હતા. રઘુવંશના તેરમા સર્ગના પ્રારંભમાં એમણે વિષ્ણુના અવતારનું સૂચન કરેલું છે કે—

अथात्मनः शब्दगुणं गुणज्ञः पदं विमानेन विगाहमानः ।
रत्नाकरं वीक्ष्य मिथः स जायां रामाभिधानो हरिरित्युवाच

માલવિકાગ્નિમિત્રમાં પણ परिषद्गुरुभिर्दोर्भिः शौरेः प्रसह्य च रुक्मिणीम् । એવું સૂચન છે. એટલે પરાપૂર્વથી કથાઓ રૂપે ચાલી આવતી અવતારની પરંપરા એમના જાણવામાં હતી, પરંતુ ઉપર કહ્યા તેવા પ્રકારની કૃષ્ણભક્તિ તે વખતમાં નહી હોય એમ લાગે છે.

કાલિદાસના કાળ પછી ભાગવતાદિ પુરાણોના સમયમાં, આ જાતની ભક્તિ પાછી સજીવન થઇ અને આજ સુધી અવિચ્છિન્ન રીતે ચાલી આવી છે.

ઉપર દર્શાવેલાં કારણોથી પણ ભાસકવિ ચંદ્રગુપ્તના સમયમાં થયા હશે અને તે કાળે પ્રચલિત રહેલી કૃષ્ણની ભક્તિ, વ્યવધાનરૂપ થઇ પડેલા સાર્વત્રિક બુદ્ધધર્મના મહા ઉત્પાતને લીધે, નાશ પામેલી હોવાથી કાલિદાસના સમયમાં તેનું નામ નિશાન પણ જણાતું નહી હોય. પુષ્પમિત્રના દરબારમાં થયેલા પતંજલિના ભાષ્યમાં કૃષ્ણના સંબંધી કંઇક ઝાંખું સૂચન છે અને કૃષ્ણના ચરિતનું નાટકરૂપે નિબંધન તેમના સમયમાં હતું, એમ કંસવધ અને બલિબંધ નાટકોના નામના ઉલ્લેખપરથી જણાઇ આવે છે.* એ નાટકો વખતે ભાસનાં હશે એમ સંભવે છે. આ બધા ઉપરથી એમ જણાય છે કે, એ ભક્તિ માત્ર નામરૂપે જ તે વખતે જીવતી હશે. ભાસકવિ પુષ્પમિત્રના દરબારમાં એટલે ઇ૦ સ૦ પૂર્વ ૧૮૪ માં થયા હોય એમ માનીએ તો તે સંભવતું નથી, કારણ કે આવા પ્રકારની કૃષ્ણભક્તિ તે સમયે જાણ્યામાં નથી. કાલિદાસના સમયમાં પણ તે અવિચ્છિન્ન ચાલુ રહેવી જોઇએ, કારણ કે તે વખતે આપણો બ્રાહ્મણધર્મ પ્રવર્તતો હતો અને એ ધર્મ વિરૂદ્ધ કોઇ પણ જાતનું વ્યવધાન હતું જ નહીં. એટલે, જો તે ચાલુ હોય તો કાલિદાસના લેખોમાં એવા પ્રકારની છાયા કોઇ પણ સ્થળે આવવાનો સંભવ રહે છે. દરેક કાળના કવિઓ તે તે કાળના લોકાચાર અને લોકસ્થિતિના આદર્શ-

* મેકડોનલ્ડ્સ સંસ્કૃત લિટરેચર—પાનું ૪૧૪.

રૂપ હોય છે અને અનાયાસે પણ તેમના લેખોમાં તે તે સ્થિતિઓનું ઝાંખું પણ પ્રતિબિંબ જણાયા વિના રહેતું નથી. આવા પ્રકારની ભક્તિનું ઝાંખું પ્રતિબિંબ કાલિદાસના સમયમાં કિંવા તેમની પછી થોડાં સૈકાં સુધીમાં થયેલા બીજા ગ્રન્થોમાં પણ જણાતું નથી. માત્ર ઇ૦ સ૦ ત્રીજા સૈકા પછી પુરાણોના સમયમાં તેનું પુનઃ દર્શન થાય છે. આનું કારણ એમ સંભાવિત લાગે છે કે, અશોકના પહેલાં આવા પ્રકારના ધર્મની જે પ્રણાલિકા ચાલતી આવી હતી, તે બુદ્ધ-ધર્મના મહા ઉત્પાતને લીધે અને રાજ્યના તથા બુદ્ધધર્મિઓના જુલમને લીધે નષ્ટપ્રાય થઇ ગઇ હશે. પુષ્પમિત્રના સમય પછી બુદ્ધધર્મ નાશ પામતાં, આ ધર્મના જે કંઇ અંકુરો સુકાઇને ચિમળાઇ ગયા હશે, તે ધીરે ધીરે ધર્મની શાંતિના કાળમાં સજીવન થતાં પાછળના પૌરાણિક કાળમાં પાછા પલ્લવિત થવા પામ્યા હશે. આ કારણથી પણ ભાસનો સમય અશોકની પહેલાં હોવો જોઇએ, એમ માની શકાય છે અને મહાકવિ કાલિદાસના સમયમાં એ જાતની ભક્તિનું કંઇ પણ સૂચન નથી તેનો પણ ખુલાસો થઇ શકે છે.

વળી એમ પણ માનવામાં આવે છે કે, પુષ્પમિત્ર પરમ શિવ-ભક્ત હતો. બુદ્ધ ગયામાંની બુદ્ધની મૂર્તિ ખોદાવી તેણે ત્યાં શિવ-લિંગની સ્થાપના કરી હતી અને અનેક વિહારો પણ બાળી નાંખ્યા હતા. ભાસે જ્યારે પોતાના ગ્રન્થોમાં વિષ્ણુની સ્તુતિ કરી છે ત્યારે કાલિદાસે શિવની સ્તુતિ કરી છે. આગળ ઉપર કાલિદાસ અગ્નિ-મિત્રના દરબારમાં થયા હતા એમ મેં અનુમાન કર્યું છે, તેને આ બાબત પુષ્ટિ આપે છે કે, એમણે પુષ્પમિત્રના રાજ્યધર્મને માન આપી સર્વત્ર શિવનીજ સ્તુતિ કરી હશે અને એમ બનવા યોગ્ય પણ છે; કારણ કે રાજ્યાશ્રિત કવિઓ રાજધર્મને માન આપ્યા વિના રહેતા નથી, તેમ કવિ પોતે પણ વખતે શિવધર્મ માનતા હશે; એમ પણ માનવામાં બાધ નથી.

મહાકવિ કાલિદાસનાં કાવ્યોમાં બુદ્ધધર્મના સંબંધમાં એક શબ્દ સરખો પણ જોવામાં આવતો નથી.

(૩) ભાસકવિનામાં બુદ્ધધર્મની છાયા. બુદ્ધના પ્રભાવની પ્રશંસામાં–એક સ્થળે એમ લખેલું જણાય છે કે, જે ઝાડતળે એ સુતા હતા તેની છાયા એમને મુકીને જતી ન હતી.

આવીજ જાતનો વિચાર કાલિદાસે प्रभावास्तामितच्छायामाश्रितः स वनस्पतिम् એમ રામના પ્રભાવનું વર્ણન કરતાં રઘુવંશમાં લખેલું છે. આ વિચારના સામ્ય સિવાય બીજો કોઇ શબ્દ સરખો પણ તેમનામાં જણાતો નથી. વિચારનું સામ્ય તો સર્વ કાળે સર્વ કવિઓમાં, અને એક દેશના નહિ પરંતુ વિદેશના કવિઓમાં પણ ઘણે સ્થળે જોવામાં આવે છે; એટલે ઉપરનો શ્લોક બુદ્ધ સંબંધી પ્રસંગનું સૂચન કરે છે એમ માની શકાતું નથી. કાલિદાસના વખતમાં બુદ્ધધર્મ ઉચ્છિન્ન થઇ ગયો હતો એમ માની શકાય છે, કારણ કે પુષ્પમિત્રે તેના વૈરીનું સ્વરૂપ ધારણ કરી તેનો નાશ કરવા માંડ્યો હતો. આ પ્રમાણે કાલિદાસનામાં જ્યારે બુદ્ધધર્મ સંબંધી કંઇ પણ જોવામાં આવતું નથી ત્યારે ભાસકવિ તે ધર્મથી સારી રીતે જ્ઞાત હતા અને એના ઉપર કંઇક કટાક્ષથી જોતા, એવી ઝાંખી ઝાંખી છાયા પણ એમના ગ્રંથોમાં વાપરેલા શબ્દોના સ્વરૂપમાં જોવામાં આવે છે.

ભાસના અવિમારક નાટકમાં બીજા અંકમાં, ચન્દ્રિકા નામની ચેટી, બે ઘડી વિનોદ કરવાને માટે વિદૂષક પાસે આવી તેને લગાર ખીજાવે છે, ત્યાં તેને આવતી જોઇ વિદૂષક પૂછે છે કેઃ—

चंद्रिके ! किमेतत् ?

चंद्रिका—आर्य कंचिद् ब्राह्मणमन्वेषे ।

विदूषकः—ब्राह्मणेन किं कार्यम् ।

चं—किमन्यत् ? भोजनार्थं निमंत्रयितुम् ।

विदूषकः—भवति अहं कः श्रमणकः ?

चं—त्वं किल अवैदिकः ।      અંક બીજો.

विदूषकः—किं नु खलु जीवती नमान्धश्रमणिका ।

नलिनिका—आ दृष्टपूर्वो नगरापणालिन्देऽयं ब्राह्मणः ।

विदूषकः—आम् भवति ! यज्ञोपवीतेन ब्राह्मणः चीवरेण रक्तपटः यदि वस्त्रं अपनयामि श्रमणको भवामि. અંક ચોથો.

આ પ્રમાણે વાપરેલા શબ્દો બતાવી આપે છે કે, તે સમયે શ્રમણ અને બ્રાહ્મણનો આવો પરસ્પર ભેદ હતો અને એકમેકના પ્રત્યે કંઇક સ્વાભાવિક અરુચિ પણ હતી. બ્રાહ્મણો શ્રમણકોને નિંદતા હશે અને શ્રમણકો બ્રાહ્મણને નિંદતા હશે, પરંતુ બંને ધમ ઉઘાડા વિગ્રહ સિવાય પોતપોતાના માર્ગમાં પ્રવર્તતા હશે. ભાસના સમયમાં બંને ધર્મની આવા કોઇ પ્રકારની સ્થિતિ ચાલુ હશે, એમ આપણે અનુમાન કરી શકીએ છીએ. આમાંનું કાલિદાસના સમયમાં તો કંઇ જોવામાંજ આવતું નથી. ભાસ કવિએ ઉપરનાં વાકયોમાં જે શબ્દો વાપરેલા છે, તે ત્યાં આવશ્યક છે એમ તો ભાગ્યેજ કહી શકાય તેમ છે. માત્ર પ્રસંગ મળતાં શ્રમણો પ્રત્યે કવિએ આવું મૃદુ ઉપહાસ્ય કરેલું છે. કવિના પોતાના હૃદયમાં શ્રમણો પ્રત્યે જે કંઇ વિચારો દૃઢ થયેલા હશે, તેનું અહિં સ્વાભાવિક રીતે પ્રતિબિંબ પડી ગયું છે. ઉપરના પ્રસંગ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, તે વખતે બુદ્ધ ધમનું પ્રાબલ્ય તો હશેજ નહીં, પરંતુ ઉલટા તે ધર્મવાળાઓ બ્રાહ્મણોથી ઉપહાસ્ય પામતા હશે. વળી ભાસે પોતાના પ્રતિજ્ઞાયૌગંધરાયણ નાટકમાં એક સ્થળે એમ લખ્યું છે કે—

परचक्रैरनाक्रान्ता धर्मसंकरवर्जिता.

આ ધર્મસંકર પણ બુદ્ધધર્મના બ્રાહ્મણધર્મ સાથે થતા મિશ્રણને ઉદ્દેશીનેજ હશે. જ્યારે આવા મૃદુ સ્વરૂપમાં બુદ્ધધર્મ પ્રવર્તતો હતો ત્યારે ઘણા બ્રાહ્મણો પણ તે પંથમાં જાણે અજાણે ભળતા હતા.[1] બુદ્ધ પોતે બ્રાહ્મણો પાસે ઋગ્વેદ શીખ્યો હતો. એ

[1] મેક્ષમ્યુલર્સ હીસ્ટરી ઓફ એન્શંટ સંસ્કૃત લિટરેચર—પા. ૧૩૪.

ધર્મમાં બ્રાહ્મણો પ્રત્યે વૈરભાવનું કોઇ પણ સ્થળે સૂચન જણાતું પણ નથી. બુદ્ધના નિર્વાણ પછી પણ બ્રાહ્મણો અને બૌદ્ધોમાં પરસ્પર ગંભીર વિરોધ ન હતો. હાલના મત મતાન્તરમાં અથવા હાલના જૈન ધર્મમાં અને બ્રાહ્મણધર્મમાં જેમ મતભેદ શાંતિથી ચાલ્યો જાય છે અને માત્ર પ્રસંગ આવ્યે એક બીજાને હસી કાઢે છે, તેવી સ્થિતિ તે કાળે હતી એમ જણાય છે. બન્ને ધર્મો વચ્ચે વૈર અને ભારે વિગ્રહ માત્ર અશોકના સમયમાંજ ઉત્પન્ન થયો હતો. બુદ્ધધર્મ રાજધર્મ તરીકે સ્વીકારાયો તેને વધારવાને માટે સામ, દામ, ભેદ અને દંડ, એવા પ્રકારના ઉપાયો પણ લેવાયા હતા અને કેટલાંએક પ્રમાણો ઉપરથી એમ પણ મનાય છે કે, એ ધર્મ પરાણે સ્વીકારાવવાને માટે પરસીક્યુશન-ધર્મવધ પણ થયા હતા.[1]

ભાસના વખતમાં બુદ્ધધર્મની ઉપર જણાવી તેવી મૃદુ પ્રવૃત્તિ હશે, એ સ્પષ્ટ જણાઇ આવે છે. આ સ્થિતિ છેક ચંદ્રગુપ્તના સમય સુધી ચાલુ રહી હતી. ચંદ્રગુપ્તના દરબારમાં રહેલો મેગેસ્થનિસ પોતાના ટાઇન્ડીકા નામના ઇતિહાસમાં લખે છે કે-[2] "અહિં બે જાતના તત્ત્વવેત્તાઓ છે. એક બ્રાહ્મણ અને બીજા શ્રમણ." આ જાતનો માત્ર બ્રાહ્મણ અને શ્રમણનો ભેદ દર્શાવવા સિવાય ભાસનામાં પણ બીજું તત્સંબંધે જણાતું નથી. આપણે આગળ જણાવી ગયા તેમ, ચંદ્રગુપ્તના વખતમાં આ બન્ને ધર્મો, પરસ્પરમાં સામાન્ય ભેદ હોવા છતાં પણ, શાન્તિથી પોત પોતાના માર્ગે પ્રવર્તતા હશે. એ સિવાય બુધ્ધ ધર્મનું નોધવા સરખું પ્રાબલ્ય તે સમયમાં નહીં હોય એમ લાગે છે. આ બીના પણ ભાસકવિ ચંદ્રગુપ્તના સમયમાં થયા હશે, એમ અનુમાન કરવાને કારણ આપે છે.

---

૧ મી. વિનસેન્ટ સ્મીથ્સ હીસ્ટરી-પા. ૧૯૦.

૨ મેકડોનલ્ડ્સ સંસ્કૃત લિટરેચર-પા. ૪૧૧.

(૪) મંત્રતંત્રાદિકના વહેમો.

ભાસકવિના સમયમાં મંત્ર તંત્રાદિકની વિદ્યાનો પ્રચાર હશે અને સામાન્ય લોકસમૂહની એકલાની નહીં, પરંતુ કેળવાયેલા વિદ્વાનોની પણ એ ઉપર શ્રદ્ધા હશે, એવું એમના અવિમારક નાટક ઉપરથી જણાઇ આવે છે.

નાટકનો નાયક અવિમારક કુન્તિભોજરાજાના રાજમહેલમાં પોતાની પ્રિયા કુરંગીને મળવાને માટે મધ્યરાત્રે પ્રવેશ કરે છે, તે વખતે પ્રત્યવાયની શાંતિને અર્થે નીચે પ્રમાણે કહે છે કે—

अविमारक—इह स्थित्वा रज्जुं प्रक्षिपामि। नमः प्रजापतये। नमः सर्वसिद्धेभ्यः। प्रसीदन्तु बलीशंबरमहाकालाः। विजृंभतां रात्रिः। वर्धतां निद्रा। अनुमन्यतां पद्मा। लयं गताः सर्वविघ्ना भवन्तु। हताः परिपन्थिका भवन्तु। जयतु भगवती कात्यायनी।

नलगिरिर्मन्त्रोषधिनियमसंभृतपुराणकर्मव्यामोहितः

પ્રતજ્ઞાયૌગન્ધરાયણ. પાનું ૪૯.

भगवत्या यक्षिण्याः स्थानं देवकार्यं कर्तुं गतासीत्

પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ. પાનું ૫૦.

ઉપર પ્રમાણે વિવિધ શક્તિઓનું સાહાય્ય માગ્યા પછી તે રાજભવનમાં પ્રવેશ કરે છે. આ વિચારો અવિમારકના નહિં પણ કવિની પોતાની માન્યતાના ઉદ્‌ગારો છે એ તો સ્પષ્ટજ છે. આવી જાતના મંત્ર તંત્રાદિક સંબંધી વહેમો કાલિદાસનાં કાવ્યોમાં જોવામાં આવતા નથી, પરંતુ ભવભૂતિના માલતીમાધવમાં તે પુનઃ દેખાય છે. દરેક પ્રજામાં દરેક સમયે કોઇ કોઇ પ્રકારના વહેમ હોય છે તેની તો ના પાડી શકાય તેમ નથી. પરંતુ તે જ્યારે પ્રબળ સ્વરૂપમાં પ્રવર્તતા હોય ત્યારે જ કવિઓના અથવા શિષ્ટ ગ્રન્થકારોના લેખમાં સ્ફુરી આવે છે. કાલિદાસનો અને ભવભૂતિનો દાખલો લઇએ તો

કાલિદાસનામાં જ્યારે આવા પ્રકારના વહેમ જોવામાં આવતા નથી, ત્યારે બુદ્ધધર્મ પુનઃ જાગૃત થયો હતો, તે વખતે થયેલા મહાકવિ ભવભૂતિના કાળમાં તે પુનઃ દર્શન દે છે. માલતીમાધવમાં માધવ સ્મશાનમાં માંસનું બલિદાન આપે છે, ઇત્યાદિ પ્રસંગો, ઉપર દર્શાવ્યા તેવા વહેમના દૃષ્ટાન્તરૂપ છે. આવા વિચારોને તાંત્રિક બુદ્ધ શાખાની સાથે કંઇક સંબંધ હોય એમ લાગે છે, અને એવી જાતના વિચારોની અસર ભાસકવિના સમયમાં વિશેષ હશે. ચન્દ્રગુપ્તના સમયમાં આવા વિચારો વધારે પ્રચલિત હતા એમ લાગે છે. ચાણાક્ય જેવા રાજનીતિજ્ઞ અને સમર્થ વિદ્વાને રાક્ષસ મંત્રને મારવાને માટે અભિચાર મંત્રનો પ્રયોગ કર્યો હતો, એમ પણ કહેવાય છે.

ચાણાક્યના અર્થશાસ્ત્ર પ્રત્યે દૃષ્ટિ કરતાં જણાઇ આવે છે કે, એમણે એમનાં છેલ્લાં પ્રકરણોમાં મારણ મંત્ર તંત્રાદિકના અનેક પ્રયોગો આપેલા છે.[1] માણસોને ધારણ (ઉંઘ મૂકવાના) અંતર્હિત થવાના, વગેરે આવી જ જાતના ઉપાયોની છાયા ભાસના ઉપર દર્શાવેલા અવિમારક નાટકમાં સ્પષ્ટ જણાઇ આવે છે. આવા પ્રયોગો બુદ્ધધર્મના નાશની સાથે ઓછા થઇ ગયા હશે અને તેથી જ કાલિદાસાદિ કવિઓના અને તેમની પાછળ થયેલા કવિઓના શિષ્ટ લેખોમાંથી નિંદાને પાત્ર ગણવાથી બહિષ્કૃત થયા હશે. મહાકવિ બાણ પણ પોતાની કાદમ્બરીમાં ચાણાક્યના આવા પ્રયોગોની ઉઘાડી નિંદા કરે છે કે;

किंवा तेषां साम्प्रतं अतिनृशंसप्रायोपदेशनिर्घृणं कौटिल्यशास्त्रं प्रमाणं। अभिचारक्रियाक्रूरैकप्रकृतयः पुरोधसो गुरवः पराभिसंधानपरा मंत्रिणः * * * मारणात्मकेषु शास्त्रेषु अभियोगः सहजप्रेमार्द्रहृदयानुरक्ता भ्रातर उच्छेद्याः[2]

---

1 જુઓ કૌટિલ્ય અર્થશાસ્ત્ર–પા. ૧૧૭.

2 જુઓ કાદમ્બરી એજ્યુકેશન સોસાઇટીવાળી–આવૃત્તિ પા. ૦

ચન્દ્રગુપ્તના સમયમાં આવા વિચારો પ્રચલિત હોવાનું એક કારણ છે. ઘણા કાળથી આપણામાં એમ મનાતું આવ્યું છે કે કામરૂ દેશમાં (કામરૂપ દેશ જે હાલનો આસામ છે) *મંત્ર તંત્રાદિક પ્રયોગો ઘણા જ ચાલે છે અને એ વાતની ઇતિહાસ પણ થોડી ઘણી સાક્ષી આપે છે. ગુપ્તરાજાઓના રાજ્યમાં આસામનો (કામરૂપનો) પણ કેટલાએક કાળ સુધી સમાવેશ હતો. આ દેશમાં તાંત્રિક બુદ્ધ-મતનો પ્રસાર છે અને એ મતમાં આવી જાતના વિચારો ઘણું પ્રાધાન્ય ભોગવે છે. પાટલીપુત્રની પૂર્વ સરહદ ઉપર આવેલા આસા-મના આવા ધર્મવિચારોની મગધ રાજ્યની પ્રજા ઉપર વધારે અસર થઇ હોય તો તે અસંભવિત નથી અને પ્રજાના હૃદય ઉપર પ્રબળ છાપ પાડી બેઠેલા આવા વિચારો કવિની વાણીમાં સ્ફુરી આવે એ પણ અસંભાવત નથી. ભાસે અવિમારકમાં દર્શાવેલા ઉપરના વિચા-રોનું આવું કંઇક કારણ હોય એમ સંભવે છે. ભાસકવિનો સમય આ હશે, એમ માનવાનાં કારણોને આ વિચારો પણ પુષ્ટિ આપે છે એમ કહેવામાં હરકત નથી. ઉપરના ઉદ્ગારો એક જાતના વહેમ-રૂપ છે એમાં તો શક નથી. કાલિદાસના રઘુવંશ કાવ્યમાં એક સ્થળે भोगीव मंत्रौषधिरुद्धवीर्यः એવું લખેલું જોવામાં આવે છે, પરંતુ તે કંઇક અથર્વવેદના સર્પાદિકને વશ કરવાના મંત્રોના જેવા વિચારો દર્શાવે છે.[૧] જે વિચારો ઉપનિષદ્ આદિની તત્વવિદ્યાના બળે ધીરે ધીરે ઓછા થયા હશે અને પાછળથી બુદ્ધધર્મ શરૂ થતાં તેનું આસ્રી જૂદી જૂદી શક્તિઓની પૂજારૂપે રૂપાંતર થઇ રહ્યું હશે.

આગળ આપણે દર્શાવી ગયા તેમ ભાસકવિ ચન્દ્રગુપ્તના સમ-યમાં થયા હશે એ અનુમાન જો ખરૂં માનીએ તો ભાસનાં નાટકો

---

* Vincent Smith–Page 342.

૧ Mac Donell's Sanskrit Literature–P. 193–196.

(૫) ભાસનાં નાટકો અપ્રસિદ્ધ રહેવાનું કારણ.

આટલા દિવસ લોકપ્રચારમાં નહીં આવતાં અંધકારમાં પડી રહેવાનું કારણ જડી આવે છે. એમનાં નાટકો સંસ્કૃત સાહિત્યમાં પ્રથમ થયેલાં હોય એવું જણાય છે. ચન્દ્રગુપ્તના કાળમાં એ લખાયાં હશે, પરંતુ એ કાળ ઝાઝી સાહિત્યની અભિવૃદ્ધિનો ન હોવાથી લોકની આભરુચિ એ તરફ બહુ વળી નહીં હોય. ચન્દ્રગુપ્તના સમય પછી મહાન્ અશોકના કાળમાં બુદ્ધધર્મ અને બ્રાહ્મણધર્મ વચ્ચે મહાવિગ્રહ ઉત્પન્ન થયો. બુદ્ધધર્મ રાજ્યધર્મ તરીકે સ્વીકારાયો અને બ્રાહ્મણધર્મનો ઉચ્છેદ કરવા માટે બૌદ્ધો અને રાજા પોતે પણ પ્રયત્ન કરવા લાગ્યા. ધર્મવધ અથવા પરસીક્યુશન પણ થયાં હતાં એમ ઇતિહાસ સાક્ષ પૂરે છે. બૌદ્ધો બ્રાહ્મણોનો અને તેમના સાહિત્યનો દ્વેષ કરતા હશે. અશોકના કાળમાં ધર્મઝનુન સિવાય બીજી કંઇ પ્રવૃત્તિ જણાતી નથી. જે સાહિત્ય હશે તે ખૂણે પડી રહ્યું હશે, અથવા પોતાના સાહિત્યને આગળ પાડવાને માટે બૌદ્ધોએ બ્રાહ્મણોના હજારો ગ્રન્થોનો નાશ કર્યો હશે અને જે કંઇ ગ્રન્થો રહ્યા હશે તે લઇ બ્રાહ્મણો દક્ષિણ તરફ નાશી ગયા હશે. ભાસનાં નષ્ટ થયેલાં નાટકો, આટલો બધો શોધ ચાલુ છતાં હિન્દુસ્તાનના કોઈ પણ ભાગમાંથી નહીં મળી આવતાં દક્ષિણમાંથી મળી આવ્યાં, તેનું કારણ આપણે ઉપર દર્શાવ્યું તેવું હોય એમ સંભવે છે. વળી સૌમિલ્લ, કવિપુત્ર, આદિ ભાસની પછી થયેલા કવિઓનો કાલિદાસે ઉલ્લેખ કરેલો છે, તેમના લેખોનો કંઇ પણ પત્તો જડતો નથી, તેનું કારણ પણ આવું જ હશે. અશોકના વખતથી માંડીને પુષ્પમિત્ર ગાદીએ આવ્યો ત્યાં સુધીમાં સાહિત્યની કોઇ રીતની પ્રવૃત્તિ જોવામાં આવતી નથી, એટલે એ વિષયની કોઇએ પણ દરકાર કરી નહીં હોય. ગ્રન્થો નાશ પામતાં અને માત્ર ધર્મની પ્રવૃત્તિ આગળ વધતાં, સાહિત્યના લેખકોનાં નામ નિશાન પણ ભૂલી જવાયાં હશે. પતંજલિએ કંસવધ અને બલિબંધ એ બે નાટકોના કર્તાનું નામ

ન આપતાં માત્ર નામથી જ સૂચન કર્યું છે, તેનું પણ કારણ એવું જ સંભવે છે કે, એ દોઢસો વર્ષના ગાળામાં કોણે શું લખ્યું તે જાણવાનું કંઈ પણ સાધન રહ્યું નહીં હોય.

આ સિવાય રાજશેખરે સૂક્તિમુક્તાવાલિમાં નીચે પ્રમાણે શ્લોક આપી જણાવ્યું છે કે;

भासनाटकचक्रेपि छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोभून्न पावकः ॥

ભાસનાં નાટકોને અગ્નિમાં નાખવામાં આવ્યાં હતાં, પણ સ્વપ્નવાસવદત્તાને અગ્નિ બાળી શક્યો નહીં. આવો કંઈક પ્રયોગ ભાસનાં નાટકો ઉપર કરવામાં આવ્યો હશે. તે બુદ્ધધર્મના જઘડાના સમયમાં હશે કિંવા પાછળથી સાહિત્યની અભિવૃદ્ધિ થવા માંડી ત્યારે કોઈ બ્રાહ્મણોએ ઇર્ષ્યાથી તેમ કર્યું હશે, અથવા તો હાલનું મૃચ્છકટિક ભાસના દરિદ્રચારુદત્ત નાટકમાં કેવળ સુધારો વધારો કરેલું નાટક છે, એમાંના આખા શ્લોકો અને વાક્યો મૃચ્છકટિકમાં જોવામાં આવે છે તેથી, વખતે પોતાના નાટકને પ્રાધાન્ય આપવાને માટે અથવા આવી સાહિત્યવિષયની ચોરી છુપાવવાને માટે શૂદ્રકે ભાસનાં નાટકોને ફરીથી દૃષ્ટિગોચર થવા ન પામે તેવી રીતે દબાવી રાખ્યાં હશે અથવા મળી તેટલી પ્રતોનો નાશ કર્યો હશે; આ અનુમાન પણ સંભવિત લાગે છે. ભાસનું દરિદ્રચારુદત્ત હજી સુધી પ્રસિદ્ધ થયું નથી, એટલે એમાંથી શાં વિશેષ પ્રમાણો મળી આવશે, તે કહી શકાતું નથી.

પુષ્પમિત્ર ઇ. સ. પૂર્વે ૧૮૪ માં ગાદીએ આવ્યો ત્યારે બુદ્ધધર્મને મારી હઠાવવા માંડ્યો અને બ્રાહ્મણોને પાછા ઉપદ્રવ રહિત કર્યા, તે કાળથી માંડીને સાહિત્યનું ચક્ર પાછું ફરીથી ગતિમાં આવ્યું. એ રાજાઓ નાટકોના ઘણા શોખીન હતા. પતંજલિએ દર્શાવેલાં બે નાટકો પુષ્પમિત્રના દરબારમાં, તેમના વિજયના પ્રસંગે ભજવા-

જૈવાં નાટકો હશે, એમ પણ માની શકાય તેમ છે. રાજ્યાશ્રય મળવાથી નાટકના સાહિત્ય તરફ લોકોનું લક્ષ વળ્યું હશે, પ્રયોગો કરવા માટે શોધખોળ કરતાં ભાસનાં નાટકો મળી આવ્યાં હશે અને અગ્નિમિત્ર તથા તેનો પુત્ર વસુમિત્ર એ વિષયના અત્યંત શોખી હોવાથી ભાસનાં નાટકોના પ્રયોગોએ લોકને આકૃષ્ટ કર્યા હશે. અગ્નિમિત્રના પુત્ર સુમિત્રનું નાટકશાળામાં ખૂન થયું હતું, એવું બાણભટ્ટે પોતાના હર્ષચરિતમાં જણાવેલું છે, એ ઉપરથી શૃંગ રાજાઓનો નાટ્યકળા પ્રત્યે ઘણો શોખ હશે એમ જણાઇ આવે છે. આવી પ્રવૃત્તિ ચાલવાથી ભાસનાં નાટકો, કાલિદાસે લોકવૃત્તિને પોતાની તરફ વાળી ત્યાં સુધી, રંગભૂમિપરથી ખસવા પામ્યાં નહિ હોય. એટલે આ અરસામાં અત્યંત પ્રસિદ્ધિમાં આવેલાં ભાસનાં થોડાં ઘણાં નાટકોએ કાલિદાસને સ્પર્ધા ઉત્પન્ન કરી હશે અને એ જ કારણથી એ મહા કવિએ માલવિકાગ્નિમિત્રમાં સ્વાભિમાનપૂર્વક લખ્યું હશે કે, ભાસ, સોમિલ્લ, વગેરેના પુરાણ પ્રબન્ધ હયાત છતાં વર્તમાન કવિ કાલિદાસના નાટક પ્રત્યે સભાજનોનો આટલો બધો સદ્ભાવ કેમ છે? તેના જવાબમાં સૂત્રધાર કહે છે કે,—

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
संतः परीक्ष्यान्यतमं भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

એ વચનો સ્પષ્ટ દર્શાવી આપે છે કે, કાલિદાસના વખતમાં ભાસનાં નાટકો ઘણાં લોકપ્રિય હશે. લોકરુચિને પોતાનાં નાટકો તરફ વાળવા અને ભાસની ઉપર પોતાની શ્રેષ્ઠતા બતાવી આપવાને માટે, કાલિદાસને પોતાની અપૂર્વ શક્તિને માટે આટલું સ્વાભિમાનપૂર્વક લખવું પડયું હશે અને અગ્નિમિત્રના નામનો આશ્રય લઇ માલવિકાગ્નિમિત્રથી એમણે પહેલે જ સપાટે પ્રજાને આંજી નાંખી, ભાસનાં નાટકોને રંગભૂમિપરથી હઠાવી કાઢ્યાં હશે.

ચંદ્રગુપ્તના સમયમાં થયેલા ચાણાક્ય અથવા વિષ્ણુગુપ્તે પોતાના અર્થશાસ્ત્રમાં નીચેનો શ્લોક આપેલો છે.

(६) ભાસ અને ચાણાક્ય.

नवं शरावं सलिलस्य पूर्णं सुसंस्कृतं दर्भकृतोत्तरीयम्।
तत्तस्य माभूत्नरकं च गच्छेद्यो भर्तृपिंडस्य कृते न युध्येत्॥

( કૌટિલ્યઅર્થશાસ્ત્ર–અધિકરણ ૧૦, અ. ૩ )

આ શ્લોક ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં જોવામાં આવે છે. તે ઉપરથી ગણપતિશાસ્ત્રી એમ પુરવાર કરે છે કે, એ શ્લોક ચાણાક્યે ભાસના નાટકમાંથી લીધો છે અને તેથી ભાસ ચાણાક્યના પૂર્વે થયા હતા. એ અનુમાન ખરૂં હશે કે કેમ?

કૌટિલ્ય અર્થશાસ્ત્ર, ચાણાક્યે ચંદ્રગુપ્તને રાજનીતિ વગેરેમાં નિપુણ કરવાને માટે લખ્યું હતું એમ—

सर्वशास्त्राण्युपक्रम्य प्रयोगानुपलभ्य च ।
कौटिल्येन नरेन्द्रार्थे शासनस्य विधिः कृतः ॥ (અધ્યક્ષપ્રચાર–અ. ૧૦)

આ શ્લોકમાં વાપરેલા નરેન્દ્ર શબ્દથી જણાઇ આવે છે. ચાણાક્યના સમયનો નરેન્દ્ર એ ચંદ્રગુપ્ત સિવાય બીજો નથી અને ભાસ પણ જેને भगवानुपेन्द्र કહે છે, તે પણ ચંદ્રગુપ્ત છે એમ લાગે છે.

ચાણાક્યે પોતાના ગ્રંથમાં વિષયનો જે ક્રમ યોજેલો છે તે આ પ્રમાણે છેઃ—અમુક સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવાને માટે એમણે પૂર્વના લેખકોનાં જુદાં જુદાં વચનો નામ સાથે ટાંક્યાં છે. જેમ કે—

"मंत्रिपरिषदं द्वादशामात्यान् कुर्वीतेति" मानवाः। "षोडशेति" बार्हस्पत्याः। "विंशतिम्" इत्यौशनसाः। "यथासामर्थ्यमिति" कौटिल्यः।

આ પ્રમાણે જ્યાં જ્યાં પૂર્વના આચાર્યોના મતથી એ પોતે જુદો જ સિદ્ધાન્ત બતાવે છે, ત્યાં इति कौटिल्यः એમ લખી, પછી નીચે તે તે વિષયનું પ્રતિપાદન કરી પોતાના શ્લોક મુકે છે. બહુધા

આવો ક્રમ એમણે સર્વત્ર યોજેલો લાગે છે: પ્રમાણભૂત મનાયેલાં વચનો સ્પષ્ટ રીતે અવતરણરૂપે આપી, તેના સમર્થનમાં પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરી બતાવે છે અને વખતે તેની પુરવણીમાં બીજું જે કંઈ મળી આવે તે લખે છે. સામાન્ય યોજના આવી છે. હવે આપણે ઉપર જણાવેલા વિવાદાત્મક શ્લોકનો પ્રસંગ વિચારીએ.

ચાણાક્યે યુદ્ધના પ્રસંગમાં મંત્રી અને પુરોહિતોદ્વારા યોદ્ધાઓને લડવાને માટે કેમ ઉશ્કેરવા, તેના સંબંધમાં ઉપરનો શ્લોક આ પ્રમાણે મુકેલો છે.

संग्रामस्तु निर्दिष्टदेशकालो धर्मिष्ठस्संहत्य दंडं ब्रूयात् "तुल्यवेतनोस्मि; भवद्भिःसह भोग्यमिदं राज्यम्; मयाभिहितः परोभिहन्तव्यः" इति ।

वेदेषु अपि अनुश्रूयते "समाप्तदक्षिणानां यज्ञामामवभृथेषु सा ते गतिर्या शूराणाम्" इति । अपीह श्लोकौ भवतः

याम्यज्ञसंघैस्तपसा च विप्राः स्वर्गैषिणः पात्रचयश्च यान्ति ।
क्षणेन तानप्यतियान्ति शूराः प्राणान् सुयुद्धेषु परित्यजन्तः ॥

नवं शरावं सलिलस्य पूर्णं सुसंस्कृतं दर्भकृतोत्तरीयम् ।
तत्तस्य माभून्नरकं च गच्छेद्यो भर्तृपिंडस्य कृते न युध्येत् ॥

इति मंत्रिपुरोहिताभ्यामुत्साहयेद्योधान्.

* * * * * * *

सूतमागधाः शूराणां स्वर्गमस्वर्गं भीरूणां जातिसंघकुलकर्मवृत्तस्तवं च योधानां वर्णयेयुः। सेनापतिरर्थमानाभ्यामभिसंस्कृतमनीकमाभाषेत। शतसाहस्रो राजवधः। पञ्चाशतसाहस्रः सेनापतिकुमारवधः। दशसाहस्रः प्रवीरमुख्यवधः ।

ઇત્યાદિ પાનું ૩૬૬.

ઉપર યોજેલા ક્રમ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, યુદ્ધમાં મૂત્રધારની સહાયતિ થાય છે, એ વચનો ઉપર યોદ્ધાઓનો વિશ્વાસ

આણવા માટે ચાણાક્ય પ્રમાણભૂત મનાતાં શ્રુતિનાં વચનો પ્રથમ ટાંકે છે અને તેની પુરવણીમાં अपीह श्लोकौ भवतः એમ કહી બે શ્લોકો આપે છે, જેમાંનો नवं शरावं એ બીજો શ્લોક, ભાસના પ્રતિજ્ઞાયૌગંધરાયણમાં છે. આ બે શ્લોકો થઇ રહ્યા પછી इति मंत्रिपुरोहिताभ्यामुत्साहयेद्योधान्। એવું પોતાનું વચન લખે છે. આ બંને શ્લોકની આસપાસ અવતરણ ચિન્હ નથી એટલે એ ચાણાક્યના પોતાના છે, એમ માનવાનું કારણ જણાતું નથી. જો એ બંને શ્લોકો ચાણાક્યના પોતાના હોય તો अपीह श्लोकौ भवतः અહિં બીજા પણ બે શ્લોક છે, એમ લખવાનું કંઇ પણ કારણ સંભવતું નથી. એ બંને શ્લોકોની પછી इति मंत्रिपुरोहिताभ्याम् આગળ જે ઉક્તિ છે, એનો અર્થ આ પ્રમાણે મંત્રિ અને પુરોહિતોથી યોધાઓને ઉશ્કેરવા, એમ ચાણાક્યના વચન તરીકે લેવો એજ યોગ્ય છે. ત્યાં એને અવતરણાર્થ લેવાનું કંઇ કારણ નથી. એ શ્લોકોને અવતરણરૂપે દર્શાવનારા अपीह श्लोकौ भवतः શબ્દો પૂરતા જ છે. પ્રથમ પ્રમાણભૂત શ્રુતિવચનો ટાંક્યા પછી તેની પુરવણીમાં મળી આવતા આ બે શ્લોકો આપી ચાણાક્યે ઉક્ત વિષયનું પોતાના શબ્દોમાં પ્રતિપાદન કરેલું છે. એ બંને શ્લોકમાંનો પહેલો કોઇ અન્ય ગ્રંથકારનો લાગે છે, અને બીજો મહાકવિ ભાસનો લાગે છે. પ્રથમ શ્લોકમાં यान्, तान्, ઇત્યાદિ શબ્દો પૂર્વના કોઇ અજ્ઞાત વિષયની સાથે સંબંધ રાખનારા છે, એટલે એ પહેલો શ્લોક તો કોઇ બીજા ગ્રંથમાંનો અમુક પ્રસંગમાં લખેલો અત્રે અવતરણરૂપે ઉતાર્યો હશે, એમાં તો શંકા જેવું નથી. એ શ્લોક ચાણાક્યનો પોતાનો હોય અને આ વિષયના પ્રતિપાદનમાં લખેલો હોય, તો આવા અપૂર્ણ સંબંધવાળો હોય નહી. જ્યારે આ પ્રથમ શ્લોક અવતરણરૂપે લીધેલો છે, તો પછી તેની સાથેનો ભાસવાળો શ્લોક ચાણાક્યનો હોય એ સંભવતું નથી, કારણ કે બંને શ્લોકોને એમણે અવતરણસૂચક अपीह श्लोकौ भवतः એવા શબ્દોથી દાખલ કર્યા છે. પ્રથમ શ્રુતિનાં

પ્રમાણભૂત વચનો ટાંકી, પ્રમાણુરૂપ નહિ મનાયેલા આ બંને શ્લોકો ચાણુક્યે એ વિષયના વધારાના પુરાવા તરીકે ઉતાર્યા હશે, એમાં શંકા કરવાનું કારણ જણાતું નથી. વાત્સ્યાયન કામસૂત્રમાં भवति चात्र श्लोकः। श्लोकावत्र भवतः। भवन्ति चात्र श्लोकाः। એવા પ્રયોગો ગ્રંથકારના પોતાના કરેલા શ્લોકોનો પ્રસ્તાવ કરે છે, એમ રા. કેશવલાલ ધ્રુવનું માનવું છે, પરંતુ તેમ માનવાનું એવું શું સબળ પ્રમાણ છે? એ શ્લોકો પણ અવતરણરૂપે કેમ ન હોય? વળી વાત્સ્યાયન-કામસૂત્ર ચાણુક્યનું જ છે, એમ સર્વાંશે હજી ક્યાં સિદ્ધ થયું છે, કે આપણે એમ માનીએ કે પોતાના શ્લોકો ટાંકતાં પણ આવી રીતે લખવાની ચાણુક્યની પદ્ધતિ હતી.

ચાણુક્યે પોતાના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવાની જે પદ્ધતિ આખા ગ્રંથમાં સ્વીકારી છે, તે જોતાં આ બંને શ્લોકો અવતરણરૂપે લાગે છે. કોઇ ગ્રંથકર્તા પોતાના શ્લોકને 'અહિંયાં બીજા બે શ્લોક છે.' એમ કહી લખે એ સામાન્ય રૂઢિથી વિરુદ્ધ હોવાથી માનવામાં આવતું નથી.

ચાણુક્ય પોતાના સિદ્ધાન્તના સમર્થનમાં જેટલાં મળી આવે તેટલાં પ્રમાણો આપી પોતાના અભિપ્રાયથી તેને સિદ્ધ કરે છે, એટલે અવતરણ કરવાની આવશ્યકતા જેટલી ચાણુક્યને છે, તેટલી ભાસને નથી. ભાસ કવિ તો સ્વાભાવિક રીતે નાટકના ચાલુ વિષયના પ્રસંગમાં યોધાઓ પ્રત્યે સમયને અનુસરતાં પ્રોત્સાહનનાં વચનો આ પ્રમાણે કહેવડાવે છે:—

गात्रसेवकः एते ते सुहृदो निरोधमुक्ता इव कृष्णसर्पा इतस्ततः विधावन्ति । भोः भोः सुहृदः शृण्वन्तु भवन्तः

नवं शरावं सलिलैः सुपूर्णम् सुसंस्कृतं दर्भकृतोत्तरीयम् । ઇત્યાદિ.

અહિં ઉપર દર્શાવેલા પ્રસંગોમાંથી નીચેનો શ્લોક સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે અને અવતરણનું કંઇ પણ સૂચન કરવામાં આવતું

નથી, તો પછી કઇ પણ અવતરણના ચિન્હ સિવાય, ચાણાક્યનો શ્લોક પોતાનો હોય એમ લખી દેવાનો આરોપ ભાસને શામાટે આપવો જોઇએ ? વળી નાટકામાં આવી જાતનાં અવતરણો બહુધા જોવામાં આવતાં નથી, તેમ મહા કવિ ભાસ જેવો સમર્થ લેખક, એક શ્લોકને માટે ચાણાક્યનો ઉતારો કરે એમ સંભવતું પણ નથી. ઉતારો કરવાની આવશ્યકતા ચાણાક્યના વિષયના સંબંધમાં વધારે ઉત્પન્ન થાય છે, કારણ કે તે વિવિધ પ્રમાણોથી પોતાના વિષયનુ પ્રતિપાદન કરે છે, અને "અહીં બીજા બે શ્લોકો આ પ્રમાણે છે" એમ સ્પષ્ટ લખે છે, ત્યારે એમાંનો એક શ્લોક ભાસનો નથી એમ શંકા કરવી એ નિરર્થક છે. વળી यो भर्तृपिण्डस्य कृते न युध्येत् એમાં ભર્તૃપિંડ શબ્દ ભાસને કંઇક વધારે પરિચિત હોય એમ લાગે છે. બાલ ચરિતમાં પણ अयं खलु भर्तृपिंडनिष्क्रयस्य कालः એવો એજ શબ્દનો ફરીથી પ્રયોગ કરેલો છે.* જો ચાણાક્યનું અવતરણ ભાસે કરેલું હોય તો એના એ શબ્દનો પ્રયોગ વારંવાર કરે નહીં.

ઉપર બતાવેલો શ્લોક ભાસનો છે અને તેનો ઉતારો ચાણાક્યે કર્યો છે એમ માનવાનું બીજું પણ એ કારણ છે. नवं शरावं એ શ્લોકમાં ભાસે જે સ્વામિભક્તિ દર્શાવી છે તેવીજ જાતની સ્વામિભક્તિ દર્શાવનારાં વચનો તેણે આગળ ઉપર યોગન્ધરાયણ પ્રધાનના મુખમાં મુકયાં છે એટલુંજ નહીં, પરંતુ नवं शरावं એ શ્લોકમાં જે વચનો છે, તેના કરતાં પણ એ વધારે અસર કરે તેવાં અને ઉંચા પ્રકારની સ્વામિભક્તિ દર્શાવનારાં છે. પોતાના રાજાના દેહને બંધનમાંથી મુક્ત કરવાને માટે પોતે બંધનમાં પડેલો યૌગન્ધરાયણ પ્રધાન કહે છે કેઃ—+

रिपुगतमपनीय वत्सराजम् ।
ग्रहणमुपेत्य रणे स्वशब्ददोषात् ॥

---

* જુવો બાલચરિત—પા. ૬૪.

+ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ—અંક ૪ થો, પા. ૬૫.

अयमहमपनीतभर्तृदुःखो ।
जितमिति राजकुले सुखं विशामि ॥
असंतापकरः खलु संचितधर्माणां मृत्युः । मयाहि ।
वैरं भयं परिभवं च समं विहाय ।
कृत्वा नयैश्च विनयैश्च शरैश्च कर्म ॥
शत्रोः श्रियं च सुहृदामयशश्च हित्वा ।
प्राप्तो जयश्च नृपतिश्च महांश्च शब्दः ॥

પોતાના રાજાની આપત્તિ નિવારવાને બંધન પામેલા આ યૌગન્ધરાયણને જોવા મળેલા લોકોને કાંઈ મુકવાની જરૂર નથી. કારણ કે—

पश्यन्तु मां नरपतेः पुरुषाः ससत्वाः ।
राजानुरागनियमेन विपद्यमानम् ॥
ये प्रार्थयन्ति च मनोभिरमात्यशब्दम् ।
तेषां स्थिरीभवतु नश्यतु वाभिलाषः ॥

ઉપરના શ્લોકોમાં દર્શાવેલી સ્વામિભક્તિનાં, ઉંચા પ્રકારની કર્તવ્યબુદ્ધિનાં અને કાયર માણસની લાગણીને પણ જાગૃત કરે તેવાં વચનો સ્વકૃત પદ્યોમાં દર્શાવી શકનાર કવિને, नवं शरावं જેવો શ્લોક અવતરણ તરીકે લેવો પડે, એમ માનવું એ ભાસ જેવા મહાકવિને ખરેખર અન્યાય કરવા જેવું છે.

કર્ણભાર નામના નાટકમાં, યુદ્ધમાં મરવું એ ક્ષત્રિયને અત્યંત શ્રેયસ્કર છે તેનું પ્રતિપાદન કરતાં કર્ણ, શલ્યરાજને કહે છે કે-

हतोपि लभते स्वर्गं जित्वा तु लभते यशः ।
उभे बहुमते लोके नास्ति निष्फलता रणे ॥ ( કર્ણભાર-પા. ૭૬)

અહિં કૃષ્ણ ભગવાનનાં ભગવદ્ગીતાનાં

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।

વચનોનો—આખો અર્થ ભાસે આપ્યો છે; પરંતુ એનો એ શ્લોક

ન લેતાં માત્ર ભાવને પોતાની વાણીમાં યોજ્યો છે. ભાસના વખતમાં મહાભારત લખાયેલું હતું એટલે આ ઉપદેશ એમણે ભગવદ્ગીતામાંથી લીધો હશે, પરંતુ એનો એ શ્લોક ઉતારવો એમને સયુક્તિક લાગ્યું નહીં હોય. કારણ કે યુદ્ધ વખતે મહાભારત રચાયેલું ન હોવાથી કૃષ્ણનાં બધાં વચનો કર્ણના મુખમાં મુકવાં એમને અયુક્તિક લાગ્યાં હશે. જે કવિ અવતરણ કરવામાં આટલી સાવધાનતા બતાવી ભગવદ્ગીતા જેવા પ્રમાણ ગ્રંથના શ્લોકને પોતાની ભાષામાં જ મુકવાનું સ્વાભિમાન રાખે છે, તે ચાણાક્યનો આખોને આખો શ્લોક કંઇ પણ સૂચન સિવાય પોતાના તરીકે લે, એ સંભવિત લાગતું નથી.

ભાસ કંઇ અમુક સિદ્ધાંત લઇ તેનું શાસ્ત્રીય પ્રતિપાદન કરતા નથી, કે તેમને પરપ્રમાણની જરૂર પડે. એ કાર્ય ચાણાક્ય કરે છે, માટે અર્થશાસ્ત્રમાં જે બે શ્લોકો अपीह श्लोकौ भवतः એમ અવતરણ દર્શાવી મુકેલા છે તે ચાણાક્યના નહીં, પરંતુ એક કોઇ જુના લેખકનો અને બીજો ભાસનો પોતાનો છે. ચાણાક્યે એ બંને શ્લોકો સામાન્ય નિર્દેશ કરી મુક્યા છે, તેનું કારણ એમ જણાય છે કે, ઉપરની શ્રુતિનાં વચનો જેવા એ પ્રમાણભૂત નથી, પરંતુ એ વિષયના સમર્થનમાં ઉપયોગી પડે તેવા છે અને આગળ દર્શાવવામાં આવશે તેમ ભાસ અને ચાણાક્ય સમકાલીન હોય, તો એમનાં વચનો પ્રમાણભૂત ન માની શકાય, તેથી આવો સામાન્ય નિર્દેશ હશે.

ઉપરનાં કારણોથી એમ માનવું વ્યાજબી લાગે છે કે, ચાણાક્યે ભાસનો શ્લોક પુરવણી તરીકે લીધો છે. આથી ભાસ કવિ ચાણાક્યની પૂર્વે થયેલા માની શકાય અથવા તો એમના સમકાલીન માની શકાય. પહેલા કરતાં બીજું અનુમાન મને વધારે સંભવિત લાગે છે, કારણ કે ભાસનાં નાટકો અને ચાણાક્યનું અર્થશાસ્ત્ર વાંચતાં બંનેમાં પરસ્પરને કેટલુંક મળતાપણું જણાય છે અને બંનેની

ભાષા બહુધા એક કાળની હોય તેવી લાગે છે. ભાસે અવિમારકમાં દર્શાવેલા મંત્રતંત્રાદિકના વહેમો, ચાણાક્યના અર્થશાસ્ત્રના વિવિધ પ્રયોગો સાથે મળતા આવે છે. અનેક શાસ્ત્રો અને ગ્રંથોમાંથી રાજનીતિના અને છળકપટના જે જે પ્રયોગો મળી આવ્યા, તેનું ચાણાક્યે એક ગ્રંથમાં નિબંધન કર્યું છે. રાજાને કેમ છળવો તે વિષયમાં એક સ્થળે ચાણાક્ય લખે છે કે–

[1]हस्तिकामं वा नागवनपालहस्तिना लक्षण्येन प्रलोभयेयुः ।

प्रतिपन्नं गहनमेकायनं वा अतिनीय घातयेयुः । बद्ध्वा वा अपहरेयुः ।

હાથીના શિકારનો શોખીન ઉદયન રાજા કેવી રીતે બંધન પામ્યો હતો, તેને માટે ભાસે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં જે વૃત્તાંત આપ્યો છે, તેની સાથે ઉપરનો પ્રયોગ યથાસ્થિત રીતે મળતો આવે છે. માત્ર ચાણાક્યે એને નાના આકારમાં સૂત્રરૂપે ગોઠવ્યો છે એટલો જ એમાં ફેર છે. આ પ્રસંગમાં પણ ભાસ અને ચાણાક્યમાં પરસ્પરની છાયા જણાય છે અને અત્યંત સૂક્ષ્મદૃષ્ટિથી જોનારને આવી ઘણી બાબતો બંને ગ્રંથોમાંથી મળી આવવાનો સંભવ છે.

ભાસ અને ચાણાક્ય પરસ્પરને જાણતા હતા, એમ માનવામાં બાધ જણાતો નથી. જ્યારે ભાસની છાયા અને એક શ્લોક ચાણાક્યના ગ્રન્થમાં જોવામાં આવે છે ત્યારે અર્થશાસ્ત્રનું નામ ભાસનામાં પણ જોવામાં આવે છે.

अर्थशास्त्रगुणग्राही ज्येष्ठो गोपालकः सुतः પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ–પાનું ૩૫.

વળી કેદ પકડાયેલા વત્સરાજના સંબંધમાં ઉજ્જયિનીના ચંડ મહાસેનના પ્રધાન ભરતરોહકની અને વત્સરાજના મંત્રી યૌગન્ધરાયણની વચ્ચે વાત ચાલે છે ત્યાં ભરતરોહક પૂછે છે કેઃ—

*अपरोक्षराजव्यवहारो भवानिति ब्रवीति । समरावर्जितेषु शत्रुषु किमाह शास्त्रम् ?

यौगन्धरायण–वधः । कृतापराधस्य हि सत्कृतिर्वधः ।

પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ–અંક ૪, પા. ૭૧, ૭૨.

[1] કૌટિલીય અર્થશાસ્ત્ર પા. ૩૯૭.

અહિં પણ શાસ્ત્ર શબ્દે અર્થશાસ્ત્રનો નિર્દેશ કરેલો જણાય છે અને યૌગન્ધરાયણની યુદ્ધનીતિ, મંત્રપદ્ધતિ વગેરે પણ ચાણક્યની નીતિને સૂચવે છે. બંને જણા સમકાલીન હોવાથી એકમેકનાં વચનોને પ્રમાણરૂપે દર્શાવતા નથી, કારણ કે તે વખતની પ્રજા તેને જુના પ્રમાણરૂપ માની શકે નહીં; તેમ છતાં એ બંને અન્યોન્યના વિચારોને માન આપતા હોય એમ જણાય છે. નન્દરાજાની સાથે દૃઢ વૈર બાંધનાર અને ચંદ્રગુપ્તને ૨૫ વર્ષની નાની વયમાં મગધદેશની અને આખા ઉત્તર હિન્દુસ્તાનની ગાદી અપાવનાર ચાણાક્ય છેલ્લા નંદરાજાના વખતમાં પરિપક્વ વયનો હશે એમાં શંકા નહી, કારણ કે અનુભવ, પરિપક્વ વય અને રાજનીતિમાં સંપૂર્ણ કુશળતા પામ્યા સિવાય, નંદની ગાદીને ઉંધી વાળી ચંદ્રગુપ્તને રાજ્ય અપાવવાનું મોટું સાહસ માથે લઇ શકાય નહિ. ચાણાક્ય એ વખતે પુખ્ત ઉમ્મરે પહોંચેલો હશે, અને તરુણ ચંદ્રગુપ્તને રાજનીતિમાં પ્રવીણ કરવાને માટે આ અર્થશાસ્ત્ર લખ્યું હશે, તથા લગભગ આખા એશિયાખંડમાં પોતાની આણ વર્તાવનાર ચંદ્રગુપ્તનુ પરાક્રમ એ નીતિના શિક્ષણને આભારી હશે. ૨૫ વર્ષના ચંદ્રગુપ્તને રાજ્ય અપાવનાર ચાણાક્ય કંઇ નહીં તો એનાથી બમણી ઉમ્મરનો પાકો અનુભવી અને સર્વ વિષયમાં પારંગત હશે. પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી નંદરાજાનું નિકંદન કરી થોડે કાળે તે મરણ પામ્યો હશે. ભાસ એ અરસામાં રાજ્યાશ્રય ભોગવતા એક પ્રતિષ્ઠિત કવિ તરીકે ઉદય પામેલો હશે, અથવા તો પામતો હશે. આથી વધારે અંતર એ બંનેમાં સંભવતું નથી.

**(૭) ભાસ અને ભામહ.**

ઉદયન અથવા વત્સરાજને હાથીના શિકારનો ઘણો શોખ હતો, તેથી ઉજ્જયિનીના ચંડમહાસેન રાજાએ પોતાની પુત્રી વાસવદત્તાને એની સાથે પરણાવવાના હેતુથી, કૃત્રિમ હાથી બનાવી તેનો શિકાર કરવાને માટે એને લોભાવીને કેદ પકડી

ઉજ્જયિનીમાં આણ્યો હતો. આ બધી બાબત ભાસ કવિએ પોતાના પ્રતિજ્ઞાયોગન્ધરાયણમાં લખી છે. ઉદયન જેવો રાજા અને તેના મંત્રિઓ, આવા કૃત્રિમ હાથીને ન ઓળખી શક્યા, એ બાબત ઉપર ન્યાયવિરોધ બતાવતાં, ભામહ નામના કવિએ પોતાના કાવ્યાલંકાર નામના ગ્રન્થમાં નિચે પ્રમાણે લખેલું છે કે—

विजिगीषुमुपन्यस्य वत्सेशं वृद्धदर्शनम् ।
तस्यैव कृतिनः पश्चादभ्यधाच्चारशून्यताम् ॥ ४० ॥

अंतर्योधशताकीर्णं सालंकायननेतृकम् ।
तथाविधं गजच्छद्म नाज्ञासीत्स स्वभूगतम् ॥ ४१ ॥

यदि वोपेक्षितं तस्य सचिवैः स्वार्थसिद्धये ।
अहो नु मंदिमा तेषां भक्तिर्वा नास्ति भर्तरि ॥ ४२ ॥

शरा दृढधनुर्मुक्ता मन्युमद्भिरराति‌भिः ।
मर्माणि परिहृत्यास्य पतिष्यंतीति कानुमा ॥ ४३ ॥

हतोनेन मम भ्राता मम पुत्रः पिता मम ।
मातुलो भागिनेयश्च रुषा संरब्धचेतसः ॥ ४४ ॥

अस्यन्तो विविधान्याजौ आयुधान्यपराभिनम् ।
एकाकिनमरण्यान्यां न हन्युर्बहवः कथम् ॥ ४५ ॥

नमोस्तु तेभ्यो विद्वद्भ्यो येभिप्रायं कवेरिमम् ।
शास्त्रलोकावपास्यैव नयन्ति नयवेदिनः ॥ ४६ ॥

सचेतसो वनेभस्य चर्मणा निर्मितस्य च ।
विशेषं वेद बालोपि, कष्टं किंतु कथं नु तत् ॥ ४७ ॥

ઉપરના શ્લોકમાં ચર્ચેલો વિષય, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં જોવામાં આવે છે. વળી એમાં अणेण मम भादा हदो । अणेण मम पिदा । अणेण मम पुत्तो । વગેરે પ્રાકૃત ભાષામાં મુકેલાં વચનો ભામહે हतोनेन मम भ्राता । એમ શ્લોકમાં મુકેલાં છે, તે ઉપરથી ગણુપતિ

શાસ્ત્રી એમ અનુમાન કરે છે કેઃ—

"ઉપરની વત્સરાજની કથા બૃહત્કથામાં પણ છે. પરંતુ એ ઉપરથી એમ માનવાનું નથી કે ભામહે એ શ્લોકો ભાસને ઉદ્દેશીને નહી, પરંતુ બૃહત્કથાને ઉદ્દેશીને લખ્યા હશે. ભામહનામાં हतोनेन मम भ्राता, વગેરે જે શ્લોક છે, તે બૃહત્કથામાં છે એમ માનવાને માટે આપણી પાસે કંઇ પ્રમાણ નથી. ખરું જોતાં બૃહત્કથા ભામહના કાળ પછી લખાયલી છે, એવું હવણા પૂરવાર કરીશું. ભામહાચાર્ય કાલિદાસથી ઘણા પહેલાં થઇ ગયા હતા, એમ મારુ માનવું છે, કારણ કે એમણે મેધાવી, રામશર્મા, અશ્મકવંશ, રત્નાહરણ, અચ્યુતોત્તર, વગેરે કવિઓ અને કાવ્યોનાં નામ આપેલાં છે, પરંતુ સુવિખ્યાત કાલિદાસનું નામ આપ્યું નથી. જો કાલિદાસ એમના પહેલાં થયા હોત, તો તે એવા પ્રસિદ્ધ કવિનું નામ અથવા ગ્રંથનું નામ પણ આપ્યા વિના રહેત નહીં, અથવા તો પ્રતિજ્ઞાયૌગન્ધરાયણની પેઠે એ ગ્રન્થો ઉપર પણ કંઇ ચર્ચા કર્યા વિના રહેત નહીં.

ભામહે પોતાના કાવ્યાલંકારમાં યુક્તાયુક્ત વિચાર વિષે ચર્ચા કરતાં નિચે પ્રમાણે શ્લોકો લખેલા છે.

अयुक्तिमयथा दूता जलभृन्मारुतादयः ।
तथा भ्रमरहारीतचक्रवाकशुकादयः ॥ ४२ ॥

अवाचोऽव्यक्तवाचश्च दूरदेशविचारिणः ।
कथं दौत्यं प्रपद्येरन्निति युक्त्या न युज्यते ॥ ४३ ॥

यदि चोत्कंठया तत् तदुन्मत्त इव भाषते
तथा भवतु भूम्नेदं सुमेधोभिः प्रयुज्यते ॥ ४४ ॥

કાવ્યાલંકાર–પરિચ્છેદ ૧ લો.

આમાં મેઘ, વાયુ વગેરેની સાથે સંદેશો મોકલવાની પદ્ધતિ અયોગ્ય અને યુક્તવિરુદ્ધ છે એમ ભામહ લખે છે, તે ઉપરથી

આપણે એમ માનવું ન જોઇએ કે, ભામહે મહાકવિ કાલિદાસનું મેઘદૂત જોયું હશે. જો એમ માનીએ, તો કાલ અત્યારનો લખેલો શુકસંદેશ પણ એમણે જોયો હશે એવું માનવું પડે. આથી મારું માનવું એમ છે કે, આવો સંદેશો અયુક્તિક છે અને મોકલનાર માણસો પોતાની બરાબર શુદ્ધિમાં હોય ત્યારે આવા દૂતો કલ્પી સંદેશો મોકલે તે ઇચ્છાવા યોગ્ય નથી. ભામહાચાર્યે માત્ર આ યુક્તિવિરોધ સૂચનરૂપે લખેલો છે. અને એ સૂચન ધ્યાનમાં લઇ કાલિદાસે મેઘદૂતના નીચેના શ્લોકમાં આવી જાતના વિરોધનો પરિહાર કર્યો છે કે—

> धूमज्योतिःसलिलमरुतां सन्निपातः क्व मेघः ।
> संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ॥
> **इत्यौत्सुक्यादपरिगणयन्** गुह्यकस्तं ययाचे ।
> **कामार्ता** हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥ ५ ॥

અત્યંત ઉત્સુકતાને લીધે, મેઘ સાથે આમ સંદેશ મોકલવો અયોગ્ય છે, એમ ન ગણતાં યક્ષ તેને યાચવા લાગ્યો, કારણ કે કામીઓ ચેતન કે અચેતનના ભેદ જાણવામાં મંદ હોય છે. આથી ભામહ કાલિદાસની પહેલાં થયા હશે. વળી ભામહે કથા અને આખ્યાયિકાની ચર્ચા કરતાં બૃહત્કથાનું નામ પણ લખ્યું નથી, એટલે બૃહત્કથા એમના વખતમાં નહીં હોય, પરંતુ પાછળથી થયેલા ગુણાઢ્યે જુના ઇતિહાસ પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને લોકકથાઓ ઉપરથી તે લખી હશે. બૃહત્કથાકાર ગુણાઢ્ય શકકર્તા શાલિવાહનનો સમકાલીન હતો, એટલે એના પહેલાંના ભામહને અને તેની પહેલાં થયેલા ભાસને ઇ. સ. પૂર્વે ત્રીજા અથવા બીજા સૈકામાં મુકવા જ જોઇએ."

ઉપર દર્શાવેલી ચર્ચામાં ગણપતિ શાસ્ત્રી એમ કહે છે કે, ભાસ ઇ. સ. પૂર્વે ત્રીજા અથવા બીજા શતકમાં, ભામહ તેની પછી અને કાલિદાસ ભામહની પછી થયા હતા.

ભામહે આપેલા ન્યાયવિરોધના અને યુક્તાયુક્ત વિચારના

શ્લોકોમાં મોટા અક્ષરે છાપેલાં પદો ઉપર વિચાર કરતાં, ભામહ ભાસની પછી થયા હતા એટલુંજ નહીં પરંતુ કાલિદાસની પણ પછી થયા હતા, એમ માનવાનું કારણ મળે છે.

ભામહે પોતાના કાવ્યાલંકારમાં ન્યાયવિરોધના સંબંધમાં ચર્ચા કરતાં જે કંઇ આક્ષેપપૂર્વક લખ્યું છે, તે માત્ર બે જ વ્યક્તિના સંબંધમાં સંભવે છે. એક ભાસ અને બીજો બૃહત્કથાકાર ગુણાઢ્ય છે. ભાસે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં, વત્સરાજ હાથીનાથી છેતરાઇ કેદ પકડાયો તે પ્રસંગ એવી સારી રીતે લખેલો છે કે, તેમાં આવી રીતનો ન્યાયવિરોધ બહુ આવે તેમ નથી. મંત્રી યૌગન્ધરાયણને ચાર પુરુષો તરફથી ચંડમહાસેનના પ્રપંચની ખબર પડે છે અને ઉદયનને ચેતાવવાને માટે તે તૈયારી કરે છે, એટલામાં ઉદયનનો અનુયાયી હંસક આવીને નિવેદન કરે છે કે, વત્સરાજ કેદ પકડાયો. ત્યાં આગળ સઘળી હકીકત જણાવવાને માટે, યૌગન્ધરાયણ પાસે અનેક પ્રશ્નો કરાવી કવિએ બધી પરિસ્થિતિ આ પ્રમાણે સ્પષ્ટ કરી બતાવી છે. રુમણ્વાન્ પ્રધાન તથા બીજા સૈનિકો વત્સરાજની સાથે હતા, તે બધા દૂર કેમ રહ્યા? અને રાજા એકલો હસ્તિને પકડવા કેમ ગયો? રુમણ્વાન્ ક્યાં ગયો હતો? શું એને શત્રુઓએ ફોડયો તો ન હતો? હસ્તિ ક્યાં હતો? રાજા કેવી રીતે પકડાયો? વગેરે પ્રશ્નોના ખુલાસા એવી સારી રીતે કરેલા છે કે, ભામહે દર્શાવેલા ન્યાયવિરોધનો એમાં ઘણો થોડો જ સંભવ રહે છે. આથી ભાસનામાં ન્યાયવિરોધનો દોષ આરોપવાનું કારણ ઘણે અંશે ઉત્પન્ન થતું નથી. ભામહે પોતાની ચર્ચામાં नयवेदिनः कन्नेरभिप्रायं । અને नमोस्तु तेभ्यः विद्वद्भ्यः એમ બે જુદાં જુદાં પદો વાપરી કવિ શબ્દે ભાસને સૂચવ્યો છે અને **विद्वद्भ्यः** શબ્દે બૃહત્કથાકાર ગુણાઢ્યને સૂચવ્યો છે. नमोस्तु तेभ्यः विद्वद्भ्यो એ શબ્દે જે આક્ષેપ છે, તે ગુણાઢ્ય ઉપર છે. જેને ભામહ માત્ર વિદ્વાન એ સંજ્ઞાથી ઓળખાવે

છે અને नयबोद्दे कवि તરીકે જેની પ્રશંસા કરે છે તે મહાકવિ ભાસ છે. વળી कवेरभिप्रायं । शास्त्रलोकावपास्यैव । ઇત્યાદિ શબ્દોથી, ન્યાય-વિરુદ્ધ તથા લોકકથા ન લક્ષમાં લેતાં ભાસના લખાણથી વિરુદ્ધ અભિપ્રાયવાળું બૃહત્કથામાં જે કંઇ લખાણ જોવામાં આવ્યું હશે, તેને ઉદ્દેશીને ભામહે આ શ્લોકમાં વિદ્વાન્ એ શબ્દથી ઉદ્દેશીને, કવિથી કોઇ ઇતર ગ્રન્થકાર ઉપર આક્ષેપ કર્યો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે અને તે ગુણાઢ્ય છે; એટલે ભામહ ભાસની પછી થયેલા એટલું જ નહીં, પરંતુ બૃહત્કથાકાર ગુણાઢ્યની પછી થયેલા હોવા જોઇએ, એમ માનવાને આપણને પૂરતું કારણ મળે છે.

ભામહે મેઘદૂતના સંબંધમાં આક્ષેપપૂર્વક લખ્યું છે કે મેઘ આદિ નિર્જીવ અને વાચા વગરના દૂતોને યોજવા એ અયુક્તિક છે. આના સંબંધમાં ગણપતિ શાસ્ત્રીનું એમ માનવું છે કે “ ભામહે, આવા આવા દૂતો કવિઓ કલ્પે, તે યુક્તિપુરઃસર નથી, એમ માત્ર અનુમાનથી જ લખેલું છે. કાલિદાસનું મેઘદૂત એમના વખતમાં હતું નહીં, કારણ કે કાલિદાસ એમની પછી થયા હતા.” એ વિદ્વાન શાસ્ત્રીના મતને બહુમાન સાથે વિચારવા છતાં પણ એ વાત ગળે ઉતરતી નથી. કાલિદાસ જેવા સૂક્ષ્મ દૃષ્ટિવાળા કવિને આ વસ્તુ અયુક્તિક છે, એમ લાગ્યા વિના રહ્યું નથી અને તેથી જ એમણે પોતે

इत्यौत्सुक्यादपरिगणयन् गुह्यकस्तं ययाचे ।
कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥

એમ કહી, એ જાતના દોષનો પ્રથમથી જ પરિહાર કરી લીધો છે. આ પરિહારમાં મોટા અક્ષરે છાપેલા **औत्सुक्यात्। कामार्त ।** શબ્દો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. ભામહ, મેઘદૂતને અયુક્તિક ગણી છેલ્લા શ્લોકમાં લખે છે કે;—

यदि उत्कंठया तत् तदुन्मत्त इव भाषते ।
तथा भवतु भूम्नेदं सुमेधोभिः प्रयुज्यते ॥

અત્યંત ઉત્કંઠાથી ઉન્મત્તની પેઠે કદાપિ કોઇ સંદેશ કહાવનાર એમ બોલે તો ભલે. આવી યોજના બુદ્ધિમાન્ પુરુષો કરતા હશે, આમ કહી જે શબ્દોમાં કાલિદાસે એ વિરોધનો પરિહાર કરેલો છે, તે જ શબ્દો અને તે જ વિચારો ભામહે પોતાના છેલ્લા શ્લોકમાં એ દોષને ભલે કહી જતો કરતાં દર્શાવ્યા છે. આ સ્પષ્ટ બતાવી આપે છે કે, નિર્જીવ મેઘ ક્યાં અને પ્રાણીથી લૈ જવાય તેવા સંદેશા ક્યાં? એ વિરોધનો અત્યંત ઉત્કંઠાને લીધે તથા કામાર્ત થયેલા (અર્થાત્ ઉન્માદની દશાને પામેલા) યક્ષે વિચાર નહીં કરતાં મેઘને દૂત કલ્પ્યો, એ શ્લોક ભામહના વાંચવામાં આવેલો હોવો જ જોઇએ. કાલિદાસનો ખુલાસો એને થોડો ઘણો વ્યાજબી લાગેલો હોવો જોઇએ, અને તેથી જ તેણે એ મહાકવિ ઉપર સખત આક્ષેપ ન કરતાં સુમેધોભિઃ પ્રયુજ્યતે એમ મૃદુ શબ્દોમાં સઘળું પતાવી દીધું છે. જો એમ ન હોય તો ઉત્કંઠા, ઉન્મત્ત દશા આદિ જે કારણો કાલિદાસે યક્ષની આવી પ્રવૃત્તિને માટે બતાવેલાં છે, તે ભામહના શ્લોકમાં કેમ આવે? ન્યાયવિરોધના સંબંધમાં આપણે તપાસી ગયા કે, એમાં જે આક્ષેપ છે તે કવિ ઉપર નથી, પરંતુ વિદ્વાન્ બૃહત્કથાકાર ઉપર છે—અને એજ આ અનુમાનને ટેકો આપે છે. બૃહત્કથાકાર શાલિવાહન શકકર્તાનો સમકાલીન હતો એમ ગણપતિશાસ્ત્રી કહે છે અને ઘણે ભાગે બૃહત્કથા ઇ૦ સ૦* પહેલા અથવા બીજા સૈકામાં લખાયેલી છે, એટલે જો આપણે પહેલું અનુમાન ખરું માનીએ તો બીજું પણ ખરૂં માનવું જ પડે તેમ છે. ન્યાયવિરોધમાં કવિ ઉપર આક્ષેપ નથી પણ विद्वद्भ्यो नमः એ પદ બૃહત્કથાકાર ઉપર છે, એમાં શંકાનો અવકાશ લાગતો નથી તેમ કાલિદાસે મેઘદૂતના અયુક્તિકપણાને માટે જે ખુલાસા આપ્યો છે, તે જ ભામહે પોતાના શ્લોકમાં જુદા શબ્દોમાં નોંધી, કાલિદાસ જેવા પ્રસિદ્ધ કવિ ઉપર બીજું

* જુઓ કેશવલાલ ધ્રુવકૃત પ્રસ્તાવના—પા. ૨૭.
મેક્ડોનેલ્સ સંસ્કૃત લિટરેચર—પા. ૩૭૬.

આક્ષેપરૂપ ન લખતાં એ વાત પડતી મુકી છે, એમાં પણ શંકા રાખવાનું કારણ જણાતું નથી.

મહાકવિ ભાસે પોતાના બાલચરિત નાટકમાં રામ અને રાવણના સંવાદમાં રાવણના મુખે કહેવડાવ્યું છે કે–भोः काश्यपगोत्रोस्मि । सांगोपांगं वेदमधीये । मानवीयं धर्मशास्त्रम् । माहेश्वरं योगशास्त्रम् । बार्हस्पत्यमर्थशास्त्रम् । मेधातिथे-न्यायशास्त्रम् । प्राचेतसं श्राद्धकल्पं च । અહિં ગણપતિશાસ્ત્રી લખે છે કે "મેધાતિથિ કોઇ જુના મહર્ષિનું નામ હોવું જોઇએ. માનવધર્મશાસ્ત્રના ઉપર ટીકા કરનાર મેધાતિથિનું નામ આપ્યું છે, માટે ભાસ, એ મેધાતિથિ પછી થયા હશે એમ માનવાનું કારણ નથી." આ મેધાતિથિ ઇ૦ સ૦ ૯૦૦* માં થયો હતો એમ માનવામાં આવે છે. ભાસના સંબંધમાં એવી શંકા થવાનું અહીં કંઇ જ કારણ નથી. જો એવી શંકા કરીએ તો ભાસને આધુનિક રામરક્ષાના કર્તા પછી મુકવો પડે. કારણ કે मनोजवं मारुततुल्यवेगम् । એ રામરક્ષાનું પદ ભાસના બાલચરિતમાં જોવામાં આવે છે. (જુઓ પાનું ૩૩). રામરાવણના સંવાદમાં રાવણના અભ્યાસને માટે જુના મહર્ષિઓનાં શાસ્ત્રોનો જ ઉલ્લેખ યોગ્ય ગણાય. ત્યાં આગળ पातंजलं योगशास्त्रम् અથવા कौटिलीयं अर्थशास्त्रम् એમ લખે જ નહીં. કારણ કે સમયવિરોધને (એનેક્રોનીઝમને) લીધે એ એમના સમકાલીન ગ્રન્થકારોના ઉપહાસ્યને પાત્ર થયા વિના રહે જ નહીં. આવો સમયવિરોધ સાચવવામાં ભાસ કુશળ છે, તે આપણે ભગવદ્ગીતાના શ્લોકના સંબંધમાં આગળ દર્શાવી ગયા છીએ. જ્યાં ભગવાન્ કૃષ્ણના યુદ્ધ વખતે અર્જુનને ઉપદેશ આપતાં વચનો ઉતારી, કર્ણના મુખમાં ન મુકતાં, પોતાનાં વચનો મુકયાં છે. આથી માનવધર્મશાસ્ત્રના ટીકાકાર મેધાતિથિની પૂર્વે ભાસ થયા હતા એમ માનવામાં કંઇ પણ બાધ આવતો નથી. કેટલાએક વિદ્વાનો ભામહને

---

* જુઓ મેકડોનેલ્સ સંસ્કૃત લિટરેચર–પા. ૪૨૯.

ઈ૦ સ૦ ૮૦૦ માં મુકે છે, પરંતુ ભામહ એટલો અર્વાચીન હોય એમ લાગતું નથી, તેમ ગણપતિશાસ્ત્રી એને ઘણો જુનો માને છે, તેટલો એ જુનો પણ નથી. એ પાણિનિની પછી થયો હતો એ તો નિર્વિવાદ છે. કારણ કે નિચેના શ્લોકમાં એ પાણિનિનો મત સ્વીકારવો એ ઉત્તમ છે, એમ લખે છે.

श्रद्धेयं जगति मतं हि पाणिनीयं। मध्यस्थाद्भवति न कस्यचित् प्रमाणम्।

પરિચ્છેદ–૬, ૬૩.

ભામહ ચાણાક્યની પછી થયા હતા, તે નિચેના એમના શ્લોક ઉપરથી જણાઇ આવે છે.

चाणाक्यो नक्तमुपयान्नंदक्रीडागृहं यथा–પરિચ્છેદ–૩, ૧૩.

અને ભાસની પણ પછીનો એ અલંકારિક છે, કારણ કે કવિ શબ્દથી ભાસનો ઉલ્લેખ કરી ન્યાયવિરોધ દર્શાવતાં એણે ભાસનું પ્રતિપાદન કરેલું છે.

એ કાલિદાસની પછી થયા હતા એમ આપણે એમના, મેઘસંદેશ અયુક્તિક છે, એવી ચર્ચાના વિષયમાં જણાવ્યું છે. એ પ્રમાણ કદાપિ કોઇના ધ્યાનમાં ન આવે તો નિચેનાં બીજાં પ્રમાણો પણ ભામહને કાલિદાસની પછી મુકવાનું કારણ આપે છે.

કાલિદાસના કેટલાએક વિચારોની સંપૂર્ણ છાયા ભામહના કાવ્યાલંકારમાં જોવામાં આવે છે. જુઓ.

अयं मंदद्युतिर्भास्वानस्तं प्रतियियास्यति।
उदयः पतनायेति श्रीमतो बोधयन्नरान्–પરિચ્છેદ–૩ શ્લોક–૩૩

આ શ્લોકમાં ભામહે, શાકુન્તલમાંના નીચે લખેલા શ્લોકનો ભાવ, અનુષ્ટુપ્ વૃત્તમાં સંક્ષિપ્ત કરીને મુકેલો છે.

यात्येकतोस्तशिखरं पतिरोषधीनाम्।
आविष्कृतोरुणपुरःसर एकतोर्कः।

तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्याम् ।
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥ શાકુન્તલ અંક-૪, શ્લોક ૨.

વળી નીચેના શ્લોકમાં લખ્યું છે કે—

मार्जन्त्यधररागं ते पतंतो बाष्पबिन्दवः પરિચ્છેદ ૬-૫૧.

આ ભાવ વિક્રમોર્વશીયના ચોથા અંકમાંના નીચેના શ્લોકનો છે.

हृतोष्ठरागैर्नयनोदबिन्दुभिः અંક ચોથો.

વળી—आनुदन्नी सरित्नारीनितंबद्वयसं पयः ( પરિચ્છેદ-૬, ૫૫ )

એ પદ नारीनितंबद्वयसं बभूव એમ કાલિદાસના રઘુવંશના શ્લોકમાં પણ છે.

આ ઉપરથી ભામહ કાલિદાસની પછી થયા હતા એમ માનવામાં શક રહેતો નથી. એટલુંજ નહીં પણ એ બૃહત્કથાકાર ગુણાઢ્યની પછી હતા એમ માનવાનાં સબળ પ્રમાણ મળે છે, કારણ કે ભામહે ન્યાયવિરોધમાં नमोस्तु तेभ्यो विद्वद्भ्यो येऽभिप्रायं कवेरिमम् । એ શબ્દે બૃહત્કથાકારને ઉદ્દેશીને આક્ષેપ કર્યો છે. વળી એજ પ્રકરણમાં नरवाहनदत्तना સંબંધમાં નીચે પ્રમાણે ચર્ચા છે.

नरवाहनदत्तेन वेश्यावासिनिशि पीडितः ( પરિચ્છેદ-૬, ૬૩. )

તે તો ભાસના લેખને ઉદ્દેશીને હોયજ નહીં, કારણ કે ભાસે નરવાહનદત્ત સંબંધે કંઇ લખ્યું નથી, તેથી એ પણ બૃહત્કથાકાર ગુણાઢ્યના સંબંધમાંજ છે. એટલે બૃહત્કથાકારની પછી એ થયા હતા એમ માનવામાં લગાર પણ બાધ નથી. કેટલાએક વિદ્વાનો ભામહને ૮ મા ૯ મા શતકમાં મુકે છે પરંતુ એ એટલો અર્વાચીન નથી. આઠમા નવમા શતકમાં પાણિનીયના વ્યાકરણના સિદ્ધાન્તો સાર્વત્રિક થઇ પ્રમાણરૂપે સ્વીકારાયેલા હતા. ભામહના પાણિની-સંબંધી ઉલ્લેખ ઉપરથી જણાય છે કે, તેમના વખતમાં એ સિદ્ધાન્તો સાર્વત્રિક ન હતા, માટે એમણે પાણિનિના મતને માનવો એમ લખ્યું છે. આ કાળ ઇ. સ. પહેલા શતક સુધીનો ગણી શકાય.

વળી ભામહનામાં બુદ્ધ ધર્મ સંબંધી કંઇ પણ જણાતું નથી, એટલે બુદ્ધ ધર્મની અસર નાશ પામી ગયા પછીના સમયમાં અર્થાત્ કાલિદાસની પછી થોડાં વર્ષના અરસામાં એ થયા હશે, એમ માની શકાય.

૮ ભાસની ભાષા વગેરે.

ભાસનાં નાટક વાંચનાર કોઇ પણ માણસને એટલું તો સ્પષ્ટ જણાયા વિના રહેશે જ નહિ કે, એમની ભાષા અશ્વઘોષ, કાલિદાસ અને તેમની પછી થયેલા કવિઓના કરતાં કંઇક જુની અને લોક વ્યવહારમાં તે વખતે બોલાતી હોય તેવી છે. ગણપતિશાસ્ત્રી એમના કેટલાએક વ્યાકરણના પ્રયોગો બતાવી એમ પુરવાર કરે છે કે "ભાસ કવિ ભગવાન્ પાણિનિના કરતાં પણ પહેલા થયા હતા." ભગવાન્ પાણિન ઇ. સ. પૂર્વે ૪ થા સૈકાની આખરમાં થયા હતા એમ માનવામાં આવે છે. જો આપણે ભાસને ઇ. સ. પૂર્વે પાંચમા શતકમાં એટલે પાણિનિની પૂર્વે માનીએ, તો આગળ ચર્ચવામાં આવેલી અને બાબતો સાથે બાહ્ય અને આંતર પ્રમાણોની એકવાક્યતા થઇ શકતી નથી. ભાસના કેટલાએક વ્યાકરણના પ્રયોગો પાણિનિના નિયમોને અનુસરતા નથી એ વાત ખરી છે, પરંતુ તે ઉપરથી એ પાણિનિના સમય પહેલાં થયા હતા એમ કહેવાને માટે સબળ પ્રમાણ નથી. એટલું તો નિર્વિવાદ છે કે, ભાસે જે ભાષા લખી છે તે, તે વખતે લોકોમાં બોલાતી ભાષા છે. આર્યાવર્તમાં, સંસ્કૃત ભાષા ઇ. સ. પૂર્વે બીજા શતકમાં બોલાતી હતી. બ્રાહ્મણો રાજાઓ અને ઉચ્ચ વર્ણના લોકો સંસ્કૃત બોલતા. સ્ત્રીઓ અને સામાન્ય વર્ણના લોક પ્રાકૃત બોલતા. ભાસના નાટકોમાં વાપરેલી ભાષા આવાજ પ્રકારની [1]જણાય છે. ભાષ્યકાર પતંજલિના સમય પછી સંસ્કૃત ભાષાને જે ઓપ ચઢ્યો છે અને તે અરસામાં થયેલા કાલિદાસ આદિ કવિઓની ભાષામાં જે સંસ્કાર

૧ જુઓ મૅકડોનલ્સ સંસ્કૃત લીટરેચર–પાનું ૨૩–૩૪૯.

અને જે સુઘટિતપણું જોવામાં આવે છે; તે ભાસના ભાષામાં નથી. એ ભાષા સાદી, સુંદર, કોઇ પણ જાતના ઓપ વગરની અને લોકપ્રચલિત જેવી છે. એ જ પ્રમાણે પાણિનિના વ્યાકરણશાસ્ત્રના નિયમોને એ બરાબર અનુસરતી નથી, એ ઉપરથી આપણને આ અનુમાન સ્વાભાવિક લાગે છે કે, ભાસે વાપરેલી ભાષા, પતંજલિના સમયની પૂર્વના અને ઇ. સ. પૂર્વે ૪૦૦ એટલે પાણિનીના સમયની પછીના કાળના ૩૦૦ વર્ષના ગાળામાં લોકમાં વપરાતી ભાષા હોવી જોઇએ. આ મધ્યના ગાળામાં, અશોકના સમયમાં તો પ્રાકૃતનો પ્રચાર ઘણો વધી ગયો હતો. ઘણા ઘણા ગ્રન્થો અને લેખો વગેરે સામાન્ય લોક સમજી શકે એટલા માટે પ્રાકૃતમાં લખાતા હતા અને એકંદર રીતે જોઇએ તો રાજ્યશાસનથી એ ભાષા ઉપર જેટલું લક્ષ અપાતું હતું તેટલું સંસ્કૃત ઉપર અપાતું નહતું, એટલે ચંદ્રગુપ્તથી માંડીને પતંજલિના સમય સુધીમાં જે ભાષા વપરાતી હશે, તે જ જાતની ભાસની જુની ભાષા છે.

ભાસને આપણે ઇ. સ. પૂર્વે ૩૨૫ સુધીમાં, એટલે ચંદ્રગુપ્તના સમયમાં મુકીએ છીએ, એટલે આ અનુમાન વધારે બંધબેસતું આવે છે. વળી પાણિનીના નિયમોને ભાસ સર્વથા અનુસરતા નથી, તેનો પણ ખુલાસો થઇ શકે છે; કારણ કે પાણિની ઇ. સ. પૂર્વે ૪ થા શતકમાં અને ભાસ ઇ. સ. પૂર્વે ૩૨૫ માં થયા એમ માનીએ છીએ, એટલે આટલા થોડા અંતરમાં પાણિનીના વ્યાકરણનાં નિયમો વિદ્વાનોને અને પ્રચલિત ભાષાને બંધનરૂપ મનાય એવી રીતે સ્વીકારાયા નહીં હોય. તે કાળે વિદ્યાનો પ્રસાર અત્યારના જેટલો ઝપાટાબંધ થઇ શકતો નહીં હોય અને અમુક શાસ્ત્રના સિદ્ધાન્તો સર્વમાન્ય થતાં ઘણો કાળ નિકળી જતો હશે. આવા કારણથી થોડાં વર્ષો પૂર્વે થયેલા પાણિનીના નિયમોને બધી રીતે અનુસરવા કરતાં, લોકરૂઢિથી ચાલતા આવેલા પ્રયોગોને પણ ભાસે પોતાની ભાષામાં ચાલુ રાખ્યા હશે અને ભાષાનું એકંદર સ્વરૂપ જોતાં એવું જ

અનુમાન થાય છે. એ ભાષા સામાન્ય વ્યવહારમાં વપરાતી અને ભાષાનાં રૂઢ વાક્યોથી ભરપૂર છે, તથા સરળ છતાં કોઇ કોઇ પ્રસંગે સમજવામાં અઘરી છે. એનું સ્વરૂપજ દર્શાવી આપે છે કે, એ કાલિદાસની (ક્લાસીકલ) સંસ્કારશુદ્ધ ભાષા કરતાં કંઇ નહિ તો ૧૦૦–૧૫૦ વર્ષ જેટલી જુની છે. સામાન્ય દૃષ્ટાન્ત તરીકે આપણી ગુજરાતી ભાષા લઇએ. દલપતરામ અને તેમની પહેલાંના કવિઓની અને અત્યારે વપરાતી ભાષામાં લગભગ આ ૫૦ વર્ષમાં જેટલું અંતર જણાય છે, તેટલું અંતર કાલિદાસની અને ભાસની ભાષામાં જોવામાં આવે છે. સાહિત્યની સપાટાબંધ ચાલતી અભિવૃદ્ધિના હાલના સમયમાં, ૫૦ વર્ષમાં ગુજરાતી ભાષા ઉપર જેટલા સંસ્કારો થવા પામ્યા છે, તેટલા સંસ્કારો થવાને એ પૂર્વના કાળમાં ઓછામાં ઓછાં ૧૦૦–૧૫૦ વર્ષ જોઇએ. વળી એટલું પણ સ્પષ્ટ જણાય છે કે, સાહિત્યની અભિવૃદ્ધિનો યુગ આરંભાયો તેના પહેલાંની આ ભાષા છે અને પાણિનીનો તથા કાલિદાસનો સમય એની પૂર્વ પશ્ચિમ મર્યાદા છે. ઇ. સ. પૂ. ૬૦૦ થી ઇ. સ. પૂ. ૨૦૦ સુધીમાં ચાલતા આવેલા ભાષાના અવિચ્છિન્ન પ્રવાહમાં, અશોકનો બુદ્ધધર્મનો કાળ વ્યવધાનરૂપ થઇ પડયો હતો. પૂર્વની પ્રચલિત ભાષા ગૌણ સ્વરૂપ પામી હતી અને પ્રાકૃતનો કંઇક વિશેષ પ્રચાર થવા લાગ્યો હતો. પૂર્વનું સમૃદ્ધ સાહિત્ય અંધારામાં પડી ગયું અને હજારો ગ્રન્થોને નાશ થઇ જતાં સાહિત્ય તદ્દન આછું થઇ ગયું. આથી જ્યારે પુષ્પમિત્રની પછી બુદ્ધધર્મ નષ્ટપ્રાય થયો, ત્યાર પછીના કાળમાં બ્રાહ્મણોએ પુનઃ ભાષાની અને ગ્રન્થોની અભિવૃદ્ધિ કરવાનો પ્રયત્ન ચાલુ કર્યો અને પૂર્વના સાહિત્યમાંથી જે કંઈ હાથ લાગ્યું તે ઉપરથી તથા બીજરૂપ જે કંઇ મળી આવ્યું તેનો ઉપયોગ કરી અનેક ગ્રન્થો લખી સંસ્કૃત સાહિત્યને પાછું સમૃદ્ધ કરી દીધું. આ સાહિત્યના પુનરુજ્જીવનના સમયમાં ભાષાને જે સંસ્કારો મળ્યા, તેનાથી તે સંસ્કૃતરૂપે થઇ રહી. પૂર્વના કાળમાં એનું સામાન્ય રીતે, ભાષા એવું

નામ પ્રચલિત હતું. ભાસે પોતાનાં નાટકોમાં જેનો ઉપયોગ કર્યો છે, તે આવી બોલાતી લોકભાષા છે, ત્યારે કાલિદાસ વગેરેની છેલ્લામાં છેલ્લા સંસ્કારવાળી છે. આટલો એમાં ભેદ જણાય છે. ઈ૦ સ૦ પૂર્વે બીજા અથવા ત્રીજા શતકમાં સંસ્કૃત લોકભાષા હતી, એવું યુરોપિયન વિદ્વાનો પણ માને છે, એટલે ભાસનાં નાટકોમાં લખેલી લોકપ્રચિલત ભાષા પણ એમને ઈ. સ. પૂ. ત્રીજા શતકના અંતમાં એટલે ચંદ્રગુપ્તના સમયમાં મુકવાને આપણને પ્રેરે છે.

કલકત્તાના મોડર્ન રિવ્યુના ઈ૦ સ૦ ૧૯૧૩ ના ઑક્ટોબરના અંકમાં, "ભાસનો સમય," એ નામનો મી૦ પી. ચોધરી. એમ. એ. બૅરીસ્ટર એટ્લૉના હાથથી લખાયેલો એક લેખ પ્રસિદ્ધ થયો છે અને એ જ વિષયમાં બીજો એક લેખ મી૦ કે. પી. જયસ્વાલના હાથથી લખાયેલો આગળ ઉપર પ્રસિદ્ધ થયો છે. આ બાબતમાં એમનો એવો અભિપ્રાય છે કે, મહાકવિ ભાસ ઈ૦ સ૦ પૂર્વે ૭૩ માં આરંભાયેલા કણ્વવંશના ત્રીજા રાજા નારાયણના રાજકવિ હતા. એટલે ઇ૦ સ૦ પૂર્વે પહેલા શતકના ઉત્તરાર્ધમાં એ થઇ ગયા હતા. એમણે આ મતના પુરાવામાં કેટલાએક પ્રમાણો આપેલાં છે, તે વિષે આપણે સંક્ષેપમાં વિચાર કરીશું. એ વિવાદના મુખ્ય મુદ્દાઓ નિચે પ્રમાણે છે.

(૧) "ચાણુક્ય અર્થશાસ્ત્રનો, नवं शरावं सलिलस्य पूर्णं । એ શ્લોક ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં જોવામાં આવે છે. એ શ્લોક બંનેએ એક જુના સુભાષિત તરીકે ઉતારી લીધો હશે, અથવા આપણે એમ માનીએ કે ચાણક્યે એ શ્લોક ભાસમાંથી લીધો હશે, તોપણ ચાણુક્યનું અર્થશાસ્ત્ર જેટલુ જુનું કહેવાય છે તેટલું જુનું હું માનતો નથી. તેમ એની ઇમારત ઉપરથી એ ચાણુક્યે લખ્યું હશે એમ પણ મને શંકા છે. આથી એ શ્લોકના પ્રમાણ ઉપરથી ભાસ ચાણુક્ય પહેલાં થયા હતા એમ પુરવાર કરવું એ સપ્રમાણ નથી.

( ૨ ) પાટલીપુત્રના મૌર્યવંશના છેલ્લા રાજા બૃહદ્રથને તેના સેનાપતિ પુષ્પમિત્રે મારી નાંખી ઇ૦ સ૦ પૂર્વે ૧૮૪ માં શૃંગવંશની સ્થાપના કરી હતી. આ શૃંગવંશના છેલ્લા રાજા દેવભૂમિને તેના બ્રાહ્મણ પ્રધાન વસુદેવે મારી નંખાવી કણ્વવંશ સ્થાપ્યો. (ઇ. સ. પૂર્વે ૭૩) આ વંશમાં માત્ર ચાર રાજાઓ થયા હતા. વસુદેવ, ભૂમિમિત્ર, નારાયણ અને સુશર્મન. આ સુશર્મનને (ઇ૦ સ૦ પૂર્વે ૨૩ માં) શાતવાહને (શાલિવાહને) મારી રાજ્ય લઇ લીધું. આ કણ્વવંશમાં થયેલા ત્રીજા રાજા નારાયણના ભાસ રાજકવિ હતા. આ કણ્વવંશના રાજાઓને પુરાણોમાં શૃંગભૃત્ય એ નામે ઓળખાવેલા છે. તેઓ ખરું જોતાં ગાદી ઉપર રાજા તરીકે બેસતા નહતા, પણ પેશ્વાઓની પેઠે રાજ્યસત્તા પોતાના હાથમાં રાખી અમલ ચલાવતા હતા. ભાસનાં નાટકોમાં આ બાબતનો ઘણો પુરાવો મળે છે. ભાસે બાલ ચરિતાદિમાં નારાયણની પ્રશંસા કરતાં તેને પ્રભુ શબ્દથી સંબોધ્યો છે, નરપતિ અથવા રાજા તરીકે સંબોધ્યો નથી. અમારી દલીલ એમ છે કે વસુદેવને, ભૂમિમિત્ર અને નારાયણ એવા બે પુત્ર હતા. ભૂમિમિત્ર મોટો અને નારાયણ નાનો હતો. આ વસુદેવના પુત્રોએ પોતાના રાજા દેવભૂમિને મારી નાંખ્યો હતો. આ રાજ્યપ્રપંચને ભાસે 'બાલચરિત' નાટકમાં ઉતાર્યો છે. એમાં વસુદેવના બળરામ અને નારાયણ (કૃષ્ણ) એ બે પુત્રો કંસ રાજાને મારી નાંખે છે. ભાસે ખરુ જોતાં વસુદેવના પુત્રનું નામ કૃષ્ણ તરીકે લખવું જોઇએ, તેમ છતાં એમનું નામ સર્વ ઠેકાણે નારાયણ એમ લખ્યું છે; નાયકનું નામ કૃષ્ણ એવું કોઇ ઠેકાણે લખ્યું નથી. આથી નારાયણ નામથી જે નાયકને ભાસે ઉદ્દેશ્યો છે, તે પોતાનો આશ્રયદાતા નારાયણ છે. નાટકનો ખરો નાયક આ નારાયણ છે અને આખું આ રાજતંત્ર, કૃષ્ણે કરેલા કંસવધના સ્વરૂપમાં નાટકરૂપે ગોઠવ્યું છે, કારણ કે તે, નારાયણે કરેલો પોતાના રાજાનો વધ, કૃષ્ણે કરેલા કંસવધની પેઠે ધર્મ્ય છે, એવું લોકોને બતાવી આપવા માટે છે.

નાટકમાં પણ ઘણે ઠેકાણે લખવામાં આવ્યું છે કે, ગોબ્રાહ્મણના રક્ષણ માટે નારાયણ દુષ્ટ રાજાનો વધ કરશે. બાલચરિતમાં વસુદેવના મોટા પુત્ર બળરામને બધી જગાએ સંકર્ષણ કહેલો છે, બળરામ કહ્યો નથી. મારું માનવું એમ છે કે, વસુદેવ કણ્વના મોટા પુત્રનું નામ પણ સંકર્ષણ હશે અને ભૂમિમિત્ર એ એનું ઉપનામ અથવા ઉીસ્કી-પ્રીવ નામ હશે, જેનો અર્થ એમ હશે કે દેવભૂમ રાજાનો મિત્ર. સંસ્કૃત સાહિત્યમાં મુખ્ય પ્રધાનના પુત્રને યુવરાજનો મિત્ર કલ્પવામાં આવે છે, એવો કંઇક સંપ્રદાય છે. દેવભૂમિ પોતે યુવરાજ હતો તેણે વૃદ્ધ રાજાને કેદમાં નાંખી તેના હાથમાંથી ગાદી છીનવી લીધી હતી. આ પ્રમાણે અમારા દષ્ટિબિન્દુથી જોતાં બાલચરિતનો છેલ્લો અંક ઘણો અર્થસૂચક છે. નારાયણે જ્યારે કંસને માર્યો ત્યારે યોદ્ધાઓ અને તેના સગાસાગવા વસુદેવ અને તેના પુત્ર નારાયણ વગેરે ઉપર વૈર લેવા તત્પર થયા. એટલામાં વસુદેવે વૃદ્ધ રાજાને કેદમાંથી બોલાવી મંગાવી તેને ગાદી ઉપર બેસાડ્યો અને યોદ્ધાઓને કહ્યું કે,

भो भो मथुरावासिनः शृण्वन्तु भवन्तः । अस्य खलु दैत्येन्द्रपुरा-र्गलोत्पाटनपटोः सर्वक्षत्रपराङ्मुखावलोकिनो वसुदेवभवस्य वासुदेवस्य प्रसा-दात् पुनरधिगतराज्यस्य उग्रसेनस्य शासनमिदानीम् अवबुध्यते ।

सर्वं प्रतिष्ठितमिदानीं वृष्णिराज्यम् ।

અહીં सर्वक्षत्रपराङ्मुख એ વાક્યનો અર્થ એટલો જ થઇ શકે કે, નારાયણ ક્ષત્રિય નહતો (બ્રાહ્મણ હતો) તેણે જોયું કે ક્ષત્રિયો ધર્મથી પરાંગ્મુખ થયા છે, તેથી તેણે રાજસત્તા ખુંચાવી લેનાર દેવભૂમિને મારી નાંખ્યો અને વૃદ્ધ રાજાને ગાદીએ બેસાડ્યો. આ વૃદ્ધ રાજા, તે માર્યા ગયેલા દેવભૂમિનો પિતા ભાગવત હતો એમ માનીએ તો, પુરાણોમાં ભાગવતે ઘણાં વર્ષ રાજ્ય કર્યું હતું એમ લખ્યું છે, તેનો ખુલાસો થઇ શકે છે. ઉપરની બીના એમ પણ સિદ્ધ કરી આપે છે કે, કણ્વવંશના પ્રધાનો ગાદીપર બેસતા ન હતા.

પણ રાજ્યસત્તા હાથમાં રાખી અમલ ચલાવતા હતા. ભાસે દૂત-વાક્ય નામના નાટકમાં પણ દુર્યોધનને મુખે કહેવડાવ્યું છે કેઃ—

स्यात् तव गुरोर्भूपं कंसंप्रति न ते दया।

આમાં કંસને નારાયણના પિતા વસુદેવનો રાજા કહ્યો છે, જે કૃષ્ણનારાયણના પિતા વસુદેવનો દેવભૂમિ સાથે રાજા તરીકેનો સંબંધ બરાબર બતાવી આપે છે. આ નાટકમાં નારાયણ દુર્યોધનને ત્યાં દૂત તરીકે જાય છે, એ કથાનું વસ્તુ લેવામાં છે. જ્યારે કંચુકી દુર્યોધનને જાહેર કરે છે કે, નારાયણ અથવા પુરુષોત્તમ તમને મળવા આવે છે, ત્યારે દુર્યોધન કહે છે કે—

किं किं कंसभृत्यो दामोदरस्तव पुरुषोत्तमः ?

बार्हद्रथापहृतविषयश्री र्नोगस्तव पुरुषोत्तमः ?

આ વચનોમાં કંસભૃત્ય એ શબ્દથી કણ્વનારાયણનો શુંગભૃત્ય કહ્યો હોય એમ સ્પષ્ટ સૂચવાય છે. તેમ જ બાર્હદ્રથના હાથમાંથી રાજ્યસત્તા છિનવી લેનાર, એ શબ્દે મૌર્ય વંશના છેલ્લા રાજા બૃહદ્રથના હાથમાંથી સત્તા છીનવી લેનાર, શુંગવંશના પ્રથમ રાજા પુષ્પમિત્રને સૂચવ્યો છે. આ પ્રમાણથી લગાર પણ શક રહેતો નથી કે બાલચરિત એક રાજપ્રપંચનું નાટક છે અને ભાસે પોતાના આશ્રયદાતા નારાયણ કણ્વને ઉદ્દેશીને તે લખ્યું છે. આથી ભાસ ઇ. સ. પૂર્વે પહેલા શતકના ઉત્તરાર્ધમાં (ઇ. સ. પૂર્વે ૭૩ માં) થયા હતા એવો મત મી૦ ચૌધરી આપે છે.

(૩) બુદ્ધ ધર્મનો નાશ થતાં પુષ્પમિત્રના કાળ પછી જે (રીવાઇવલ ઑફ લીટરેચર) સાહિત્યનું પુનરુજ્જીવન થયું હતું, તે સમય ભાસનો છે એવું તેમની ભાષા, નાટકોમાં વર્ણવેલી લોકસ્થિતિ અને વિચારો વગેરે ઉપરથી જણાઇ આવે છે.

મી૦ ચોધરીના વિષયમાં આ ત્રણ મુદ્દા જરા વિચાર કરવા જેવા છે. આપણે ક્રમવાર તેનું અવલોકન કરીશું.

(૧)

એમના પ્રથમ પ્રશ્નમાં બે ત્રણુ બાબત વિચારવા જેવી છે. ચાણાકયે ભાસને શ્લોક લીધો છે, કે બંનેએ પૂર્વનો કોઇ પ્રચલિત શ્લોક લીધો છે, તેના ખુલાસા માટે આ પુસ્તકની પ્રસ્તાવનામાં ભાસ અને ચાણાકય એ વિષય જોતાં વસ્તુસ્થિતિ સ્પષ્ટ સમજાશે કે, ચાણાકયે नवं शरावं એ શ્લોક ભાસમાંથી લીધો છે. ચાણાકયના સમય વિષે તો શંકાનો અવકાશ નથી, કારણુ કે ઐતિહાસિક પ્રમાણુથી સિદ્ધ છે કે તે ચંદ્રગુપ્તને રાજ્ય અપાવનાર હતો. આથી ભાસ એની પહેલાંનો અથવા તો એનો સમકાલીન હોવો જોઇએ.

ચાણાકયનું અર્થશાસ્ત્ર કહેવાય છે તેટલું જૂનું નથી, એમ બીજી શંકા એમણે ઉઠાવી છે, પરંતુ એની ભાષા, તે સમયની જનસ્થિતિ તથા વિચારો અને વહેમો જોતાં તે ચંદ્રગુપ્તના સમયની સ્થિતિનું સૂચન કરે છે. કાલિદાસે પોતાના માલવિકાગ્નિમિત્રમાં રાજનીતિની ચર્ચા કરતાં લખ્યું છે કે—

राजा-तेन हि अवितथं तंत्रकारवचनम्—(ટીકા—तंत्रकारवचनं अर्थशास्त्रकारवचनं अवितथं हि तथ्यमेव) शास्त्रदृष्टं आह देवः

અહિં તંત્રકારવચનથી કાલિદાસે ચાણુકયઅર્થશાસ્ત્રને સૂચવ્યું છે, એટલે એ અર્થશાસ્ત્ર કાલિદાસના વખતમાં હતું એમ માની શકાય. વળી મહાકવિ ભાસે પણુ अर्थशास्त्रगुणग्राही એ પદે કૌટિલ્ય-અર્થશાસ્ત્રનું સૂચન કર્યું છે. જો આ ચાણુકયનું અર્થશાસ્ત્ર ન હોય તો ભાસ એના કરતાં પણુ જુનો છે એમ માનવું પડે, જે બીજાં અનેક કારણો જોતાં માનવામાં આવે તેમ નથી.

ચાણુકય, અર્થશાસ્ત્રનો કર્તા છે એમ એ સ્વીકારતા નથી, પરંતુ એ વિષે શંકાનો અવકાશ નથી. એ ગ્રન્થમાં ચાણુકયે પોતાને બે નામથી એટલે કૌટિલ્ય અને વિષ્ણુગુપ્ત, એ બે નામથી ઓળખાવ્યો છે અને આખા ગ્રન્થમાં સ્થળે સ્થળે પોતાનો અભિપ્રાય इति कौटिल्यः એમ જણુાવ્યો છે.

सर्वशास्त्राण्यनुक्रम्य प्रयोगानुपलभ्य च ।
कौटिल्येन नरेन्द्रार्थे शासनस्य विधिः कृतः ॥

એ શ્લોક સ્પષ્ટ બતાવી આપે છે કે, કૌટિલ્યે રાજાને (ચંદ્રગુપ્તને) માટે અર્થશાસ્ત્ર કર્યું છે. વળી એ જ ગ્રન્થના અંત ભાગમાં પણ નીચે પ્રમાણે લખ્યું છે કે-

दृष्ट्वा विप्रातिपत्तिं बहुधा शास्त्रेषु भाष्यकाराणाम् ।
स्वयमेव विष्णुगुप्तश्चकार सूत्रं च भाष्यं च ॥

આમાં પણ વિષ્ણુગુપ્તે સૂત્ર અને ભાષ્ય રચ્યું એવું સ્પષ્ટ છે. વિષ્ણુગુપ્ત, ચાણુાકય, કૌટિલ્ય ઇત્યાદિ નામો ચાણાકયનાં છે એમ કોષમાંથી મળી આવે છે, તો પછી આથી વધારે શું પ્રમાણ જોઇએ. મી૦ વિન્સેન્ટસ્મીથનું પણ એમ માનવું છે કે, ચાણુાકયે દર્શાવેલી રાજનીતિ વગેરે મૌર્ય રાજાઓના સમયનાં છે. તેમ જ ભાસે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં બતાવેલી યુદ્ધ અને મંત્રાદિકની પદ્ધતિ પણ મૌર્ય સમયને સૂચવે છે. અર્થશાસ્ત્રના કર્તૃત્વને માટે આ પ્રમાણે અશ્રદ્ધાથી શંકા કરવાનું બીજું શું સબળ કારણ છે તે એમણે જણાવ્યું નથી. મને તો એમ જ લાગે છે કે, આ બાબત ગ્રન્થના અંગભૂત શ્લોકથી સિદ્ધ છે, તો એને બીજા પુરાવાની અપેક્ષા રહેતી નથી.

(૨)

ભાસના બાલચરિત નાટકને મી૦ ચોધરી એક (પોલીટીકલ નાટક એટલે) રાજપ્રપંચનું નાટક માને છે અને માત્ર કેટલાંક નામો અને યોગાનુયોગોના યુક્તિથી ગોઠવેલા મળતાપણા ઉપરથી, ભાસ નારાયણકણ્વનો રાજકવિ હતો એમ સિદ્ધ થયું માને છે. પરંતુ આમ માનવું સપ્રમાણ નથી. બાલચરિત નાટકમાં કણ્વવંશની હકીકત સાથે શું શું મળતું આવે છે તે આપણે તપાસીએ. એમાં માત્ર બે નામ જ મળતાં આવે છે. એક વસુદેવ અને તેનો પુત્ર નારાયણ. (જેમને એ વસુદેવ કૃષ્ણના પિતા અને નારાયણને કૃષ્ણ માને છે) નારાયણનો

બીજો ભાઇ ભૂમિમિત્ર છે તેનું નામ કૃષ્ણના મોટાભાઇ બળરામની સાથે એટલે સંકર્ષણની સાથે મળતું નથી, એટલા માટે ભૂમિમિત્રનું નામ સંકર્ષણ હશે એમ અનુમાનથી માની લેવું પડે છે. જે દેવભૂમિ રાજાને નારાયણકણ્વે માર્યો હતો, તેનું નામ કંસની સાથે મળતું નથી, પરંતુ તે કલ્પવું પડે છે. બાહ્દ્રથનું નામ બંને પ્રસંગોમાં મળતું નથી, કારણ કે માર્ય વંશનો રાજા બાર્હદ્રથ છે અને બાળચરિતમાં બાર્હદ્રથ એટલે બૃહદ્રથનો પુત્ર અર્થાત્ જરાસંધ એમ છે આ પ્રમાણે નામના મળતાપણામાં માત્ર બે જ નામ છે, જે ઉભયપક્ષે સામાન્ય છે. હવે આપણે નાટકના પ્રસંગો તપાસીએ. ભાસે બાલચરિતમાં જે જે વિવિધ પ્રસંગો લીધા છે, તેમાં કંસનો વધ ભૂમિમિત્રના વધ સાથે મળે છે. વસુદેવને કેદમાં નાંખ્યા હતા તે પ્રસંગ વૃદ્ધરાજા ભાગવતને બંધનમાં નાંખ્યો હતો તેની સાથે મળે છે. આ સિવાય આખા નાટકનો કોઇ પણ પ્રસંગ કણ્વોની હકીકત સાથે મળતો નથી. જો ભાસે ખાસ રાજપ્રકરણનું વસ્તુ લઇ આ નાટક લખ્યું હોત, તો એવા દરેક પ્રસંગની રચના એ એવી રીતે ગોઠવત કે કણ્વોની હકીકત સાથે તે સર્વાંશે મળતું આવત, પરંતુ આમાં તો આરંભથી અંત સુધી, કૃષ્ણની વિવિધ બાળલીલાઓનું પુરાણકથાઓમાં ચાલતું આવેલું આખ્યાન મૂક્યું છે, જેમાં માત્ર બે ત્રણ નામ અને બે ત્રણ પ્રસંગ કણ્વ રાજાઓની હકીકતને મળે છે. આ ઉપરથી એમ અનુમાન કરવું કે, કણ્વનારાયણને ઉદ્દેશીને ભાસે આ નાટક લખ્યું છે એ સપ્રમાણ ગણાય નહીં. આ અનુમાનની સામે આ પ્રસ્તાવનામાં દર્શાવેલા બીજા પુરાવાઓ સરખાવતાં એકંદર પ્રમાણો તેની વિરૂદ્ધ જાય છે.

મી૦ ચોધરી કહે છે કે "ભાસે પોતાના આશ્રયદાતા નારાયણને કોઇ સ્થળે રાજા કિંવા નરપતિ એવું પદ લગાડ્યું નથી, પરંતુ પ્રભુ શબ્દથી તેને ઓળખાવ્યો છે." નરપતિ કરતાં પ્રભુ શબ્દ વધારે

પ્રતાપશીલ અને મહત્વવાળો છે. તેમ છતાં ભાસે ઘણે ઠેકાણે मां पातु नो नरपतिः शमितारिपक्षः। राजसिंहः प्रशास्तु नः। राजा राजगुणोपेतः। भूमिमेकः प्रशास्तु नः। तथा लक्ष्म्या समायुक्तो राजा भूमिं प्रशास्तु नः। એમ પોતાના આશ્રયદાતાને રાજા શબ્દે ઘણાં નાટકોમાં સંબોધ્યો છે. એટલે નારાયણ ભૂમિપુત્ર હતો માટે એને ભાસે રાજા કે નરપતિ કહ્યો નથી એ દલીલ ચાલે તેમ નથી.

મી૰ ચોધરી કહે છે કે, ભાસે બાલચરિત નાટકના નાયકને નારાયણ એ નામથી ઓળખાવ્યો છે, ખસ કૃષ્ણ એવું કોઇ સ્થળે લખ્યું નથી, તેથી નારાયણ શબ્દે પોતાનો આશ્રયદાતા સૂચવ્યો છે, આ વાત પણ ખરી નથી. ભાસે બાલચરિતમાં નારાયણને બે ઠેકાણે કૃષ્ણ તરીકે ઓળખાવ્યા છે. (જુઓ—અંક—૧—૨૨ અને અંક—૪—૩) તેમ જ કૃષ્ણના ભાઇને પણ બળરામ તરીકે ઓળખાવ્યા છે. પૂર્વના કાળમાં એટલે મહાભારતની પછીના અને પુરાણો અને ભાગવત રચાયાં તે પહેલાના કાળમાં કૃષ્ણ એ નામનો પ્રયોગ ઘણો થોડો જ જોવામાં આવે છે. કૃષ્ણને માટે ઘણે વાસુદેવ, શૌરિ ઇત્યાદિ શબ્દો મળી આવે છે. ભાસના ગ્રન્થોમાં એ શબ્દ બહુ નથી તેમ કાલિદાસનામાં પણ એમ જ છે. ખાસ કૃષ્ણ શબ્દથી નાયકને ન ઓળખાવતાં નારાયણ, એવું વધારે મહત્વ અને પ્રભાવસૂચક નામ વાપર્યું હશે એમ લાગે છે.

મી૰ ચોધરી લખે છે કે 'કંસ—વાસુદેવ—નારાયણ ઇત્યાદિની સગાઇ પણ કણ્વ વંશના વસુદેવ—નારાયણ અને ભૂમિમિત્ર—જેને એ કંસ કલ્પે છે, તેની સગાઇ સાથે મળતી આવે છે." પરંતુ ખરું જોતાં વસુદેવ અને નારાયણ જેમ પિતા પુત્ર હતા તેમ વસુદેવ અને નારાયણ (કૃષ્ણ) પિતા પુત્ર હતા, એ સિવાય બીજી સગાઇ મળતી નથી કંસ નારાયણ (કૃષ્ણ) નો મામો થતો હતો અને વસુદેવનો સાળો થતો હતો. તે સગાઇ ભૂમિમિત્ર, જેને એ કંસ કલ્પે છે, તેની

સગાઇ સાથે મળતી નથી. એ ક્ષત્રિય હતો અને વસુદેવ તથા નારાયણ બ્રાહ્મણ હતા. આ પ્રમાણે એ સંબંધ પણ બંધ બેસતો નથી અને એમણે દૂતવાક્ય નાટકમાંથી ટાંકેલા स्यालं तव गुरोर्भूपं कंसंप्रति न ते दया। એ વાક્યમાં વસુદેવનો અને કંસનો બનેવી અને સાળા તરીકેનો સંબંધ કવિએ સ્પષ્ટ બતાવી આપ્યો છે, જે સંબંધ ભૂમિમિત્રનો અને વસુદેવનો ન હતો. તેમ જ

किं कंसभृत्यो दामोदरः पुरुषोत्तमः ?

किं बार्हद्रथापहृतकीर्तिभोगस्तव पुरुषोत्तमः ?

એ વાક્યોમાં પણ મી૦ ચોધરી દર્શાવે છે તેવું મહત્વ નથી. એ વચનો માત્ર કૃષ્ણની અવનતિ દર્શાવવા દુર્યોધનના મુખમાં કવિએ મૂકેલાં છે અને તે પણ બૃહદ્રથને ઉદ્દેશીને નહીં પણ તેના પુત્ર બાર્હદ્રથ–જરાસંધને ઉદ્દેશીને છે. જે વૃદ્ધ રાજાને ગાદીએ બેસાડ્યો તે ઉગ્રસેન છે.

આ બાબત બાજુ ઉપર મૂકી આપણે ભાસનાં નાટકોનાં બીજાં આંતર પ્રમાણો અને બાહ્ય પ્રમાણો તરફ દૃષ્ટિ કરીશું, તો પણ સ્પષ્ટ જણાઇ આવશે કે આ અનુમાનને તેનાથી લગાર પણ આધાર મળતો નથી.

ભાસે પોતાનાં નાટકોનાં ભરતવાક્યોમાં જે પરચક્રનો મહાભય દર્શાવ્યો છે તે નારાયણના વખતમાં નહનો. ભાસે પોતાના આશ્રયદાતાની જે મહત્તા અને ગૌરવ દર્શાવ્યાં છે, તેની છાયા પણ નારાયણ કણ્વનામાં નથી. વળી પોતાના આશ્રયદાતાની જે રાજ્યમર્યાદા ભાસે સૂચવી છે, તે નારાયણકણ્વના રાજ્યની મર્યાદા નથી. વિષ્ણુની આવા પ્રકારની ભક્તિ, નારાયણના સમયમાં એટલે ઇ. સ. પૂર્વે ૫૦ માં પ્રચલિત હતી, એવું કોઇ સ્થળેથી જણી આવતું નથી. ભાસ જો ઇ સ. પૂર્વે ૫૦ ના અરસામાં થયા હોય એમ મી૦ ચોધરીના મત પ્રમાણે માનીએ, તો મહા કવિ કાલિદાસ એમના

સમકાલીન થાય છે. કાલિદાસના લેખોમાં આવા પ્રકારની ભક્તિનું કોઇ સ્થળે સૂચન સરખું પણ નથી. કાલિદાસ ઇ. સ. પૂ. ૫૬ માં થયા હતા એમ હાલમાં મોટે ભાગે સ્વીકારાય છે, તો ભાસ અને કાલિદાસ લગભગ સમકાલીન થાય છે. કાલિદાસે ભાસને ઘણો પ્રસિદ્ધ કવિ માન્યો છે, પોતાને વર્તમાન કવિ તરીકે ઓળખાવ્યો છે તથા ભાસનાં નાટકોને पुराणमित्येव न साधु सर्वं એમ જૂનાં નાટકો તરીકે ઓળખાવ્યાં છે. જો આ બંને કવિઓ એક અરસામાં થયા હોય, તો કાલિદાસ માલવિકાગ્નિમિત્રમાં ભાસનાં નાટકોને પુરાણ નાટકો તરીકે દર્શાવે નહીં. કાલિદાસની ભાષા અને નાટકનું કલાવિધાન વગેરે જોતાં ભાસનામાં અને એમનામાં ઘણું અંતર લાગે છે, તે પણ ન હોવું જોઇએ. કાલિદાસની ભાષા, First Revival of Literature સાહિત્યનો પ્રથમ પુનરુદ્ધાર થયો તે અરસાની છે અને ભાસની તો તે પહેલાંની જુની અને લોકપ્રચલિત ભાષા છે; ભાસનાં નાટકોની રચના, એ જાતના સાહિત્યનો પ્રારંભકાળ સૂચવે છે. ત્યારે કાલિદાસની રચના એ સાહિત્યની સંપૂર્ણતા સૂચવે છે. વળી બુદ્ધધર્મની જે ઝાંખી છાયા ભાસનામાં જોવામાં આવે છે, તે કાલિદાસનામાં લગાર પણ નથી. પુષ્પમિત્રની પછીના એટલે શૃંગ અને કણ્વ રાજાઓના વખતમાં બુદ્ધધર્મ નિર્મૂળ થઇ ગયો હતો, એટલે ભાસ એ સમયમાં થયેલા સંભવે નહીં. વળી ભાષ્યકાર પતંજલિએ પોતાના ગ્રંથમાં બે નાટકોનાં નામ આપેલાં છે, તેમાંનું એક કંસવધ છે. હાલ પ્રસિદ્ધ થયેલા બાલચરિતનાટકનો મુખ્ય વિષય કંસવધ છે, અને એમ પણ માની શકાય કે આ કંસવધ એજ કદાચિત્ બાલચરિત નાટક હશે. ગણપતિ શાસ્ત્રીનું એમ અનુમાન છે કે, એ કંસવધ વખતે ભાસનું નાટક હશે. જો એમ હોય તો એક જ વિષયનાં બે નાટકો ભાસ લખે નહીં. આ બાલચરિતને જ ભાષ્યકારે કંસવધ તરીકે ઓળખાવ્યું હોય એમ કેમ ન બને ? જો કદાપિ આમ

હોય તો નારાયણ કણ્વ ભાસનો આશ્રયદાતા હતો એ દલીલ ઉડી જાય તેમ છે.

માત્ર નામોના અને કંઇક પ્રસંગોના મળતાપણા ઉપરથી આમ અનુમાન બાંધીએ તો, માલવિકાગ્નિમિત્રમાં કાલિદાસે બે નાટ્યાચાર્યો વચ્ચે સ્પર્ધાનો જે પ્રસંગ મુકયો છે, તે કાલિદાસ અને ભાસની સ્પર્ધા સાથે યથાસ્થિત મળે છે અને કાલિદાસે અગ્નિમિત્રના જે પ્રશંસા કરી છે, તે ઉપ થી એમ કેમ ન માની શકાય, કે એ અગ્નિમિત્રના દરબારમાં થયા હશે. આ બાબત ઉપર આપણે આગળ ચર્ચા કરીશું.

અહીં માત્ર એટલું કહેવું બસ છે કે, ભાસકવિ નારાયણકણ્વના વખતમાં એટલે ઈ. સ. પૂર્વે ૭૩ માં થયા હતા એમ મન માની શકતું નથી.

( ૩ ) મી૦ ચોતરીનો ત્રીજો મુદ્દો એવો છે કે, પુષ્પમિત્રની પછી જે સાહિત્યનો જીર્ણોદ્ધાર થયો, તે સમયની ભાસની ભાષા છે, તથા લોકસ્થિતિ પણ તે જ સમયની છે.

પુષ્પમિત્રની પછી પાછો બ્રાહ્મણધર્મ પ્રવર્તવા માંડયો ત્યારે અને ભાષ્યકાર પતંજલિના ભાષ્ય પછી ભાષાને જે સંસ્કારો થયેલા જોવામાં આવે છે તે ભાસની ભાષામાં નથી.

પુષ્પમિત્રની પછી થયેલા કાલિદાસ આદિ કવિઓની વાણીમાં, તેમના નાટ્યકલાવિધાનમાં અને એકંદર ભાષામાં જે સંસ્કાર અને સુઘટિતતા જોવામાં આવે છે તે ભાસનામાં નથી. એમનું નાટ્યકલા-વિધાન સાદુ અને સરળ છે, ભાષા લોકપ્રચલિત છે, વ્યાકરણના પ્રયોગો કોઇ કોઇ સ્થળે શિથિલ છે અને બધાં નાટકોનું એકંદર સ્વરૂપ ઘણું સાદું અને અકૃત્રિમ સુંદરતાવાળું છે. તે સ્પષ્ટ બતાવી આપે છે કે, જે કાળે સંસ્કૃત ભાષા લોકભાષા હતી, પાણિનિ વ્યાકરણના પ્રયોગો સર્વમાન્ય થયા ન હતા અને નાટ્યસાહિત્ય અત્યંત

બંધાયલું અને નિયમોથી સુબદ્ધ થયું નહતું, તે સમય ભાસ કવિનો છે. અશોકના વખતમાં બુદ્ધધર્મ પ્રસર્યો તે પહેલાંની આ પરિસ્થિતિ છે, એટલે ચંદ્રગુપ્ત અને ચાણાક્યનો કાળ, એ ભાસનો સમય હશે એમ માનવું પડે છે.

**૯ ભાસ અને કાલિદાસ.**

મહાકવિ ભાસ નાટ્યકલાના માર્ગદર્શક કવિ છે, એમ એમનાં નાટકો ઉપરથી જણાઈ આવે છે. ભાસની આગળનાં કોઈ પણ નાટકો હજી સુધી આપણા જોવામાં આવ્યાં નથી તેથી, તથા નાટ્યકલાનો પ્રારંભકાળ સૂચવતી હોય તેવી એમની રચનાથી આપણે એમ અનુમાન કરી શકીએ કે, હાલના સ્વરૂપમાં નાટકો લખવાનો પ્રથમ પ્રારંભ ભાસે કર્યો હશે. કેટલાએક યુરોપીઅન વિદ્વાનોનું એમ માનવું છે કે, હિન્દુસ્તાનમાં નાટ્યકલાનું અનુકરણ ગ્રીક નાટકો ઉપરથી થવા પામ્યું હતું. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં હિન્દુસ્તાનને ગ્રીસની સાથે ઘણો સારો વ્યવહાર હતો. સેલ્યુકસે પોતાની પુત્રી ચંદ્રગુપ્તને આપી હતી, અને એણે તથા ટોલેમી-બીજાએ પાટલીપુત્રની રાજગાદી સાથે સારો સંબંધ રાખ્યો હતો. એકમેકના એલચીઓ પણ એકમેકના રાજ્યમાં જતા આવતા અને રહેતા હતા. અલેક્ઝાન્ડરના રાજ્યનો ભરૂચ સાથે નર્મદા માર્ગે અને સ્થળ માર્ગે ઉજ્જયિની તરફથી વ્યાપારનો સારો સંબંધ હતો. આ પ્રમાણે ગ્રીસનો હિન્દુસ્તાન સાથે સારો સંબંધ હતો તે વાતની ના પાડી શકાતી નથી. બ્રાહ્મણો ગ્રીક સાહિત્યને સારૂં માન આપતા હતા એમ પણ ગ્રીક તવારીખો ઉપરથી *જણાય છે. જૂના શિલાલેખોમાં યવન અથવા ગ્રીકનાં નામ આવે છે અને કાલિદાસ પણ લખે છે કે, યવનીઓ આપણા રાજાઓના દરબારમાં રાણીઓની તેહેનાતમાં રહેતી હતી.

* જુઓ મેકડોનલ્ડ્સ સંસ્કૃત લીટરેચર-પાનું ૪૧૪, ૪૧૫.

આવાં અનેક કારણોથી પ્રો–વેબર વગેરેનું એમ માનવું છે કે, "ગ્રીક રાજાઓના અમલમાં બાકટ્રીઆ, પંજાબ, ગુજરાત વગેરે ઠેકાણે ગ્રીક નાટકોના જે કોઇ પ્રયોગ થયા હશે તે ઉપરથી આપણા કવિઓએ અનુકરણ કર્યું હશે અને નાટકોમાંનો જવનિકા શબ્દ પણ એવું સૂચન કરે છે." મી૦ મેકડોનલનો અભિપ્રાય એથી જૂદો પડે છે. એમનું માનવું એમ છે કે, આ જાતનું સાહિત્ય હિન્દુસ્તાનમાં સ્વતંત્ર રીતે ઉદ્ભવ્યું હશે અને કાળે કરી તેની અભિવૃદ્ધિ થઇ હશે. આ એમનું માનવું સત્ય છે. આપણા દેશમાં આ કળા સ્વાભાવિક રીતે જ ઉદ્ભવેલી હોય એમ જણાય છે. કાલિદાસના વિક્રમોર્વશીયમાં પણ લખ્યું છે કે, ભરત મુનિએ ઇન્દ્રની સભામાં લક્ષ્મીસ્વયંવરનો પ્રયોગ કરી બતાવ્યો હતો. આધુનિક દૃષ્ટિથી જોતાં આપણે આ વાત ખરી માનતાં અચકાઇએ એમ છે, તેમ છતાં એટલું તો સિદ્ધજ છે કે, ભરત જેવા નાટ્યાચાર્યો આવા ગ્રીક સાહિત્ય કરતાં જૂના છે અને એમના ગ્રન્થો આજે પણ હયાત હોઇ પ્રમાણભૂત મનાતા આવ્યા છે, એટલે નાટ્યસાહિત્ય, ગ્રીક ઉપરથી થયું હોય એમ આપણી બુદ્ધિ કબુલ કરી શકતી નથી. વળી ભામહ જેવા જૂના આચાર્યના લેખમાં પણ આગળના કવિઓ અને ગ્રન્થોનો ઉલ્લેખ જોવામાં આવે છે. એટલે ઉપરની વાત માન્યામાં આવતી નથી. એ કલાનો ઉદ્ભવ અને વિકાસ સ્વતંત્ર રીતે આપણા દેશમાં જ થયો હોવો જોઇએ.

ભાસનાં નાટકોની ભાષા સાદી છે. અલંકારો ઘણા જ ઓછા છે. નાટ્યકલાવિધાન ઘણું સરળ છે. એમનાં નાટકોમાં નાટ્યકલાનો આરંભ જણાય છે, ત્યારે કાલિદાસનામાં તેની સંપૂર્ણતા જોવામાં આવે છે. કાલિદાસના જેવા સમર્થ કવિને જે નાટકોએ સ્પર્ધા ઉત્પન્ન કરી એ જ ભાસ કવિનો કીર્તિસ્તંભ છે. એ નાટકોની ભાષા, રસ, માધુર્ય, સાદી પણ સુંદર રચના, ચમત્કારિક કલ્પના શક્તિ,

અને અર્થનું ગાંભીર્ય આદિ ગુણો ભાસને મહાકવિપદની સંપૂર્ણ યોગ્યતાએ પહોંચાડનારાં છે. પ્રારંભમાં જે કવિએ આવાં સાદાં સુંદર અને રસભરિત નાટકો લખ્યાં, તેની શક્તિની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે. તોપણ પાછળથી થયેલા મહાકવિ ભવભૂતિના ઉત્તર રામચરિતના સંબંધમાં એમ કહેવું પડે છે કે उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते । તે જ પ્રમાણે ભાસ અને કાલિદાસનાં નાટકો જોતાં, ભાસ કરતાં કાલિદાસ ચઢે છે, એમ કહ્યા વિના ચાલતું નથી. ભાષામાં, નાટ્યકલાવિધાનમાં, કલ્પનાશક્તિમાં, પ્રસંગોની પસંદગીમાં, રસનિષ્પત્તિમાં, મનુષ્યજાતિના ગૂઢ અંતર્ભાવ ચિતરવામાં વચનચાતુર્યમાં અને ટુંકામાં કહીએ તો કાવ્યકળાનાં સર્વે અંગોમાં કાલિદાસે ભાસના કરતાં પોતાની શ્રેષ્ઠતા બતાવી આપી છે. કાલિદાસનો પ્રધાન રસ શૃંગાર છે. એમણે માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય અને શાકુન્તલ નામનાં જે ત્રણ નાટક લખ્યાં છે તેમાં પ્રધાન રસ શૃંગાર છે. કાલિદાસની ભાસની સાથે તુલના કરવામાં ભાસનાં સ્વપ્નવાસદત્તા અને અવિમારક એ બે નાટકો વધારે કામમાં આવે તેવાં છે, કારણ કે તેમનો અને કાલિદાસનાં ત્રણે નાટકનો રસ શૃંગાર છે. ઇ. સ. પૂર્વે ૧૫૦ પછીના સમયમાં ભાસનાં નાટકોએ લોકનાં હૃદયોને વશ કરી કાલિદાસ જેના કવિને સ્પર્ધા ઉત્પન્ન કરી હતી અને તેને જ પરિણામે ઉદય પામતા નવા કવિ કાલિદાસને પોતાના માલવિકાગ્નિમિત્રમાં સ્વાભિમાનપૂર્વક ઉલ્લેખ કરવો પડયો હતો. આ એમનું સ્વાભિમાન સાર્થક છે, તેમ કાલિદાસ જેવાના મુખમાંથી પ્રશંસાનાં-વચનો કઢાવનાર ભાસ કવિનો નાટકો લખવાનો શ્રમ પણ સફળ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. બંને કવિઓનાં નાટકોમાં, ભાષામાં, વિચારમાં પ્રસંગોની રચનામાં અને મોટે ભાગે શબ્દોની રચનામાં પણ ઘણું મળતાપણું દેખાય છે.

સ્વપ્નવાસવદત્તાના પ્રથમ અંકમાં યૌગન્ધરાયણ વાસવદત્તાને

ઇ તપોવનમાં આવે છે ત્યાં તપોવનવર્ણન વગેરેની શાકુન્તલમાં સંપૂર્ણ છાયા જોવામાં આવે છે.

યૌગન્ધરાયણ વાસવદત્તાને પદ્માવતીને સોંપે છે, પછી પદ્માવતીનું રાજાની સાથે લગ્ન થાય છે. રાજા વાસવદત્તાના વિવાહનું ચિત્રદર્શન કરે છે. મહારાણી પદ્માવતી રાજાને કહે છે કે, વાસવદત્તાના જેવી કોઇ બ્રાહ્મણકન્યા આપણા અંતઃપુરમાં છે. આ પ્રમાણે વાસવદત્તા ઉઘાડી પડે છે, રાજાનો તેની સાથે મેળાપ થાય છે. આ પ્રસંગ કંઇક જૂદા અને વધારે સુંદર સ્વરૂપમાં કાલિદાસે માલવિકાગ્નિમિત્રમાં આલેખી બતાવ્યો સ્વપ્નવાસવદત્તાના વસ્તુના કલેવરને જાણે ઉલટાવી કાલિદાસે, વધારે રસપ્રદ રીતે માલવિકાગ્નિમિત્રમાં ગોઠવી બતાવ્યું હોય એમ લાગે છે. માલવિકાગ્નિમિત્રમાં માલવિકાને પટરાણીને સોંપવામાં આવી છે, ત્યારે સ્વપ્નવાસવદત્તામાં વાસવદત્તાને પદ્માવતીને સોંપવામાં આવી છે. માલવિકા સંગીત શીખે છે ત્યારે વાસવદત્તા વીણા શીખે છે. માલવિકાને ચિત્રમાં આલેખેલી તથા નૃત્ય કરતી જોઇ રાજાને અનુરાગ થાય છે, જ્યારે વાસવદત્તાને પણ રાજા ચિત્રમાં આલેખેલી જુવે છે. બંને નાયિકાઓ રાણીના અંતઃપુરમાં રહે છે.

સ્વપ્નવાસવદત્તામાં મહારાણી પદ્માવતી શિરોવેદનાથી પીડાય છે ત્યારે પરિજનો તેને અનેક ઉપચાર કરે છે. પદ્માવતી પલ્લવશયન રચાવી ત્યાં સુવે છે અને રાજા ત્યાં આવે છે ત્યારે વાસવદત્તાનો સમાગમ પામે છે, એ કંઇક ઓછા રસનો પ્રસંગ, શાકુન્તલમાં શકુન્તલાની પ્રમવેદના, સખીઓના ઉપચાર, રાજાનું ત્યાં આવવું, શકુન્તલાનું પુષ્પશયન, તેનું વર્ણન, બન્નેનો સમાગમ વગેરે પ્રસંગની સાથે મળતો આવે છે એટલું જ નહીં, પરંતુ શાકુન્તલનો પ્રસંગ કંઇક અપૂર્વ રસથી ભરેલો લાગે છે.

સ્વપ્નવાસવદત્તામાં જેવું તપોવનવર્ણન છે, તેવું જ શાન્ત પવિત્ર

અને હરિણાદિ પાળેલાં વિશ્રબ્ધ પ્રાણીઓવાળું તપોવન શાકુન્તલમાં ચીતર્યું છે. સ્વપ્નવાસવદત્તામાં વાસવદત્તાનો વિયોગ થતાં ઉદયનની જેવી વિરહદશા વર્ણવી છે, તેવી જ દશા શકુન્તલાના વિયોગથી દુષ્યન્તની વર્ણવી છે. સ્વપ્નવાસવદત્તામાં ચોથા અંકમાં રાજા, પદ્માવતી, વાસવદત્તા, ચેટી, વિદૂષક વગેરે પ્રમદવનમાં મળે છે, ત્યાં રાજા વાસવદત્તાના વિરહદુઃખનું વિદૂષકને નિવેદન કરે છે, તેવો જ પ્રસંગ વિક્રમોર્વશીયમાં અને માલવિકાગ્નિમિત્રમાં પ્રમદવનમાં ચીતર્યો છે અને બંનેમાં ચેટી વિદૂષકને શોધતી શોધતી આવે છે. બંનેમાં વસંતક વિદૂષકનું પાત્ર એક જ સરખું અને સરખા સ્વભાવવાળું છે. સ્વપ્નવાસવદત્તામાં ભ્રમર વિદૂષકને પીડે છે ત્યારે શાકુન્તલમાં શકુન્તલાને પીડે છે. અહીં રાજા વાસવદત્તા સંબંધી વિષાદ, આંખમાં પુષ્પરજના નિમિત્તથી પટરાણી પદ્માવતીથી છુપાવે છે, ત્યારે વિક્રમોર્વશીયમાં અને માલવિકાગ્નિમિત્રમાં પણ રાજા નાયિકા પ્રત્યેનો પ્રેમ છુપાવે છે. સ્વપ્નવાસવદત્તામાં પદ્માવતી રાજાને વાસવદત્તા પુનઃ અર્પે છે, ત્યારે વિક્રમોર્વશીયમાં કાશીરાજપુત્રી ઉર્વશી અર્પે છે. સંક્ષેપમાં કહીએ તો રાજા, નાયિકા, ઉપનાયિકા, વિદૂષક અને ચેટી એટલાં પાત્રોથી સ્વપ્નવાસવદત્તામાં ભાસ કવિ જે રસ જમાવી શક્યા નથી, તે રસ કાલિદાસે એટલાં જ પાત્રોથી માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીયમાં જમાવી બતાવ્યો છે.

**અવિમારક.**

અવિમારકમાં રાજા કુન્તિભોજની પુત્રી કુરંગીને ઉદ્યાનમાં ઉન્મત્ત હાથીનાથી બચાવે છે અને તે વખતથી નાયકનાયિકા વચ્ચે ઉદ્યાનમાં પ્રીતિની ગાંઠ બંધાય છે, ત્યારે વિક્રમોર્વશીયમાં રાજા ઉર્વશીને કેશી દાનવના ત્રાસથી બચાવે છે અને શાકુન્તલમાં રાજા શકુન્તલાને ભ્રમરના ઉપદ્રવથી બચાવે છે, તે વખતે બન્ને નાયક અને નાયિકાઓ વચ્ચે પરસ્પર પ્રીતિ બંધાય છે.

સ્વપ્નવાસવદત્તામાં ઉદયન અને વાસવદત્તા વચ્ચે વીણા શીખવતાં પ્રેમની ગાંઠ બંધાય છે, ત્યારે માલવિકાગ્નિમિત્રમાં માલવિકાનું નૃત્યકૌશલ્ય જોતાં નાયક નાયિકાનો પ્રેમ બંધાય છે.

આ પ્રમાણે પ્રીતિનું બીજ રોપાવાના પ્રસંગો આ ત્રણે નાટકોમાં સરખા જોવામાં આવે છે. અવિમારકમાં પ્રેમ થયા પછી રાજા કુરંગીને મધ્યરાત્રે રાજમહેલમાં મળે છે, ત્યારે વિક્રમોર્વશીયમાં પ્રીતિ થયા પછી નાયિકા નાયકને તેના રાજમહેલમાં મળે છે અને શાકુન્તલમાં નાયક નાયિકાના આશ્રમમાં મળે છે. અવિમારકમાં ઋષિશાપને લીધે નાયક અધોગતિ પામી નાયિકાના નગરમાં આવી રહે છે, ત્યારે વિક્રમોર્વશીયમાં નાયિકા ભરતમુનિના શાપથી અધોગતિ પામી મૃત્યુલોકમાં આવી રાજાની સાથે પ્રેમબંધનથી જોડાય છે અને શાકુન્તલમાં શકુન્તલા પણ દુર્વાસાના શાપથી દુઃખિત થાય છે; તેમ માલવિકા પણ સિદ્ધના વચનથી એક વર્ષ અજ્ઞાત ચર્યામાં રહે છે. અવિમારકમાં રાજમંદિરનું જેવું ભવ્ય વર્ણન છે, તેવું વિક્રમોર્વશીયમાં પણ રાજમહેલનું અને રાજવૈભવનું વર્ણન છે. અવિમારકમાં નાયકનાં જાતિ કુલાદિકનો નિર્ણય કરવો પડે છે, ત્યારે શાકુન્તલમાં શકુન્તલાનાં જાતિ કુલાદિકનો નિર્ણય કરવો પડે છે. તે જ પ્રમાણે માલવિકામાં પણ છે. અવિમારકમાં પુત્રીના વિવાહ સંબંધી ચિંતાનો અને તેને વગાવવાનો વ્યાવહારિક પ્રસંગ મુકયો છે, તેવા જ પ્રકારનો સાંસારિક પ્રસંગ શાકુન્તલમાં છે. અવિમારકમાં બીજા અંકમાં, વિદૂષક અને ચેટીના પ્રસંગમાં ચેટી વિદૂષકને છેતરે છે, તે જ પ્રસંગની સંપૂર્ણ છાયા, બીજા અંકમાં વિક્રમોર્વશીયમાં વિદૂષક અને ચેટાના પ્રસંગમાં તથા માલવિકાગ્નિમિત્રમાં પણ જોવામાં આવે છે. ત્યાં પણ ચેટી વિદૂષકને છેતરી જાય છે. અવિમારકના ત્રીજા અંકમાં પ્રેમવશ થયેલો રાજા પોતાની વિરહાવસ્થા દર્શાવે છે, ત્યાં ધાત્રી અને નલિનિકા આવે છે અને કુરંગીની સમાન વિરહાવસ્થા દર્શાવે છે, અને રાજકન્યાને કેવી રીતે મળવું તત્સંબંધે રાજા

વિદૂષક સાથે વિચાર કરે છે; તેવી જ રીતે વિક્રમોર્વશીયમાં બીજા અંકમાં રાજા વિદૂષક, ઉર્વશી, ચિત્રલેખા વગેરે ઉદ્યાનમાં આવે છે અને ઉર્વશીની સમાન પ્રીતિ અને વિરહાવસ્થાનું પત્રદ્વારા રાજાને સૂચન કરવામાં આવે છે. એવી જ રીતનો પ્રસંગ શાકુન્તલના ત્રીજા અંકમાં અને માલવિકાગ્નિમિત્રમાં પણ લીધેલો છે. અવિમારકમાં ત્રીજા અંકમાં રાજા ગુપ્ત વેશે રાજકન્યાને મળે છે અને નલિનિકા બન્નેનો સમાગમ કરાવે છે, તેવી જ રીતે વિક્રમોર્વશીયના ત્રીજા અંકમાં ઉર્વશી ગુપ્તવેષે રાજાને રાજભવનમાં મળે છે અને ચિત્રલેખા યુક્તિથી બન્નેને ભેગાં કરે છે. અવિમારકમાં ચોથા અંકમાં રાજાનો અને નાયિકાનો પુનઃ વિયોગ થાય છે, વિરહદુઃખથી ગાંડા જેવો બની ગયેલો રાજા વનમાં ભટકે છે અને પ્રાણ ત્યાગ કરવા તત્પર થાય છે, તેવામાં એક વિદ્યાધર તેને પુનઃ સંયોગ કરાવનારી વીંટી આપે છે, જેથી તે અદૃશ્ય થઇ શકે છે અને પુનઃ નાયિકાને મળે છે. તે જ પ્રમાણે વિક્રમોર્વશીયના ચોથા અંકમાં ઉર્વશી અદૃશ્ય થઇ જવાથી વિયોગમાં ઉન્મત્ત જેવો રાજા વનમાં ભટકે છે અને આકાશવાણીથી મળેલો પાર્વતીનો ચરણરાગમણિ બન્નેનો પુનઃ સમાગમ કરાવે છે. શાકુન્તલમાં અને માલવિકાગ્નિમિત્રમાં પણ નાયક અને નાયિકાનો પુનઃ સમાગમ કરાવનાર વીંટી જ છે. અવિમારકમાં (તિરસ્કરિણી) ગુપ્ત રહેવાની વિદ્યાનું જે સામર્થ્ય નાયક નાયિકાના મેળાપમાં સહાયભૂત થાય છે, તેવું જ વિક્રમોર્વશીયમાં પણ છે. આકાશમાર્ગમાંથી નીચે દેખાતી પૃથ્વીના સૃષ્ટિસૌન્દર્યનુ જેવું વર્ણન અવિમારકના ચોથા અંકમાં કરવામાં આવ્યું છે, તેવું જ વર્ણન કાલિદાસે શાકુન્તલના સાતમા અંકમાં તથા રઘુવંશના તેરમા સર્ગમાં આપેલું છે.

અવિમારકના પાંચમા અંકમાં—અવિમારક વિરહદશામાં કરુણાવસ્થા અનુભવતી કુરંગીને જોઇ જે વર્ણન કરે છે, તે છઠ્ઠા અંકમાં વિયોગિણીની દશામાં રહેલી શકુન્તલાના દુષ્યન્તે કરેલા વર્ણનને અને પ્રસંગને સર્વથા મળતું છે.

છઠ્ઠા અંકમાં—સૌવીરરાજ પોતાનો પુત્ર આટલા દિવસ ક્યાં અદૃશ્ય હતો તેનું વૃત્તાન્ત સાંભળે છે અને તેને પુનઃ મળે છે. નારદ, કુંતિભોજને ત્યાં આવે છે અને વિવાહ મંગળ તથા આશીર્વાદ સાથે નાટકનો અંત આવે છે. તેજ પ્રમાણે વિક્રમોર્વશીયમાં પણ આયુનો, રાજાનો અને ઉર્વશીનો મેળાપ થાય છે, આયુનો વૃત્તાન્ત નિવેદિત થાય છે, નારદ ત્યાં આવે છે અને આશીર્વચન, તથા આયુના અભિષેકની સાથે વિક્રમોર્વશીય પણ સમાપ્ત થાય છે.

આ પ્રમાણે મહાકવિ ભાસનાં અને મહાકવિ કાલિદાસનાં નાટકોમાં મળતા આવતા મુખ્ય મુખ્ય પ્રસંગો મેં તારવા કાઢ્યા છે, પરંતુ એ સિવાય - ઝીણા ઝીણા ઘણા પ્રસંગો પણ છુટા છવાયા જોવામાં આવે છે, જે વિસ્તાર ભયથી આપી શકાયા નથી.

આ બંને કવિનાં નાટકોના પ્રસંગોમાં જેટલું મળતાપણું છે, તેટલું જ મળતાપણું તેમની ભાષામાં અને વિચારોમાં પણ જણાય છે અને પ્રસંગોના કરતાં પણ વધારે લક્ષ ખેંચે તેવું છે, માટે તેના થોડા દાખલાઓ નીચે આપીશું.

નાટકનો પ્રારંભ કરવાની ભાસ અને કાલિદાસની પદ્ધતિ બહુધા સરખી છે. ભાસ પોતાનાં લગભગ બધાં નાટકોનો આરંભ નીચે પ્રમાણે કરે છે.

**સૂત્રધારઃ**—एवमार्यमिश्रान् विज्ञापयामि—अये किंनु खलु मद्विज्ञापना-
ऽव्यग्रे शब्द इव श्रूयते। भवतु विज्ञातम्—स्वप्नवासवदत्ता.

**સૂત્રધારઃ**—यावदिदानीम् आर्यमिश्रान् विज्ञापयामि * * * *
अये किंनु खलु मद्विज्ञापनानंतरं कुररीणामिव आकाशे-
शब्दः श्रूयते * * भवतु ज्ञातम्—વિક્રમોર્વશીય.

**પ્રતિમા નાટક.**

**સૂત્રધારઃ**—( नेपथ्याभिमुखमवलोक्य ) आर्ये इतस्तावत्।
**નટી**—आर्य इयमस्मि।

सूत्रधारः-इममेव इदानीं शरत्कालमधिकृत्य गीयतां तावत्।
नटी-आर्य तथा ( गायति )।
सूत्रधारः-अस्मिन् हि काले

चरति पुलिनेषु हंसी काशांशुकवासिनी सुसंहृष्टा।
मुदिता नरेन्द्रभवने त्वरिता प्रतिहाररक्षीव॥

શાકુન્તલ.

सूत्रधारः-( नेपथ्याभिमुखमवलोक्य ) आर्ये यदि नेपथ्यविधानं अवसितम् इतस्तावदागम्यताम्।
नटी-आर्यपुत्र इयमस्मि।

* * * * * *

सूत्रधारः-* * * तदिममेव तावदचिरप्रवृत्तमुपभोगक्षमं ग्रीष्मसमयमधिकृत्य गीयतां। संप्रति हि-
सुभगसलिलावगाहाः पाटलसंसर्गसुरभिवनवाताः। ઇત્યાદિ.
नटी-तथा ( इति गायति )।
सूत्रधारः-* * *

तवास्मि गीतरागेण हारिणा प्रसभं हृतः।
एष राजेव दुष्यन्तः सारंगेणातिरंहसा॥
कालक्रमेण जगतः परिवर्तमाना।
चक्रारपंक्तिरिव गच्छति भाग्यपंक्तिः। સ્વપ્નવાસવદત્તા.
कस्यात्यंतं सुखमुपनतं दुःखमेकान्ततो वा।
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण—મેઘદૂત.
विस्रब्धं हरिणाश्चरन्त्यचकिता देशागतप्रत्ययाः।

તપોવનવર્ણન. સ્વપ્નવાસવદત્તા-અંક ૧.

विश्वासोपगमादभिन्नगतयः शब्दं सहंते मृगाः। શાકુન્તલ.
सकाम इदानीमार्ययौगन्धरायणो भवतु। સ્વપ્નવાસવદત્તા-પા. ૧૨
काम इदानीं सकामो भवतु-શાકુન્તલ.

गच्छतु भवान् पुनर्दर्शनाय–સ્વપ્નવાસવદત્તા. ૧૬
गम्यतां पुनर्दर्शनाय–વિક્રમોર્વશીય.

विदूषकः–कस्यापि नाख्यास्यामि एषा संदष्टा मे जिह्वा–સ્વપ્નવાસવદત્તા–૪૦
विदूषकः–एवं मया नियंत्रिता जिह्वा, यद्भवतोपि सहसा प्रतिवचनं न ददामि
વિક્રમોર્વશીય અંક ૨

राजा–पद्मावती बहुमता मम यद्यपि रूपशीलमाधुर्यैः।
वासवदत्ताबद्धं न तु तावन्मे मनो हरति–સ્વપ્નવાસવદત્તા. ૫।૦૪૧
राजा–उर्वशीगतमनसोपि मे स एव देव्यां बहुमानः। વિક્રમોર્વશીય અંક ૨

આ પ્રમાણે વિચારોનું અને વાક્યોનું મળતાપણું એટલું બધું છે કે, તેનો અત્રે ઉતારો આપતાં ઘણી જગા રોકાય તેમ છે, માટે માત્ર થોડા દાખલા અહીં આપ્યા છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે આ બંને મહાકવિઓનાં નાટકોમાં ભાષાની, વિચારોની, પ્રસંગોની, અને ઘણે સ્થળે શબ્દ રચનાની પણ સમાનતા જોવામાં આવે છે. સ્વપ્નવાસવદત્તામાં અને અવિમારકમાં, ભાસ કવિએ જે જે પ્રસંગો લીધા છે, તેમાંના ઘણા ખરા પ્રસંગોને કાલિદાસે પોતાનાં ત્રણે નાટકોમાં વહેંચી નાંખી, પોતાની કળાની શ્રેષ્ઠતા બતાવી આપી છે. આ ઉપરથી એમ માનવાનું કારણ નથી કે, કાલિદાસને ભાષાની, વિચારોની, પ્રસંગોની અને કલાવિધાનની પોતાનામાં ન્યૂનતા લાગી હશે તેથી તેમણે ભાસની કાવ્યસામગ્રી લઇ પોતાનાં નાટકોની રચના કરી હશે. એમ માનવું એ કાલિદાસ જેવા કવિની સર્વગ્રાહી બુદ્ધિને અન્યાય કરવા જેવું કહેવાય. જેમ એક ચિત્રકાર, અમુક પ્રસંગનું એક સુંદર ચિત્ર ચીતરી લોકરુચિને આકર્ષતો હોય, તેના ઉપર પોતાની કળાની શ્રેષ્ઠતા બતાવવાને માટે બીજો વધારે કુશળતાવાળો ચિત્રકાર, એ જ પ્રસંગ લઇ એવું જ ચિત્ર આલેખી વધારે વિજયી થવાનો પ્રયત્ન કરે, તેવો જ પ્રયત્ન કાલિદાસનો જોવામાં આવે છે. ભાસની સાથે

સ્પર્દ્ધામાં ઉતરી, એમનાં શ્રૃંગાર પ્રધાન નાટકો ઉપર વિજય મેળવવાને માટે, કાલિદાસે જુદે જુદે સ્થળે લગભગ એવા જ પ્રસંગો લઇ વાણીની, કલાવિધાનની અને રસની સંપૂર્ણતા કેવી હોય તે બતાવી આપ્યું છે, અને એ બન્ને કવિઓનાં નાટકો ધ્યાનપૂર્વક વાંચતાં આપણને એમ લાગે છે કે, ભાષામ , મનોહર પદરચનામાં, કલાવિધાનમાં, કલ્પનાશક્તિમાં, હૃદયોના ઉંડા મર્મ સમજવામાં અને સમજાવવામાં, મૃદુમૃદુ પરિહાસમાં, વચન ચાતુર્યમાં, અને એકંદર રીતે કહીએ તો કાવ્યના સમગ્ર ગુણોમાં કાલિદાસ ભાસના કરતાં ચઢે છે. ભાસનુ સુવર્ણ છે, ત્યારે કાલિદાસનું કુન્દન છે, અને બંને કવિના સમયમાં જેટલું અંતર છે, તે લક્ષમાં લેતાં આટલો ભેદ હોય એમ પણ સંભવિત લાગે છે. આમ છતાં પણ ભાસનામાં એક વિશેષ છે. સંસ્કૃતસાહિત્યમાં શૃંગારરસને ખીલવવામાં કાલિદાસનું સ્થાન પ્રથમ છે, અને કરુણારસને મૂર્તિમાન્ કરવામાં ભવભૂતિ અદ્વિતીય છે; તે જ પ્રમાણે વીરરસ જમાવવામાં ભાસકવિ સર્વોત્તમ છે. કાવ્યના રસોમાંથી શૃંગાર, વીર અને કરુણા એ ત્રણે રસ, જેમ આ ત્રણ મહા કવિઓએ પોતાના ખાસ વિષય તરીકે વહેંચી લીધા હોય તેમ છે. સંસ્કૃત સાહિત્ય તરફ દૃષ્ટિ કરતાં ભાસ, કાલિદાસ, ભવભૂતિ અને બાણનાં સ્થાન ખાલી લાગે છે. આ ત્રણે કવિઓએ એકેક રસ સિદ્ધ કરી લીધો છે, ત્યારે બાણે સર્વ રસોમાં પોતાની મધ્યમતા બતાવી છે. આ ઉપરથી જો આપણે એમ કહીએ કે—

कालिदासस्तु श्रृंगारे भासो वीरे विशिष्यते ।
करुणे भवभूतिश्च बाणः सर्वेषु मध्यमः ॥

તો એમાં અતિશયોક્તિ અથવા અન્યાય જેવું લાગે તેમ નથી. કાલિદાસે સર્વે રસો કેળવવા છતાં શૃંગારમાં પોતાની શ્રેષ્ઠતા બતાવી છે. ભવભૂતિએ શૃંગાર, વીર અને કરુણા સ કેળવ્યા છે, તેમ છતાં કરુણારસમાં એ અદ્વિતીય છે; તેમ ભાસ વીર રસમાં

શ્રેષ્ઠ છે એમ કહેવું પડે છે. ભવભૂતિ, મહાવીરચરિતમાં જે વીરરસ કેળવી શક્યા નથી; તે રસ ભાસે પોતાનાં, દૂતઘટોત્કચ, દૂતવાક્ય, કર્ણભાર વગેરે નાટકોમાં સંપૂર્ણ રીતે કેળવી બતાવ્યો છે. પાત્રોની યોગ્યતા સંપૂર્ણ રીતે સાચવીને ભાસે એ નાટકોમાં વીરરસ એવી રીતે પૂર્યો છે કે, વાંચનારની આસપાસ એ રસનું વાતાવરણ સહ-જવારમાં ઉપસ્થિત થાય છે. આ પ્રમાણે શૃંગાર અને કરુણરસને કેળવનાર કાલિદાસ અને ભવભૂતિની વચ્ચે વીરરસને કેળવનાર કવિનું સ્થાન ખાલી લાગતું હતું, તે ભાસે ક્યારનુંએ પૂર્યું હતું એમ જણાઇ આવે છે.

આગળ જે જે વિષયોની ચર્ચા કરી છે, તે ઉપરથી તથા ભાસ કવિનાં નાટકોનું એકંદર અવલોકન કરતાં અને તેમાંથી મળી આવતાં આછાં આછાં આંતર પ્રમાણોની ઇતિહાસની સાથે એકવા-ક્યતા કરતાં, મહાકવિ ભાસ, ચન્દ્રગુપ્તના સમયમાં એટલે ઇ. સ. પૂર્વે ત્રીજા શતકના અંત સુધીમાં થયા હોવા જોઇએ એ અનુમાન વધારે સકારણ લાગે છે, અને એમની તથા કાલિદાસની વચ્ચે ઘણું ઘણું તો ૧૦૦ થી ૧૫૦ વર્ષનું અંતર હશે એમ કલ્પી શકાય છે.

જો આ અનુમાન ખરું માનીએ તો કાલિદાસનો સમય ઇ. સ. પૂર્વે ૧૭૦ નો એટલે પુષ્પમિત્રના રાજ્ય સમયનો કલ્પી શકાય. કાલિદાસ ઇ. પૂર્વે પહેલા શતકમાં થયા હતા, એમ હાલ કેટલાએક વિદ્વાનોનું માનવું છે, એટલે ઇ. સ. પૂર્વે પહેલું શતક અને ઇ. સ. પૂર્વે ૧૭૦ માં ઝાઝો ફરક રહેતો નથી. ભાસ અને કાલિદાસ વચ્ચે લગભગ ૧૦૦–૧૫૦ વર્ષનું અંતર હશે એમ માનીએ તો સૌમિલ્લાદિ જે કવિઓનાં નામ કાલિદાસે આપ્યાં છે, તે એ ગાળામાં થઇ પ્રસિદ્ધિ પામ્યા હશે. એમના કોઇ પણ ગ્રંથ હયાતીમાં નથી આવ્યા, એટલે એમના સંબંધમાં માત્ર આવું અનુમાન જ બાંધી શકાય તેમ છે.

**૧૦ કાલિદાસ અને અગ્નિમિત્ર. ઇ. સ. પૂર્વે ૧૭૦.**

આપણા સંસ્કૃત કવિઓનો બહુધા એવો કંઇક સંપ્રદાય છે કે, તેઓ પોતાના આશ્રયદાતાના સંબંધમાં કોઇ પણ પ્રકારનો ઉલ્લેખ કરે છે, અથવા તો તેની કોઇ કોઇ વખતે સારી પ્રશંસા પણ કરે છે. મહાકવિ ભાસે પણ પોતાના આશ્રયદાતા રાજાનો નામથી નિર્દેશ ન કરતાં, તેને ભરત વાક્યો વગેરેમાં અનેક પ્રકારનાં આશીર્વચનો અને પ્રશંસાનાં વચનો કહ્યાં છે. આવી જ પદ્ધતિ બાણ આદિ રાજ્યાશ્રિત કવિઓની જોવામાં આવે છે. કાલિદાસ પણ રાજ્યાશ્રિત કવિ હતા, એમ પરંપરાથી મનાતું આવ્યું છે, તો એમણે પોતાના આશ્રયદાતા રાજાના સંબંધમાં કંઇ પણ ન લખતાં કેવળ મૌન શા માટે ધાર્યું હશે? કાલિદાસ, પોતાના આશ્રયદાતા પ્રત્યે આટલી બધી અગુણજ્ઞતા બતાવે, એ સહજ પણ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેમ છે.

કાલિદાસ, ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં વિક્રમના દરબારમાં થયા હતા, એમ હાલમાં માનવામાં આવે છે, અને પૂર્વે પણ એમ જ મનાતું હતું, એવું આપણે જાણીએ છીએ; પરંતુ એમ માનવામાં આપણી પાસે થોડાં સાધન છે. કાલિદાસે વિક્રમોર્વશીયમાં પુરૂરવને બદલે વિક્રમ એવો બે અર્થવાળો શબ્દ વાપર્યો છે અને નાટકમાં એકાદ ઠેકાણે પરાક્રમ શબ્દ ન વાપરતાં વિક્રમ ( પરાક્રમ ) શબ્દ વાપર્યો છે. આ સિવાય એ કવિનો વિક્રમ સાથે કંઈ બીજો સંબંધ જણાતો નથી. એટલે એ વિક્રમના આશ્રિત કવિ હતા એમ માનતાં લગાર અટકવું પડે છે! વળી ઇતિહાસ પ્રત્યે દૃષ્ટિ કરતાં ઇ. સ. પૂર્વે ૫૬ માં વિક્રમ નામે કોઇ રાજા થયો નથી, એમ જણાય છે; આથી કાં તો એમ માનવું પડે કે, કાલિદાસ ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં થયા હશે, પણ એમને વિક્રમની સાથે કંઇ સંબંધ નહીં હોય; અથવા તો એમ માનીએ કે, એ વિક્રમના આશ્રિત હતા, તો ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં નહી થયા હોય, પણ કદાપિ ગુપ્તવંશના

વિક્રમાદિત્યના સમયમાં થયા હશે. ગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં એ થયા હતા, એમ હાલ જે કંઇ નિર્ણય થયો છે તે ઉપરથી માની શકાતું નથી, તેમ ભાસની અને કાલિદાસની વચ્ચે લગભગ ૫૦૦—૬૦૦ વર્ષ જેટલું અંતર પણ સંભવતું નથી. નાહપાણ શક રાજાને હરાવી કહાડનાર ગૌતમીપુત્ર શાતવાહન આ વિક્રમાદિત્ય હશે, એમ માનતાં પણ કાલિદાસનો અને એનો સંબંધ ઘટાવી શકતો નથી, તેમ એ બંનેના સમયમાં ઘણું અંતર પડે છે; આથી અવશેષ માત્ર એટલું જ રહે છે કે, કાલિદાસ ઇ. સ. પૂર્વે પેહેલા શતકમાં થયા હતા, પણ વિક્રમના દરબાર સાથે એમને કંઇ સંબંધ નહીં હોય, કારણ કે તે વખતે વિક્રમ નામે રાજા થયો ન હતો.

धन्वंतरिक्षपणकानरसिंहशंकुः ।

એ શ્લોક કાલિદાસ અને વિક્રમનો સંબંધ બતાવે છે, પરંતુ તે કોઇ પાછળથી થયેલા કાલિદાસને માટે હોય એમ લાગે છે. ભાસની જેને સ્પર્દ્ધા થઇ હતી, તે રઘુ શાકુન્તલ આદિના કર્તા કાલિદાસને માટે નહીં. આ પ્રમાણે જોતાં કાલિદાસ અને વિક્રમનો સંબંધ કંઇક સંદિગ્ધ થઇ પડે છે. પરંતુ એટલું તો માની શકાય છે કે, કાલિદાસ જેવો મહાકવિ અનાશ્રિત તો નહી જ હોય અને જ્યારે પરંપરાથી એમ મનાતું આવ્યું છે કે એ રાજ્યાશ્રિત કવિ હતા, ત્યારે કાલિદાસને આશ્રય આપનાર કોણ? એ પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. આ આશ્રયદાતા માલવિકાગ્નિમિત્રનો નાયક અગ્નિમિત્ર હશે એમ મને લાગે છે.

કાલિદાસ ઇ૦ સ૦ ત્રીજાથી છઠ્ઠા સૈકામાં નહીં પરંતુ, ઇ૦ સ૦ પૂર્વે પહેલા સૈકામાં થઇ ગયા હતા એ બહુમાન્ય મત, મે મારા વિક્રમોર્વશીયમાં સ્વીકારી તેનું પ્રતિપાદન કરેલું છે, પરંતુ એમનો વિક્રમ સાથેનો જે સંબંધ મને એ વખતે સંભવિત લાગતો હતો, તે અત્યારે નવા વિચારની શ્રેણીથી જોતાં કંઇક સંદિગ્ધ જેવો લાગે

છે. આથી એ પ્રશ્નની બંને બાજુના વિચારો વિદ્વાનોની આગળ મૂકવાથી એ બાબતનો વધારે સારો નિર્ણય થવાનો સંભવ છે. ઇ૦ સ૦ પૂર્વે પહેલા શતકમાં થયેલા કાલિદાસના વખતમાં વિક્રમ નામે કોઇ રાજા થયાની ઇતિહાસ ના પાડે છે, એટલે ઇતિહાસના બલવત્તર પ્રમાણુ આગળ લોકકથાના પ્રમાણુથી એ બંનેનો સંબંધ સ્વીકારતાં સહજ અટકવું પડે છે. વિક્રમોર્વશીય નાટકના નામપરથી લગાર તાણીતોશીને બંધબેસતો કરવો પડે એવો એ બંનેનો સંબંધ કંઇક ઓછા મહત્વવાળો લાગે છે, કારણુ કે કાલિદાસ જેવા ગુણજ્ઞ કવિએ, જ્યારે પોતાના નિવાસસ્થાન ઉજ્જયિની, વિદિશા, માલવા, દશાર્ણ, વગેરે ઉપરનો પોતાનો પ્રેમ સ્થળે સ્થળે પ્રદર્શિત કર્યો છે, ત્યારે પોતાના આશ્રયદાતા પ્રત્યેની ઉપકારબુદ્ધિ તે આવી સંદિગ્ધ રચનામાં—અને તે પણુ આટલા સક્ષેપમાં—સૂચવે, એ માનવામાં આવતું ન જો વિક્રમોર્વશીયમાં વિક્રમની પ્રશસ્તિનો ઉદ્દેશ હોય, તો તેને કોઇ વધારે સારા અને સ્ફુટ સ્વરૂપમાં એ મૂક્યા વિના રહે નહી. જ્યારે વિક્રમની પ્રશંસામાં કાલિદાસે આમ એક શબ્દ પણુ લખ્યો નથી, ત્યારે અગ્નિમિત્રની એમણે જોઇએ તેટલી પ્રશસા કરી છે, જે માલવિકાગ્નિમિત્ર જોતાં સ્પષ્ટ જણાઇ આવે છે. આ પ્રમાણે કાલિદાસ અને વિક્રમના સંબંધ કરતાં, કાલિદાસ અને અગ્નિમિત્રનો સંબંધ વધારે સ્પષ્ટ જણાવાથી માનવા જેવો લાગે છે, અને તેને નીચે દર્શાવેલા કેટલાંએક કારણો પુષ્ટ પણુ આપે છે.

(૧) કાલિદાસે જ્યારે કવિ તરીકે પોતાના જીવનનો આરંભ કર્યો, ત્યારે મહાકવિ ભાસનાં નાટકોએ લોકવૃત્તિને પોતાની તરફ ખેંચી ઘણી સારી પ્રતિષ્ઠા મેળવી હતી, એમાં તો શંકા રાખવાનું પ્રયોજન નથી, કારણુ કે કાલિદાસે પોતાના પ્રથમ નાટક માલવિકાગ્નિમિત્રમાં એવા જ અર્થને સૂચવતો ઉલ્લેખ કરેલો છે. ભાસના લેખ તરફ વળેલી લોકવૃત્તિને પોતાની તરફ પાછી વાળી, પોતાની પ્રતિષ્ઠાને સ્થાપિત કરવાનું કાર્ય કાલિદાસને ઘણું વિષમ લાગ્યું હશે,

એમ પણ આપણે એમનાં વચનો ઉપરથી અનુમાન કરી શકીએ તેમ છે. શૃંગવંશના રાજાઓ નાટકોના ઘણા શોખીન હતા, એમ આપણે ઇતિહાસ ઉપરથી જાણી શકીએ છીએ, એટલે ભાસનાં નાટકોના પુષ્પમિત્રના વખતમાં પ્રયોગ થતા હશે અને તે વખતે બીજું નાટ્યસાહિત્ય અસ્તિત્વમાં ન હોવાથી, લોકવૃત્તિ માત્ર ભાસનાં નાટકોની તરફ જ વળી હશે. આ લોકરુચિને પોતાની તરફ વાળવાને માટે કાલિદાસે અગ્નિમિત્રને નાયક કલ્પી લખેલું પોતાનું પ્રથમ નાટક માલવિકાગ્નિમિત્ર રંગભૂમિપર આણ્યું હતું એમ માનવામાં તો શંકા કરવાનું કારણ નથી.

नाटकं ख्यातवृत्तं स्यात् એવા કંઇ નિયમને અનુસરીને આપણા કવિઓનો બહુધા એવો સંપ્રદાય જણાય છે કે, તેઓ પોતાનાં નાટકોના નાયકોને સુપ્રસિદ્ધ પુરાણકથાઓમાંથી પસંદ કરે છે. આ નિયમનું ક્વચિત્ જ કોઇ કવિઓ ઉલ્લંઘન કરતા જોવામાં આવે છે. ભાસે પણ પોતાનાં નાટકોમાં પુરાણ પ્રસિદ્ધ નાયકોની યોજના કરેલી જણાય છે અને એ જ જાતની પ્રવૃત્તિ પાછળના કવિઓની પણ જોવામાં આવે છે. ભાસ જેવા કવિનાં નાટકોની સ્પર્દ્ધા કરી પોતાની પ્રતિષ્ઠા બેસાડવાના પ્રથમ પ્રયત્નમાં, સુપ્રસિદ્ધ પુરાણ નાયક ન લેતાં, અગ્નિમિત્ર જેવા ઇતિહાસમાં લેશપણ મહત્વ અને ખ્યાતિ નહીં પામેલા માત્ર યુવરાજને પોતાના પહેલા નાટકના નાયક તરીકે કાલિદાસે શા માટે પસંદ કર્યો હશે, એ વિચારવા જેવો પ્રશ્ન છે. અગ્નિમિત્ર પુરાણાદિકમાં લગાર પણ પ્રસિદ્ધ નથી એના પિતા પુષ્પમિત્રના સંબંધમાં ઐતિહાસિક વૃત્તાન્ત એટલો જ મળી આવે છે કે, એણે બૃહદ્રથ નામે મૌર્યવંશના છેલ્લા રાજાને મારી પાટલીપુત્રનું રાજ્ય પોતાને તાબે કર્યું હતું. ગ્રીક લોકોના હુમલાને પાછો વાળી વિદર્ભ તથા ખરવેલને હરાવ્યા હતા તથા રાજસૂય યજ્ઞ કર્યો હતો. આ સિવાય શૃંગવંશના રાજાઓની વધારે હકીકત ઇતિહાસમાં

જણાતી નથી. જે વખતે પુષ્પમિત્ર ગાદી ઉપર હતો, તે વખતે અગ્નિમિત્ર યુવરાજ હતો અને દશાર્ણ તથા માલવા વગેરે પ્રદેશો ઉપર રાજ્યપ્રતિનિધિ (ગવર્નર) તરીકે રાજ્ય કરતો હતો. એની રાજધાની વિદિશામાં હતી પરંતુ આખું રાજ્ય પુષ્પમિત્રના હાથમાં હતું.

કાલિદાસે, આ યુવરાજ અગ્નિમિત્રને પોતાના પ્રથમ નાટકનો નાયક કલ્પી માલવિકાગ્નિમિત્ર વિદિશામાં ભજવાવ્યું હતું એમ દર્શાવ્યું છે. ભાસની સાથે સ્પર્ધા કરવામાં, કોઇ મહાન્ નાયકને ન યોજતાં કવિએ આ કુમારને નાયક કલ્પ્યો અને નાટકનો પ્રથમ પ્રયોગ એની રાજધાની વિદિશામાં કરાવ્યો, એ સ્પષ્ટ બતાવી આપે છે કે, એ કવિને પ્રથમ આશ્રય એ યુવરાજ તરફથી મળ્યો હશે અને ભાસની સ્પર્ધામાં ઉતરવાને માટે એમણે નાટકનો પહેલો પ્રયોગ વિદિશામાં કરી પોતાની કીર્તિ સ્થાપવાનો આરંભ કર્યો હશે. જો આમ ન હોય તો અગ્નિમિત્રના ચરિતમાં એવું શું અલૌકિક છે, કે જે ભાસની તરફ વળેલી લોકવૃત્તિને કાલિદાસ તરફ ખેંચવાનું પ્રબળ સાધન થાય ? કાલિદાસે આ માર્ગ લીધો તેનું કારણ એમ જણાય છે કે, એમના વખતમાં અગ્નિમિત્ર વિદિશામાં રાજ્ય કરતો હશે અને ભાસનાં નાટકો રાજ્યાશ્રય નીચે ભજવાતાં હશે, તે એમની તીવ્ર બુદ્ધિથી સાંખી શકાયું નહીં હોય, માટે અગ્નિમિત્ર જેવા અલ્પશ્રુત રાજાને પોતાના નાયક સ્વીકારી માલવિકાગ્નિમિત્ર લખ્યું હશે અને રાજ્યાશ્રય મેળવી રાજાના માનને લીધે અને પોતાના ગુણોને લીધે લોકવૃત્તને પોતાની તરફ વાળી હશે.

(૨) પોતાની તીક્ષ્ણ બુદ્ધિથી પ્રતિષ્ઠા સ્થાપવાનો આવી યુક્તિથી પ્રસંગ સાધ્યા પછી, કાલિદાસે વિક્રમોર્વશીય અને શાકુન્તલ નામનાં બે નાટકો લખ્યાં હતાં. તેમાં પુરુરવ અને દુષ્યન્ત નામના બે પુરાણપ્રસિદ્ધ નાયકો એમણે લીધા છે. આમાં એ પરાપૂર્વના સંપ્રદાયને અનુસર્યા છે, પરંતુ માલવિકાગ્નિમિત્રમાં એ સંપ્રદાયને કોરે મૂકવાનું કારણ એટલું જ હશે કે, અગ્નિમિત્રના નામથી લખાયેલું

નાટક એ રાજા પોતે પણ સદ્‌ભાવપૂર્વક જુવે, બનતો આશ્રય આપે અને પ્રજા પણ રાજાના માનની ખાતર તેને માન આપે અને ધીરે ધીરે લોક અભિપ્રાય પોતાની તરફ વાળતાં, ભાસનાં નાટકો રંગભૂમિ ઉપરથી ખસવા પામે.

અગ્નિમિત્રને નાયક તરીકે પસંદ કરવામાં રહેલો કવિનો આ ગૂઢ આશય, વિક્રમોર્વશીયના પ્રારંભમાં સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. જ્યાં સૂત્રધારના મુખે કવિ કહેવડાવે છે કે,

प्रणयिषु वा दाक्षिण्यात् अथवा सद्वस्तुपुरुषबहुमानात् ।
शृणुत मनोभिरवहितैः क्रियामिमां कालिदासस्य ॥

અહીં સદ્વસ્તુપુરુષ શબ્દ કવિએ ખાસ વાપરેલો લાગે છે; તે જો કે પુરુરવના અર્થમાં લઇ શકાય તેમ છે, તોપણ પટાન્તરે એમ સૂચવે છે કે, આ સદ્‌વસ્તુને આશ્રય આપનાર મહાપુરુષ અગ્નિમિત્રના માનની ખાતર પણ તમે આ કાલિદાસનો પ્રયોગ જુવો. સદ્વસ્તુપુરુષ એ પદમાં રહેલો કવિનો આ આશય તે વખતના પ્રેક્ષકો સારી રીતે સમજી શકતા હશે. કવિનો જો આ આશય ન હોય તો રાજાનું નામ વચ્ચે લાવવાનું કારણ જણાતું નથી.

અગ્નિમિત્રના નામથી પ્રારંભેલા નાટકથી લોકોમાં પહેલે સપાટે વિજય મેળવી શકાશે એમ કવિને ખાત્રી હશે, પરંતુ તેની સાથે–સ્વાભાવિક રીતે જે કંઇ ભય અને સંદેહ એમના મનમાં ઉત્પન્ન થયેલો માલવિકાગ્નિમિત્રમાં જોવામાં આવે છે, તે વિક્રમોર્વશીય વખતે કંઇક ઓછો થઇ ગયો છે અને શાકુન્તલમાં તો તો તદ્દન ઓછો થઇ ગયો છે.

(૩) કાલિદાસે શાકુન્તલ અને વિક્રમોર્વશીયના નાયકોને જૂના પુરાણ નાયકો તરીકે વર્ણવી તેમનામાં આકાશગમન આદિની દૈવી શક્તિ આરોપી છે, અર્થાત્ તેમને અર્ધદિવ્ય પાત્રો તરીકે વર્ણવ્યા

છે, પરંતુ અગ્નિમિત્રના સંબંધમાં તેવું કંઇ જ કર્યું નથી, તેનું કારણ શું ? જો કવિએ એને પૂર્વે થઇ ગયેલા ઐતિહાસિક નાયક તરીકે સ્વીકાર્યો હોત તો, તેનામાં પણ આવું અલૌકિક સામર્થ્ય આરોપી એની મહત્તા વધાર્યા વિના રહેત નહી, પરંતુ તેમ નહીં કરવાનું કારણ સ્પષ્ટ સમજાય તેવું છે. અગ્નિમિત્ર કાલિદાસના વખતમાં યુવરાજ પદે હશે અને એને ઉદ્દેશીને લખેલા નાટકમાં એવી અલૌકિકતા આરોપવાનો અવકાશ ન હોવાથી, એને માત્ર મનુષ્યપાત્ર તરીકે જેવો એ હશે તેવો જ વર્ણવવો પડયો હશે. આ વાત માલવિકાગ્નિમિત્ર જોતાં સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. કાલિદાસે એ નાટકમાં અગ્નિમિત્રને એક પ્રત્યક્ષ રાજા તરીકે વર્ણવ્યો છે એટલું જ નહી, પરંતુ કેટલાએક પ્રસંગો એવી રીતે મૂક્યા છે કે, જાણે કવિએ તે જાતે અનુભવ્યા હોય. વિક્રમોર્વશીય અને શાકુન્તલ વાંચતાં આપણને એમ ભાસ થાય છે કે, કવિ કોઇ પુરાતન રાજાનું એમાં ચરિત વર્ણવે છે. આવો ભાસ માલવિકાગ્નિમિત્ર વાંચતાં થતો નથી, અર્થાત્ આખું નાટક જેમ કવિના સમયના પ્રત્યક્ષ વૃત્તાન્તનું હોય તેવું લાગે છે એટલું જ નહીં, પરંતુ કોઇ કોઇ સ્થળે કવિ જાણે રાજાને સંબોધીને પટાન્તરે વચનો કહેતા હોય તેવું લાગે છે. પ્રારંભના નાન્દીના શ્લોકનું ચોથું ચરણ નીચે પ્રમાણે છેઃ—

सन्मार्गालोकनाय व्यपनयतु स नस्तामसीवृत्तिमीशः । માલવિકાગ્નિમિત્ર.

આ ચરણમાં બેવડા અર્થવાળા શબ્દો યોજી, કવિ જાણે, અંધકારથી આવૃત્ત થયેલી લોકોની વૃત્તિને દૂર કરવાને અને ઉત્તમ નાટક કર્યું છે, તે શોધી કાઢવાને તથા જોવાને માટે રાજાની મદદની પ્રાર્થના કરતા હોય એમ સ્પષ્ટ જણાય છે. અહિં સન્માર્ગના બે અર્થ છે. શુભ માર્ગ અને ઉત્તમ નૃત્ય, સંગીત અને અભિનયવાળો પ્રયોગ. વળી ઇશ શબ્દ પણ રાજા અને ઇશ્વર એમ બેવડા અર્થવાળો છે.

જુવો કાટયવેમની ટીકા—

सन्मार्गालोकनाय इत्यत्र कश्चिन्मार्गाभिनयः प्रतिपाद्यते इति सूच्यते । मार्गो नाम नाट्यविशेषः । तदुक्तम् ।

मार्गो देशीति तद्द्वेधा कथितं नाट्यवेदिभिः
तत्र मार्गो भवेन्नाट्यं नाट्यवेदोक्तलक्षणम् ।

આ નાન્દીમાં સ્પષ્ટાર્થે આશીર્વાદ આપેલો છે અને ગૂઢાર્થથી ઈશ—રાજા, તમારી અંધકારવાળી દ્રષ્ટિને દૂર કરી ઉંચા પ્રકારના આભનય, નૃત્ય અને સંગીતવાળું આ નાટક તમને જેવા પ્રેરો, એવી પ્રાર્થના છે. જો અગ્નિમિત્ર પૂર્વે થઇ ગયેલો નાયક હોય, તો કવિ આવો સ્પષ્ટ ભાવ મુકે નહી. વળી ભાસની સાથેની સ્પર્ધાનાં જે વચનો કાલિદાસે માલવિકાગ્નિમિત્રના પ્રારંભમાં લખેલાં છે તે આ અર્થને પુષ્ટિ આપે છે.

उपदेशं विदुः शुद्धं संतस्तमुपदेशिनः ।
श्यामायते न युष्मासु यः कांचनमिवाग्निषु ॥

એ શ્લોક કવિએ નાટયાચાર્યના મુખે કહેવડાવી રાજાની પરીક્ષણશક્તિની જાણે પ્રત્યક્ષ પ્રશંસા કરી હોય, કે આગ્નમાં જેમ ખરું કાંચન કાળું પડતું નથી, તેમ આપ અગ્નિમિત્ર આગળ પણ ખરૂં હોય તે ઝાંખુ પડતું નથી. કવિએ અગ્નિ શબ્દે આવી જ ઝીણી અને ગૂઢ અર્થવાળી અગ્નિમિત્રની પ્રશસા કરી હોય એમ લાગે છે. જુવો રઘુવંશમાં પણ हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा સર્ગ ૧.

વળી આગળ પાંચમા અંકમાં વૈતાલિકાને મુખે રાજાની સ્તુતિ કરાવી છે કેઃ—

परभृतकलव्याहारेषु त्वमात्तरतिर्मधुम् ।
नयसि विदिशातीरोद्यानेष्वनंग इवांगवान् ॥
विजयकरिणामालानीकृतपोदवलस्यते ।

वरद वरदारोधो वृक्षैः सहावनतो रिपुः ॥
विरचितपदं वीरप्रीत्या सुरोपमसूरिभि-
श्चरितमुभयोर्मध्ये कृत्वा स्थितं क्रथकैशिकान् ॥
तव हुतवतो दण्डानीकैर्विदर्भपतेः श्रियम् ।
परिघगुरुभिर्दोर्भिः शौरेः प्रसह्य च रुक्मिणीम् ॥

અગ્નિવર્ણની આ પ્રશસ્તિ પણ કવિએ પ્રત્યક્ષ જોયેલા પ્રસંગનો ભાસ કરાવે છે. આ સિવાય વિદર્ભ રાજાની સાથેનો પત્રવ્યવહાર, વિદર્ભ ઉપર મેળવેલો વિજય, કુમાર વસુમિત્રનું યજ્ઞના અશ્વની પાછળ સેના લઇને જવું, તેનો વિજય, પુષ્પમિત્રે વિદિશામાં રહેતા અગ્નિમિત્રને યજ્ઞનાં દર્શન કરવાને માટે રાગદ્વેષ છોડી સહકુટુંબ આવવાને માટે મોકલેલું આમંત્રણ, વિદર્ભ રાજાને રાજ્ય વહેંચી આપવાની આજ્ઞા કરવી, માલવિકાનો વૃત્તાંત વગેરે પ્રસંગો કલ્પી કાઢેલા નહીં, પરંતુ ખરેખરા બનેલા અને કવિએ પોતે અનુભવ્યા હોય એવો ભાસ કરાવે છે. આખું નાટક આવા ઝીણા ઝીણા પ્રસંગોના આદર્શરૂપ છે, જે ધ્યાન રાખી વાંચનારની સહજ દૃષ્ટિ ખેંચે તેમ છે.

(૪) અગ્નિમિત્રના સમય પછી એટલે ઇ. સ. ત્રીજાથી પાંચમા સૈકાના અરસામાં પુરાણો હાલના સ્વરૂપમાં લખાયાં હતાં એમ માનવામાં આવે છે. આ પુરાણોમાં પુષ્પમિત્રે બૃહદ્રથ પાસેથી રાજ્ય છીનાવી લીધું હતું એવી ટુંકી હકીકત આપેલી છે અને ભાષ્યકારે યવનોએ સ્વારી કરી હતી અને પુષ્પમિત્રે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો એટલી હકીકત આપી છે. આ સિવાય શુંગવંશની વધારે હકીકત કોઇ પણ ગ્રંથોમાં મળી આવતી નથી. પુષ્પમિત્રને માટે આટલી હકીકત છે, પરંતુ અગ્નિમિત્રને માટે તો માત્ર એ પોતાના પિતાની ગાદીએ આવ્યો, એટલું જ જોવામાં આવે છે. ત્યારે કાલિદાસે અગ્નિમિત્રના સંબંધી જે સવિસ્તર હકીકત માલવિકાગ્નિમિત્રમાં આપી છે

તે શા ઉપરથી આપી હશે ? પ્રોફેસર વિલ્સન લખે છે કે "જ્યારે શૂંગવંશની ઐતિહાસિક બીના કોઇ પણ સ્થળે મળતી નથી, ત્યારે કાલિદાસે આપેલી અગ્નિમિત્રની હકીકત, એ નાટક કયા અરસામાં લખાયું હશે તેનો નિર્ણય કરવાને માટે ઘણી અગત્યની છે. કદાપિ એમ માનીએ કે આ હકીકત લોકકથા ઉપરથી કાલિદાસે લખી હશે, તો તેમ માનવાનાં સાધન પણ નથી, એટલે જે કાળમાં અગ્નિમિત્રના રાજ્યની હકીકત લોકના ધ્યાનમાં તાજી હશે, તે સમયે આ નાટક લખાયું હશે એવું સ્વાભાવિક અનુમાન કરી શકાય." આ એમનું કહેવું યથાર્થ છે. પૂર્વથી જો આ રાજાની હકીકત લોકકથા તરીકે ચાલી આવી હોત, તો તો તેનો નાશ ન થતાં, પાછળનાં પુરાણોમાં તેનો ઉલ્લેખ થયા વિના રહેત નહી. પરંતુ તેનું કંઇ જોવામાં આવતું નથી. જે કંઇ હકીકત લખેલી જોવામાં આવે છે, તે માત્ર કાલિદાસે લખેલી છે અને તે, મી. પંડિત પોતાની પ્રસ્તાવનામાં લખે છે તેમ કેવળ શંકારહિત છે.[1] ખરું જોતાં કાલિદાસે અગ્નિમિત્રના સમયના ઇતિહાસકારનું કામ કરીને એ સર્વ હકીકત સાચવી રાખી છે. એ એમણે અન્ય સાધનો ઉપરથી નહીં પરંતુ પ્રત્યક્ષ અનુભવ ઉપરથી મેળવી હશે અને વિદર્ભ રાજા ઉપર રાજાએ વિજય મેળવ્યો તે વખતે વસંતોત્સવનો પ્રસંગ લઇ, પોતાનું પ્રથમ નાટક અગ્નિમિત્રના દરબારમાં એની પ્રશસ્તિરૂપે ભજવી બતાવ્યું હશે. કવિએ આખા માલવિકાગ્નિમિત્રની રચના એવી અનુરાઇથી કરેલી છે કે, જો એ અગ્નિમિત્રની સમક્ષ ભજવી બતાવવામાં આવ્યું હોય, તોપણ કોઇ જાતનો બાધ આવે તેમ નથી. આ પણ ઉપરના વિચારને પુષ્ટિ આપે તેમ છે.

(૫) પોતાના આશ્રયદાતા રાજાની પોતાના ગ્રંથોમાં ઊંચા

---

૧ જુઓ મી. વિલ્સનનું વિષ્ણુપુરાણ-ભાગવત સ્કંધ ૧૨. માલવિકાગ્નિમિત્રની પ્રસ્તાવના (મા. પંડિત).

શબ્દોમાં પ્રશંસા કરવાનો સંપ્રદાય આપણા કવિઓમાં બહુધા અવિચ્છિન્ન રીતે ચાલતો આવેલો જોવામાં આવે છે. જો કાલિદાસને વિક્રમાદિત્યે આશ્રય આપ્યો હોય, તો કાલિદાસ વિક્રમને માટે કંઇ પણ લખે નહીં, એટલી બધી અગુણજ્ઞતાનો આરોપ એમના ઉપર કેમ મૂકી શકાય? માત્ર વિક્રમોર્વશીયમાં એકાદ બે ઠેકાણે વિક્રમ શબ્દ પરાક્રમના અર્થમાં વાપરવા સિવાય એમણે બીજું કંઇ પણ લખ્યું નથી અને તે પણ એમનો વિક્રમ સાથેનો સંબંધ સ્પષ્ટ રીતે દર્શાવી આપતું નથી. ઉપરનો સંપ્રદાય કાલિદાસે અગ્નિમિત્રના સંબંધમાં જેટલો જાળવ્યો છે તેટલો તો નહીં, પરંતુ તેનાથી સો અંશે પણ વિક્રમના સંબંધમાં જાળવ્યો નથી. અર્થાત્ કાલિદાસે અગ્નિમિત્રની જેટલી પ્રશંસા કરી છે તેનાથી સો અંશે પણ વિક્રમની પ્રશંસા કરી નથી. વળી વિદિશા માળવા વગેરે ઉપરનો પોતાનો પ્રેમ, પ્રસંગ આવતાં દર્શાવવાને માટે જે કવિ ચુકતો નથી, તે જો વિક્રમાદિત્ય પોતાનો આશ્રયદાતા હોય તો તેનો અને પોતાનો સંબંધ સરખો દર્શાવવાનું ભુલે, એ વાત માન્યામાં આવની નથી. આ બીના સ્પષ્ટ બતાવી આપે છે કે, વિક્રમાદિત્ય કાલિદાસનો આશ્રયદાતા નહીં હોય, પરંતુ યુવરાજ અગ્નિમિત્ર હશે જેના આશ્રયના ઉપકાર સ્મરણમાં કાલિદાસે એના નામને પોતાના નાટકમાં અમર કર્યું હશે.

મારું માનવું એમ છે કે, જ્યારે અગ્નિમિત્ર યુવરાજ હતો અને દશાર્ણ, માળવા વગેરેના ગવર્નર તરીકે વિદિશામાં અમલ ચલાવતો હતો, ત્યારે કાલિદાસને તેણે પોતાના દરબારમાં આશ્રય આપીને ઘણાં વર્ષ સુધી રાખ્યા હશે, કારણ કે તે પણ નાટ્યકળાનો શોખીન હતો. કાલિદાસનો માલવા, ઉજ્જયિની, વિદિશા, દશાર્ણ વગેરે ઉપર જે અસાધારણ પ્રેમ જોવામાં આવે છે, અને જે પ્રસંગ આવતાં સ્વાભાવિક રીતે સ્ફુરી આવે છે, તેનું કારણ પણ ઉપરના

સંબંધને લીધે સ્પષ્ટ રીતે સમજવામાં આવે છે. વળી કાલિદાસને (Court lifeનો એટલે) રાજદરબારના અભ્યંતરનો સારો પરિચય હતો એવું ઘણા વિદ્વાનોનું મત છે, તેનું પ્રતિપાદન પણ, વિક્રમની સાથેના સ્પષ્ટ નહીં જણાયેલા સંબંધ કરતાં, માલવિકાગ્નિમિત્ર વગેરેથી જણાઇ આવતા યુવરાજ અગ્નિમિત્રની સાથેના સંબંધથી વધારે સારી રીતે થઇ શકે છે. માલવિકાગ્નિમિત્રનો છેલ્લો અંક ઘણો સૂચક છે. જ્યારે પુષ્પમિત્રે અશ્વમેધ યજ્ઞ આરંભ્યો ત્યારે અગ્નિમિત્ર વિદિશામાં હતો. તેને પુષ્પમિત્રે નીચે પ્રમાણે પત્ર લખી યજ્ઞ જોવાને માટે સકુટુંબ બોલાવ્યો હતો.

स्वस्ति । यज्ञशरणात् सेनापतिः पुष्पमित्रो वैदिशस्थं पुत्रम् आयुष्मंतं अग्निमित्रं स्नेहात् परिष्वज्य अनुदर्शयति । विदितमस्तु । योऽसौ राजसूययज्ञे दीक्षितेन मया राजपुत्रशतपरिवृतं वसुमित्रं गोप्तारं आदिश्य संवत्सरोपावर्तनीयो निरर्गलस्तुरगो विसृष्टः स सिन्धोर्दक्षिणरोधसि चरन्नश्वानीकेन यवनानां प्रार्थितः । तत उभयोः सेनयोः आसीन्महान् विमर्दः ॥

ततः परान् पराजित्य वसुमित्रेण धन्विना ।
प्रसह्य ह्रियमाणो मे वाजिराजो निवर्तितः ॥

सोऽहमिदानीम् अंशुमतेव सगरः पौत्रेण प्रत्याहृताश्वो यक्ष्ये । तदिदानीं कालहीनं विगतरोषचेतसा भवता वधूजनेन सह यज्ञसंदर्शनाय आगन्तव्यमिति॥

આ ઉપરથી જણાય છે કે, પુષ્પમિત્રે યજ્ઞના અશ્વની રક્ષા કરવાને માટે અગ્નિમિત્રના યુવાન કુમાર વસુમિત્રને સૈન્ય આપી મોકલ્યો હતો અને જ્યારે તે વિજય કરી પાછો આવ્યો અને યજ્ઞનો આરંભ થયો, ત્યારે અગ્નિમિત્ર વિદિશામાં ગવર્નર તરીકે રાજ્ય કરતો હતો. નાની ઉંમરના કુમારને આવા સંકટના કાર્યમાં પુષ્પમિત્રે યોજેલો હોવાથી તે વાત અગ્નિમિત્રની રાણી ધારિણીને નહીં ગમી હોય, તેથી અગ્નિમિત્ર અને પુષ્પમિત્રની વચ્ચે કંઇ ઉંચાં મન

જેવું થયું હશે, કારણ કે જ્યારે પુષ્પમિત્રનો આ પત્ર આવ્યો ત્યારે ધારિણી રાણી કહે છે કે—

तनोसुखं मे हृदयं । श्रोष्यामि तावद्गुरुजनस्य कुशलानन्तरं वसुमित्रस्य वृत्तान्तम् । अतिभारे खलु पुत्रकः सेनापतिना नियुक्तः ।

આ વચનો બતાવી આપે છે કે, રાણીને એ ગમતી વાત નહીં હોય અને કંઇક માઠું લાગ્યા જેવો પ્રસંગ ઉત્પન્ન થયો હશે, જેને ઉદ્દેશીને પુષ્પમિત્ર પોતાના પત્રમાં લખે છે કે—

भवता विगतरोषचेतसा वधूजनेन सह आगन्तव्यम् ।

જો આવો કંઇ પ્રસંગ ન આવ્યો હોત, તો પિતા પુત્રને "રોષ છોડી દઇ આવવું" એમ લખે નહીં. કાલિદાસ, અગ્નિમિત્રના સંબંધની આવી સાંસારિક ઝીણી હકીકત પણ નોંધવાને ચુક્યા નથી, એ દર્શાવી આપે છે કે, એ અગ્નિમિત્રના દરબારમાં એમની સાથે રહેતા હશે અને એમના દરેક સાંસારિક પ્રસંગોથી જાણીતા હશે. માલવિકાગ્નિમિત્રના તમામ પ્રસંગો અગ્નિમિત્રના દરબારની અંદરના જ છે. કાલિદાસે ખરું જોતાં એ રાજાના અંતઃપુરમાં બનેલા બનાવોનોજ આ નાટકમાં ચિતાર આપેલો છે. બીજાં નાટકોની પેઠે બહારનો એક પણ પ્રસંગ એમાં વર્ણવ્યો નથી. જે થાય છે તે રાજાના દરબારની હદમાં જ થાય છે જો કાલિદાસ અને અગ્નિમિત્રનો આવો સંબંધ ન હોય, તો આવી ઝીણી હકીકત પાછળના કાળમાં થઇ ગયેલો કવિ લખી શકે નહીં. આવી હકીકત કોઇ પણ ઠેકાણે જોવામાં આવતી નથી, એટલે કાલિદાસ એમના દરબારમાં થયા હશે અને જે કંઇ લખ્યું હશે તે પોતાના અનુભવનું હશે, એમ માનવાને કારણ મળે છે. આ તો એક નાનો પ્રસંગ છે પરંતુ એવા બીજા ઘણા પ્રસંગો એ નાટકમાં છે, જે કલ્પનારૂપે નહીં પણ પ્રત્યક્ષ અનુભવથી લખ્યા હોય એમ ભાસે છે.

(૬) મહાકવિ ભાસનાં નાટકોમાં, બુદ્ધધર્મ શાન્તિથી ચાલતો હશે અને તેને બ્રાહ્મણધર્મ સાથે ઉઘાડું વૈર નહીં હોય, પરંતુ બંને ધર્મવાળાઓ પ્રસંગ આવ્યે એકમેકનું ઉપહાસ્ય કરતા હશે, એવું સૂચન કરનારાં વચનો જોવામાં આવે છે. આવા પ્રકારે એ બંને ધર્મો ચંદ્રગુપ્તના વખતમાં પ્રવર્તતા હશે એવું આપણે આગળ કહી ગયા છીએ. ભાસની પછી થયેલા કાલિદાસનામાં બુદ્ધધર્મની આવી ઝાંખી પણ છાયા જોવામાં આવતી નથી. જો કાલિદાસ ઈ. સ. ત્રીજાથી છઠ્ઠા સૈકામાં થયા હોય, તો તેમનામાં આવી કંઈક છાયા જોવામાં આવે. પરંતુ એ ઈ. સ. પૂર્વે ૧૭૦ માં એટલે પુષ્પમિત્રના અને અગ્નિમિત્રના સમયમાં થયા હશે, તેથી જ એમનામાં આ વિષે સૂચન સરખું પણ જણાતું નથી. અશોકની પછી પુષ્પમિત્રે બુદ્ધધર્મનો લગભગ નાશ કરી નાંખ્યો હતો અને બ્રાહ્મણધર્મ પ્રવર્તાવ્યો હતો, એમ ઇતિહાસથી પુરવાર થાય છે અને એવું પણ માનવામાં આવે છે કે, જ્યાં સલાહ શાન્તિથી કામ ન થયું, ત્યાં ધર્મવધથી પણ એ ધર્મને દાબી દેવાનો એ રાજાએ સફળ પ્રયત્ન કર્યો હતો. આ બિના પણ ઉપરના વિચારને પુરવાર કરી આપવાનું સાધન થઈ પડે છે કે, બુદ્ધધર્મના કટ્ટા વૈરી પુષ્પમિત્રના સમયમાં કાલિદાસ થયા હશે અને પોતાના રાજાની આવી ઉગ્ર ધર્મવૃત્તિ વિરુદ્ધ એમણે પોતાના ગ્રન્થોમાં બુદ્ધધર્મનું નામ સરખું પણ ન આવે એવી સાવધાનતા રાખી હશે.

માલવિકાગ્નિમિત્રમાં પરિવ્રાજિકા નામનું એક પાત્ર છે અને અગ્નિમિત્ર એ પાત્રને ઘણું માન આપે છે, એ ઉપરથી મી૦ પંડિત એમ માને છે કે "આ પાત્ર બુદ્ધધર્મનું હશે અને જે વખતે બુદ્ધધર્મ આ પ્રમાણે માનને યોગ્ય ગણાતો હશે, તે વખતે માલવિકાગ્નિમિત્ર લખાયું હશે." આ અનુમાન બહુ તાણીતોશીને બેસાડેલું લાગે છે. પરિવ્રાજિકા એટલે બુદ્ધધર્મની આરજા, એમ જ અર્થ લેવાનું

શું કારણ? સંસારનો ત્યાગ કરી એક સ્થાનમાં નિવાસ ન કરતાં સર્વત્ર ફરનાર સંન્યાસી અથવા સંન્યાસિની એવો એનો સામાન્ય અર્થ અહીં શા માટે ન લેવો? ખરું જોતાં આ બુદ્ધધર્મની આરજા નથી. માલવિકાગ્નિમિત્રના પાંચમા અંકમાં, એ પોતાનો વૃત્તાંત નિવેદન કરતાં અગ્નિમિત્રને કહે છે કે, મેં મારા વૈધવ્ય દુઃખને લીધે અને ખાસકરીને મારા ભાઇના મરણને લીધે આપના રાજ્યમાં આવીને કાષાય વસ્ત્ર ધારણ કર્યાં અને આ માલવિકાને એક સિદ્ધનું વરદાન હતું કે તે એક વર્ષ સુધી અજ્ઞાત રહી રાણી પદ પામશે, તેથી હું આટલો વખત સકારણ ગુપ્ત રહી. હવે માલવિકા રાણી પદ પામી, એટલે આ આનંદના સમાચાર હું વિદર્ભમાં જઇ માધવસેનને જણાવવા ઇચ્છું છું. આના જવાબમાં રાજા અગ્નિમિત્ર કહે છે કે, હું મારા પત્રમાં આ હકીકત એમને જણાવીશ; એટલે પરિવ્રાજિકા કહે છે કે ભલે આપના આટલા સ્નેહને લીધે હું પરવશ છું. આ બધું સ્પષ્ટ બતાવી આપે છે કે, આ પરિવ્રાજિકા બુદ્ધધર્મની આરજા નથી, પરંતુ વૈધવ્ય અને દુઃખને લીધે સંસારથી કંટાળેલી સંન્યાસિની છે. જો એ બૌદ્ધધર્મની હોય, તો બુદ્ધધર્મના કટ્ટા વૈરી અગ્નિમિત્રના રાજ્યમાં આવીને શા માટે કાષાય વસ્ત્ર ધારણ કરે? હાલ પણ આપણે ઘણી પવિત્ર વિધવાઓને સગાં સંબંધિનો સર્વથા ત્યાગ ન કરતાં, સાધ્વી તરીકે જીવન ગાળતી જોઇએ છીએ અને તેવા જ પ્રકારની આ સાધ્વી અથવા સંન્યાસિની છે, બુદ્ધધર્મની આરજા નથી.

(૭) કાલિદાસ બહુધા ભરત નાટ્યશાસ્ત્રને અનુસર્યા હોય એમ જણાય છે અને માલવિકાગ્નિમિત્રમાં નૃત્ય, સંગીત, આદિની ચર્ચા ઉપરથી પણ એવું જણાઇ આવે છે. ભામહ જૂનો આલંકારિક છે. તે ઘણે અંશે ગુણાઢ્યની પછી ઇ. સ. પહેલા અથવા બીજા સૈકા પછી થયો હોય એમ લાગે છે. તેણે મેઘદૂતના અયુક્તિકપણા વિષે ચર્ચા કરેલી છે એથી પણ એમ માની શકાય કે કાલિદાસ ઇ. સ.

પહેલા બીજા સૈકામાં અથવા ગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં નહિ થયા હોય પરંતુ અગ્નિમિત્રના સમયમાં એટલે ઇ. સ. પૂર્વે ૧૦૦–૧૫૦ માં થયા હશે.

(૮) જો કાલિદાસ પુષ્પમિત્રના એટલે અગ્નિમિત્રના સમયમાં થયા હોય, તો એ કાળમાં થયેલા ભાષ્યકાર પતંજલિએ કંસવધ અને બલિબંધ, એ બે નાટકોનાં નામ આપ્યાં છે (જે કદાપિ ભાસનાં નાટકો હશે એમ મનાય છે) પરંતુ કાલિદાસને માટે કંઇ સૂચન સરખું પણ કર્યું નથી તેનું કારણ શું ? એવો પ્રશ્ન કોઇ કરે, તો તેનો સ્વાભાવિક ખુલાસો એમ થઇ શકે કે, જે વખતે પુષ્પમિત્રે રાજસૂય યજ્ઞ કર્યો તે વખતે ભાષ્યકાર વૃદ્ધ વયે પહોંચ્યા હશે, કાલિદાસ અગ્નિમિત્રની સાથે વિદિશામાં રહેતા હશે અને ભાષ્યકારના અવસાન સુધીમાં કવિ તરીકે પ્રસિદ્ધિમાં આવ્યા નહીં હોય. આ પ્રમાણે ભાષ્યકારને એમના સંબંધી કંઇ પણ ઉલ્લેખ કરવા જેટલી માહિતી નહીં હોય એ માનવા યોગ્ય છે.

(૯) કાલિદાસે પોતાના પ્રથમ નાટકની સાથે અગ્નિમિત્રનું નામ જોડી તેને માલવિકાગ્નિમિત્ર એ નામ આપ્યું છે, પરંતુ પાછળથી લખેલાં વિક્રમોર્વશીય અને શાકુન્તલને પરાણે અર્થ નિકળે એવા સમાસવાળાં નામ આપી નાયકનાં નામ તેની સાથે જોડયાં નથી, તેનું કારણ શું હશે ? જો કાલિદાસને આ પ્રમાણે પોતાનાં નાટકોને નામ આપવાની પદ્ધતિ પસંદ હોય તો, વિક્રમોર્વશીય અને શાકુન્તલમાં પણ નાયક નાયિકાનાં નામ જોડી આવા પ્રકારનાં નામ આપત. પરંતુ આમાં કંઇક કારણ સમાયેલું હોય એમ લાગે છે. ભાસે પોતાના એકે નાટકને, માલવિકાગ્નિમિત્રની પેઠે નાયક નાયિકાના નામથી ઓળખાવ્યું નથી, તેમ ભાસની પછી અને કાલિદાસની પહેલાં થયેલા કોઇ કવિનું આવા નામવાળું નાટક હજી સુધી જોવામાં આવ્યું નથી. આથી એમ અનુમાન થઇ શકે છે કે આવા પ્રકારનાં

નામ આપવાનો તે વખતનો કવિ સંપ્રદાય નહીં હોય પરંતુ કાલિદાસને ભાસની સાથે સ્પર્ધા કરી પોતાની કીર્તિ સ્થાપવાને માટે રાજાની કૃપા સંપાદન કરવાનો મુખ્ય ઉદ્દેશ લક્ષમાં હશે, તેથી અગ્નિમિત્રની પ્રશંસા કરવાને અને રાજાના નામના ગૌરવને લીધે લોકમતને પોતાની તરફ વાળવાને માટે, એમણે પોતાના પ્રથમ નાટકને આવું નામ આપ્યું હશે અને પહેલે જ સપાટે પ્રતિષ્ઠા સંપાદન કરી હશે. પાછળનાં બે નાટકોમાં કાલિદાસે નામ આપવાની પદ્ધતિ બદલી નંખી છે, તેનું કારણ એમ હોય કે, આ પ્રમાણે નામ આપવાની પદ્ધતિ રૂઢિથી કંઇક પ્રતિકૂળ અને વધારે પ્રશંસા ભરેલી લાગે છે, એમ તેમને પાછળથી સમજાયું હશે અને તેથી જ એમણે પોતાનાં બીજાં બે નાટકોને વિક્રમોર્વશીય અને શાકુન્તલ એવાં નામ આપ્યાં હશે.

(૧) ભાસે પોતાનાં નાટકોમાં પરચક્રનો ભય દર્શાવ્યો છે, તે જ પ્રમાણે કાલિદાસે પણ માલવિકાગ્નિમિત્રના ભરતવાક્યમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે.

आशास्यमीतिविगमप्रभृति प्रजानां ।
संपत्स्यते न खलु गोप्तरि नाग्निमित्रे ॥

આમાં ઈતિનો સામાન્ય અર્થ રાજક દૈવક અર્થાત્ રાજ તરફની અથવા દૈવ તરફની આફત એવો છે. અગ્નિમિત્રના સમયમાં કોઇ દૈવકોપ જાણવામાં નથી તેથી ગ્રીક લોકોના પરરાજ્યના હુમલાની જે આપત્તિ તાજી જ આવી ગઇ હતી, તેને ઉદ્દેશીને કવિએ ભાસના જેવું ભરતવાક્ય માલવિકાગ્નિમિત્રમાં ઘણી કુશળ ભાષામાં મુદ્દાસર મૂકેલું છે કારણ કે એ અગ્નિમિત્રના રાજ્યની અગત્યની બીના છે. ચંદ્રગુપ્તના વખતનો પર રાજ્યનો હુમલો ભયંકર હતો તેથી ભાસે એને મોટું સ્વરૂપ આપ્યું છે અને કાલિદાસે તેને મૃદુ સ્વરૂપમાં દર્શાવ્યો છે, કારણ કે તે એટલો બધો ભયંકર ન હતો. પાછળનાં વિક્રમોર્વશીય અને શાકુન્તલનાં ભરતવાક્યોમાં આવા પ્રકારનું કંઇ

પણ સૂચન નથી એ સ્પષ્ટ બતાવે છે કે જ્યારે એ લખાયાં ત્યારે આવા પ્રકારના ભયનો લેશ પણ સંભવ નહીં હોય, પરંતુ માલવિકાગ્નિમિત્ર લખ્યું ત્યારે એવો ભય તાજો જ આવી ગયેલો કવિએ જોયો હશે અને તેથી જ નાટકનાં અંતમાં તેનું એક સત્ય અને પ્રત્યક્ષ જોયેલા વૃત્તાન્ત તરીકે નાના સ્વરૂપમાં સૂચન કર્યું હશે.

(૧૧) કાલિદાસે પોતાના પ્રથમ નાટક માલવિકાગ્નિમિત્રમાં બે નાટ્યાચાર્યોની પરસ્પર સાથે સ્પર્ધાનો જે પ્રસંગ મૂક્યો છે, તે પણ ઘણો માર્મિક છે. એમાં એક આચાર્ય જુનો છે, બીજો નવો છે અને બંને જણા પોતાની કળાની પરીક્ષા કરાવવાને માટે રાજાની પ્રાર્થના કરે છે. એ પ્રસંગને કવિએ નાટકના વસ્તુની સાથે બહુ ચતુરાઇથી ગુંથ્યો છે, એટલે જાણે એ નાટકનું એક અગત્યનું અંગ હોય તેવો લાગે છે. કારણ કે એ સ્પર્ધાને ઉદ્દેશીને કવિએ માલવિકાના નૃત્યભિનયના પ્રસંગમાં, નાયક નાયિકા વચ્ચે પ્રેમનું બીજ રોપ્યું છે. જો એ પ્રસંગે એક જુના અને એક નવા એમ બે આચાર્યો વચ્ચે સ્પર્ધા ન કરાવતાં, એક જ આચાર્યની કળા દર્શાવતાં માલવિકાને રાજાની સમક્ષ અભિનયપ્રયોગમાં મૂકી હોત, તો પણ નાયક અને નાયિકા વચ્ચે પ્રેમનું બીજ રોપવાનો પ્રસંગ એટલી જ સ્વાભાવિક રીતે દર્શાવી શકાત. પરંતુ તેમ ન કરવામાં કવિનો ઉદ્દેશ કંઇક જુદો જ જણાય છે. ખરું જોતાં કાલિદાસે જૂના ભાસ કવિની અને પોતાની વચ્ચેની સ્પર્ધાના પ્રસંગને, લોકોના અને રાજાની ઉત્સુકતા અને રસવૃત્તિ જાગૃત કરવા માટે આવા સ્વરૂપમાં જાણી જોઇને મૂક્યો છે. એમાં કોઇ કોઇ સ્થળે ગર્વનાં, કોઇ સ્થળે મર્મનાં જે જે વચનો કવિએ યોજ્યાં છે, તે સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે, એમ કરવામાં કવિનો આવો બેવડો હેતુ હશે અને તેથી એમણે એને આવા ગૂઢ સ્વરૂપે રાજાની આગળ રજુ કર્યો હશે. નાટકના પ્રારંભમાં જ પારિપાર્શ્વકને મુખે—मा तावत् । प्रथितयशसां भाससौमिल्लकविपुत्रादीनां प्रबन्धान् अतिक्रम्य वर्तमानकवेः कालिदासस्य क्रियायां

कथं परिषदो बहुमानः ? એમ ભાસ આદિ કવિઓને વિવેક ભર્યો ધન્યવાદ આપી પાછળથી સૂત્રધારને મુખે કહેવડાવ્યું છે કે—

सूत्रधारः—अयि विवेकविश्रान्तमभिहितम् । पश्य—

पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम् ।
संतः परीक्ष्यान्यतरद् भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः ॥

આ શ્લોકમાં કવિએ, પારકાના અભિપ્રાય ઉપર આધાર રાખી, પોતે પરીક્ષા ન કરતાં, એક વસ્તુ સારી કહેવાય તેને સારી કહ્યા કરનાર પ્રેક્ષકોને મૂઢ કહી સખત ચાબકો માર્યો છે. આ, નમ્રતાથી નવો પ્રારંભ કરનાર કવિનાં નહીં, પરંતુ રાજ્યાશ્રયના બળ ઉપર અને પોતાની પ્રતિભાના સામર્થ્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસવાળા કવિનાં વચનો છે અને તે ભાસને અને અંધશ્રદ્ધા રાખનાર પ્રેક્ષકવર્ગને ઉદ્દેશીને છે. નાટકમાં ઘણે ઘણે ઠેકાણે કાલિદાસે એવા ઉદ્‌ગારો કાઢ્યા છે કે, જે વાંચતાં આપણને એમ જણાઈ આવ્યા વિના રહેતું નથી કે એ પ્રસંગ, પટાન્તરે કાલિદાસ અને ભાસની સ્પર્ધાને ઉદ્દેશીને છે. એમાંનાં કેટલાં એક વચનો વાંચનારની જીજ્ઞાસાને માટે નીચે આપીશું.

गणदासः—कामं खलु सर्वस्य कुलविद्या बहुमता । न पुनरस्माकं तु नाट्यं प्रति मिथ्या गौरवम् ।

उभौ अभिनयाचार्यौ परस्परजयोद्यतौ ।
त्वां द्रष्टुमिच्छतः साक्षाद्भावाविव शरीरिणौ ।

गणदासः—सोऽहममुना हरदत्तेन नायं पादरजसा तुल्य इति अधिक्षिप्तः । प्रयोगप्रधानं नाट्यशास्त्रम् । किमत्र वाग्व्यवहारेण ।

शिष्टा क्रिया कस्यचिदात्मसंस्था संक्रातिरन्यस्य विशेषयुक्ता ।
यस्योभयं साधु स शिक्षकाणाम् धुरि प्रतिष्ठापयितव्य एव ॥
लब्धास्पदोस्मीति विवादभीरोः तितीक्षमाणस्य परेण निन्दाम् ।
यस्यागमः केवलजीविकैव । तं ज्ञानपण्यं वणिजं वदन्ति ॥

માલવિકાગ્નિમિત્રના પ્રારંભમાં ભાસને માટે કહેલાં વચનો લક્ષમાં રાખી આપણે ઉપરનાં વાક્યો વાંચીએ, તો કાલિદાસનો આમાં શો હેતુ છે તે જણાઇ આવ્યા વિના રહેતું નથી. એ પ્રસંગમાં ફેર માત્ર એટલો જ કર્યો છે કે, બંને આચાર્યો વિદ્યમાન છે અને એક જ રાજાના આશ્રિત છે જો આટલો ફેરફાર ન કરવામાં આવ્યો હોય, તો તો એ પ્રસંગ તદ્દન ખુલ્લો થઇ જાય અને કેવળ આત્મપ્રશંસારૂપ લાગે. આવા પ્રસંગને વ્યંગ્યરૂપે મૂકવામાં જ કવિની ચતુરાઇ છે અને તે ચતુરાઇ કાલિદાસે આમાં ઘણી સારી રીતે દર્શાવી છે.

(૧૨) ઉપર દર્શાવેલા પ્રસંગ ઉપરથી કોઇ એમ અનુમાન કરે કે ભાસ અને કાલિદાસ સમકાલીન હોય અને અગ્નિમિત્રના આશ્રિત હોય એમ કેમ ન બને? પ્રથમ દૃષ્ટિએ આ કદાપિ સંભવિત લાગે, પરંતુ એ પ્રશ્નની અનેક બાજુઓ તપાસતાં એ અનુમાનને આધાર મળતો નથી.

વિવાદની ખાતર આપણે સ્વીકારીએ કે ભાસ, પુષ્પમિત્રના દરબારમાં થયા હશે અને બધાં ભરતવાક્યો મિનેન્ડરના હુમલાને ઉદ્દેશીને લખ્યાં હશે, કાલિદાસને અગ્નિમિત્રનો આશ્રય હશે, ભાસ કવિ વૃદ્ધ હશે, કાલિદાસ નવો હશે, બંને કવિઓને એજ વખતમાં આવી રીતની સ્પર્ધા થઇ હશે અને ધારિણી રાણી એકના પક્ષમાં હશે તથા રાજા બીજાના પક્ષમાં હશે. આમ માનીએ તો સ્પર્ધાનો પ્રસંગ કંઇક બંધબેસતો લાગે છે, પરંતુ નાટકના પ્રારંભમાં કાલિદાસે પોતાને वर्तमान कवि તરીકે ઓળખાવ્યો છે અને ભાસ સૌમિલ્લ આદિનાં નાટકોને पुराण (જુનાં) શબ્દથી ઓળખાવ્યાં છે. અહીં વર્તમાનનો અર્થ નવો અથવા સમકાલીન એમ લઇએ અને પુરાણનો અર્થ આગળ ઉપર લખેલાં અથવ ઘણા વખતથી હયાત એવો લઇએ તોઃ—

लब्धास्पदोस्मीति विवादभीरोः तितीक्षमाणस्य परेण निन्दाम् ।
यस्यागमः केवलजीविकेव तं ज्ञानपण्यं वणिजं वदन्ति ॥

એ શ્લોક ભાસને ઉદ્દેશીને કાલિદાસે લખ્યો હોય એમ સંભવિત લાગે, પરંતુ આ પ્રશ્નને બીજી રીતથી તપાસતાં એ અનુમાન સ્વીકારી શકાતું નથી.

જો કાલિદાસ અને ભાસ સમકાલીન હોય, તો સૌમિલ્લ આદિને પણ સમકાલીન માનવા પડે. કાલિદાસ ભાસનાં નાટકોને પુરાણ—જુનાં એવા નામથી અને પોતાને વર્તમાન એ પદથી ઓળખાવે નહી. આ સિવાય ભાસ અને કાલિદાસની રચના, ભાષા, વ્યાકરણ, જનસ્થિતિ, ભાસના શ્લોકનું ચાણાક્યઅર્થશાસ્ત્રમાં અવતરણ, વગેરે આગળ ચર્ચેલા પ્રશ્નોની સાથે આ અનુમાનને સરખાવતાં ભાસ પુષ્પમિત્રના સમયમાં થયા હશે, એમ મન કબુલ કરી શકતું નથી.

(૧૩) ઉપર આપણે દર્શાવ્યું છે કે, કાલિદાસ અગ્નિમિત્રના એટલે મગધ રાજ્યના આશ્રિત કવિ હતા. રાજ્યાશ્રિત કવિઓ પ્રસંગ આવતાં પોતાના રાજ્યની ઉન્નતિ દર્શાવવામાં ઉત્સાહવાળા હોય છે, પરંતુ જ્યાં એજ રાજ્યની કોઇ પણ પ્રકારની અવનતિ દર્શાવવાનો પ્રસંગ આવે ત્યાં તે પ્રસંગ વટાવી દે છે, અથવા તો મૌન ધારણ કરે છે. આ સામાન્ય અનુભવની વાત છે. આવો પ્રસંગ કાલિદાસને રઘુવંશમાં આવેલો છે; ત્યાં એમણે મગધરાજની પ્રશંસા ઉત્સાહપૂર્વક કરી છે, પણ જ્યાં એ રાજ્યને કંઇક હીણું લાગે તેવો પ્રસંગ આવ્યો છે, ત્યાં કેવળ મૌનજ ધારણ કર્યું છે.

જ્યારે વિદર્ભરાજાએ ઇન્દુમતીનો સ્વયંવર કર્યો, ત્યારે આર્યાવર્તના અનેક રાજાઓ એકઠા થયા હતા. જે વખતે ઇન્દુમતી સ્વયંવરમંડપમાં વરમાળ લઇને આવી તે વખતે રાજાઓનાં વૃત્તાન્ત અને વંશાવલીઓ જાણનારી સુનન્દા નામની પ્રતિહારી તેને દરેક રાજાનું ક્રમવાર ઓળખાણ કરાવતી હતી. કાલિદાસે સ્વયંવરમંડપમાં પ્રથમ સ્થાન મગધરાજાને આપ્યું છે, ત્યાં નીચે પ્રમાણે વર્ણન છે.

ततो नृपाणां श्रुतवृत्तवंशा पुंवत्प्रगल्भा प्रतिहाररक्षी ।
प्राक् संनिकर्षं मगधेश्वरस्य नीत्वा कुमारीमवदत्सुनन्दा ॥

असौ शरण्यः शरणोन्मुखानामगाधसत्वो मगधप्रतिष्ठः ।
राजा प्रजारंजनलब्धवर्णः परंतपो नाम यथार्थनामा ॥

कामं नृपाः सन्तु सहस्रशोऽन्ये राजन्वतीमाहुरनेन भूमिम् ।
नक्षत्रताराग्रहसंकुलापि ज्योतिष्मती चंद्रमसैव रात्रिः ॥

क्रियाप्रबन्धादयमध्वराणामजस्रमाहूतसहस्रनेत्रः ।
शच्याश्चिरं पाण्डुकपोललंबान्मंदारशून्यानलकांश्चकार ॥

अनेन चेदिच्छसि गृह्यमाणं पाणिं वरेण्येन कुरुप्रवेशे ।
प्रासादवातायनसंश्रितानां नेत्रोत्सवं पुष्पपुरांगनानाम् ॥

एवं तयोक्ते तमवेक्ष्य किंचिद्विस्रंसिदूर्वांकमधूकमाला ।
ऋजुप्रणामक्रिययैव तन्वी प्रत्यादिदेशैनमभाषमाणा ॥

દિગ્વિજય અને સ્વયંવરનાં વર્ણનોમાં કાલિદાસે પોતાના સમયનું ચિત્ર ઉપજાવ્યું છે, એવું કવિસ્વભાવને અનુકૂળ અનુમાન કરી લઇને આપણે ઉપરનાં પદ્યોનું રહસ્ય તપાસીશું તો જણાઇ આવશે કે, એમણે રઘુવંશના ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા સર્ગમાં અગ્નિમિત્રના રાજ્યની ચાર મુખ્ય બિનાઓનું રૂપાન્તર કરી પ્રતિબિમ્બ પાડ્યું છે. પુષ્પમિત્રનો સાર્વત્રિક વિજય, એમનો અશ્વમેધયજ્ઞ અગ્નિમિત્રનો વિદર્ભરાજકન્યા માલવિકા સાથે વિવાહ, પુષ્પમિત્રનું નિવૃત્ત થવું અને અગ્નિમિત્રનો રાજ્યાભિષેક, એ ચાર નોંધવા યોગ્ય પ્રસંગોને—રઘુનો દિગ્વિજય, એમનો રાજસૂયયજ્ઞ, એમના પુત્ર અજનો વિદર્ભરાજકન્યા ઇન્દુમતિ સાથે વિવાહ, એમનું નિવૃત્ત થવું અને અજનો રાજ્યાભિષેક, એવા સ્વરૂપે કંઇક વિશેષ ગૌરવથી વર્ણવ્યા છે.

ઉપરના પ્રસંગમાં ઇન્દુમતી મગધરાજાની આગળથી બીજા રાજા પાસે જાય છે, તે વખતે એને નમ્રતાથી ભાવશૂન્ય પ્રણામ કરે છે; બીજા રાજાઓની પાસેથી આગળ ચાલતા એ કુંવરી કોઇને આવી રીતે પ્રણામ કરતી નથી. આ ભેદ મગધરાજ્યની સર્વોપરિ

સત્તા દર્શાવવાને પૂરતો છે. ઇ. સ. પૂર્વે ૧૦૦ થી એટલે અગ્નિમિત્ર-ના વંશના સમયથી માંડીને, ઇ. સ. પૂર્વે ૩૫૦ સુધી, એટલે છેક નંદ રાજાઓના વંશ સુધી, અર્થાત્ કાલિદાસની પૂર્વે લગભગ ૨૫૦ વર્ષ સુધી, મગધ રાજ્યની આવી સર્વોપરિ સત્તા ચાલતી આવી હતી, એમ ઇતિહાસથી પૂરવાર થાય છે. આ પ્રમાણે પરંપરાથી સર્વોપરિ મનાતા આવેલા મગધ રાજ્યને કાલિદાસે સર્વોપરિ ગણેલું છે, અને હતું પણ તેમજ. અહીં કાલિદાસે મગધરાજાનું એટલે પોતાના આશ્રયદાતા અગ્નિમિત્રના મગધરાજ્યનું આવું મહત્તાસૂચક વર્ણન કરેલું લાગે છે. ઉપરના શ્લોકોમાં મોટે અક્ષરે છાપેલા શબ્દો ધ્યાન આપવા જેવા છે. એમાં મગધના કોઇ પરંતપ નામના (શત્રુઓને તાપ ઉત્પન્ન કરનાર) રાજાનું વર્ણન છે, પરંતુ ગૂઢોક્તિથી કવિએ એમાં અગ્નિમિત્રની પ્રશંસા કરી હોય એમ લાગે છે. शरण्यः शरणोन्मुखानाम् । એ પદમાં, વિદર્ભરાજા શરણે આવતાં, તેને રાજ્ય પાછું સોંપી તેનો અગ્નિમિત્રે સત્કાર કર્યો હતો, તે પ્રસંગના સ્મરણપૂર્વક કંઇક માર્મિક રીતે અગ્નિમિત્રની પ્રશંસા કરેલી લાગે છે. અગ્નિમિત્રના વખતમાં જે રાજસૂયયજ્ઞ થયો હતો, એ વૃત્તાન્તની પણ क्रियाप्रबन्धादयमध्वराणां । એ પદે કવિએ ઘણા ગૌરવથી પ્રશંસા કરી છે, તથા परंतपः એવા ગર્ભિત પદથી પરને તાપ ઉત્પન્ન કરનાર, એવા યથાર્થ નામનો રાજા હતો એમ દર્શાવ્યું છે, તે, પરને તપાવનાર, અગ્નિના ગુણવાળા અગ્નિમિત્રને સૂચવતું હોય તેમ છે. राजाप्रजारंजनलब्धवर्णः । એ પણ પ્રજાને ઉપદ્રવ કરનાર અને અણગમતા બુદ્ધધર્મનો નાશ કરી એ રાજાઓએ આપણો સનાતન ધર્મ સ્થાપ્યો હતો અને પ્રજાનું સારી રીતે પાલન કર્યું હતું, તેનું સૂચન કરે છે. कामं नृपाः सन्तु । ઇત્યાદિપદથી કવિ એમ જણાવે છે કે, બીજા નક્ષત્ર, તારા, ગ્રહ જેવા નાના મોટા રાજાઓ ભલે હો, પણ આ મગધરાજથી પૃથ્વી રાજન્વતી કહેવાય છે. આ એમ દર્શાવી આપે છે કે, જે મગધ-

રાજાનું એમાં વર્ણન છે, તે આખા આર્યાવર્તમાં એકછત્રે રાજ્ય કરતો નહીં હોય, પણ એનું રાજ્ય મોટામાં મોટું હશે. આ સ્થિતિ અગ્નિમિત્રના રાજ્યને મળતી આવે છે. લગભગ આખા મધ્ય હિંદુસ્તાનમાં એમનું રાજ્ય હતું. ઉત્તરે પંજાબ અને કાશ્મીર, પૂર્વે સરહદ ઉપર કલિંગ અને કામરૂપ, (આસામ) અને દક્ષિણ વગેરેમાં બીજા રાજાઓ રાજ્ય કરતા હતા; પરંતુ સર્વથી મોટું મગધ રાજ્ય ગણાતું હતું. આથી કવિ એમ સૂચવે છે કે, ભલે બીજા રાજાઓ હો રહ્યા, પણ ભૂમિ તો મગધરાજાથી રાજન્વતી કહેવાય છે. આ અગ્નિમિત્રના સમયની સ્થિતિ છે; અશોકના અથવા ચંદ્રગુપ્તના રાજ્યની સ્થિતિ વર્ણવેલી નથી, કારણ કે તે વખતે આખું હિંદુસ્થાન એમના તાબામાં હતું.

આ પ્રમાણે પુષ્પમિત્રની પછી મગધની ગાદીએ આવેલા અગ્નિમિત્રના રાજ્યની પ્રતિષ્ઠા બતાવતાં, કવિ અવન્તિમાં આશ્રય આપનાર અગ્નિમિત્રનું આગળના શ્લોકોમાં પુનઃ સ્મરણ કરે છે. સ્વયંવરમાં અવન્તિ રાજાને જુદો વર્ણવ્યો છે, પરંતુ તે માત્ર સ્વયંવરના પ્રસંગને સત્યનો ભાસ આપવાને માટે હોય એમ લાગે છે. ખરું જોતાં ત્યાં પણ उष्णतेजाः (એવો સૂર્યવાચક) શબ્દ વાપરી, અગ્નિના જેવા ઉષ્ણ તેજવાળા અગ્નિમિત્રને સૂચવ્યો હોય એમ લાગે છે તથા મગધ રાજ્યના મોટા અશ્વસૈન્યનું પણ એમાં સૂચન છે. આ પ્રમાણે મગધ રાજ્યની પ્રતિષ્ઠા સૂચવતાં કવિએ પટાન્તરે અગ્નિમિત્રની પ્રશંસા કરેલી લાગે છે.

અજના સમયમાં જ્યારે ઇન્દુમતીનો આ સ્વયંવર થયો હતો, ત્યારે મગધરાજ્ય સર્વોપરી હતું એમ કવિએ પ્રશંસાપૂર્વક દર્શાવ્યું છે. અજ, રઘુરાજાનો પુત્ર હતો. જ્યારે સ્વયંવર થયો ત્યારે રઘુ જીવતો હતો, એમ રઘુવંશના પાંચમા સર્ગ ઉપરથી જણાય છે, એટલે રઘુના વખતમાં પણ આ મગધ રાજ્યને સર્વોપરી ગણવું જોઇએ.

કાલિદાસે રઘુવંશના ચોથા સર્ગમાં રઘુએ આખા હિન્દુસ્તાનમાં દિગ્વિજય કર્યો હતો તેનું વર્ણન આપેલું છે, તેમાં એમણે બધા આર્યાવર્તના રાજાઓને તથા પારસીક યવનો આદિને પણ જીત્યા હતા એમ લખેલું છે, પરંતુ સર્વોપરિ ગણાતા મગધરાજ્યને પણ રઘુએ જીતી લીધું એમ લખ્યું નથી. અગ્નિમિત્રના તાબામાં મગધ અવન્તિ વગેરે જે જે પ્રદેશો હતા, તેના સંબંધમાં દિગ્વિજયના વર્ણનમાં કવિએ યુક્તિપુરઃસર મૌન ધારણ કર્યું છે. મગધ રાજ્ય સિવાય આસપાસનાં કલિંગ, કામરૂપ (આસામ) અને કાશ્મીર વગેરે હિંદુસ્તાનની ચારે તરફની સરહદનાં રાજ્યો રઘુએ જીતી લીધાં એમ કવિએ લખ્યું છે, પરંતુ આવા સર્વોપરિ મગધ રાજ્યનો કંઇ પણ નિર્દેશ ન કરતાં પૂર્વના જૂદા જૂદા રાજાઓને જીતી રઘુ સમુદ્રના કિનારા ઉપર આવ્યો, એમ નીચેના શ્લોકમાં લખી મગધનું નામ ઉડાવી દીધું છે.

> पौरस्त्यानेवमाक्रामंस्तांस्ताञ्जनपदाञ्जयी ।
> प्राप तालीवनश्याममुपकण्ठं महोदधेः ॥ સર્ગ ૪-૩૪.

અહિં સુહ્મ, વંગ, કલિંગ, વગેરે આસપાસનાં રાજ્યોને જીતવાનો નિર્દેશ કરવા છતાં પણ પાસેના મોટા મગધરાજ્યના સંબંધે કવિએ આવું મૌન ધાર્યું છે તેનું કારણ એવું સંભવે છે કે, રઘુવંશ લખ્યો ત્યારે અગ્નિમિત્ર વિદ્યમાન હશે અને પોતાના આશ્રયદાતાના રાજ્યની અવનતિ દર્શાવવાનું કવિને યોગ્ય નહીં લાગ્યું હોય માટે પૂર્વના કેટલાએક રાજાઓને રઘુએ જીત્યા એમ કહી, યુક્તિથી મગધ રાજ્યને હીણું ન લાગે તેમ તેનો એમાં અંતર્ભાવ કરી લીધો હશે; પરંતુ સ્વયંવરના પ્રસંગમાં આવી સંકડામણ નહીં હોવાને લીધે તેની પ્રશંસા કરવાનો પ્રસંગ લીધો હશે. મગધરાજ્ય અને તેને અંગીભૂત અવન્તિ વગેરે રાજ્યો ઉપર કવિનો જો આવો પક્ષપાત ન હોય, તો દિગ્વિજયમાં પણ મગધાદિ આ રાજ્યનાં રાજ્યોને જીત્યાં

હતાં એમ સ્પષ્ટ દર્શાવ્યા વિના રહે નહીં, કારણ કે દિગ્વિજય અને સ્વયંવર, પિતાપુત્ર રઘુ અને અજના સમયમાં થોડાં વર્ષને અંતરે થયા હતા.

આ પ્રમાણે જોતાં થોડાં વર્ષના અંતરે બનેલા બે પ્રસંગોમાંથી એકમાં કવિ મગધરાજ્યની પ્રશંસા કરી શક્યા છે, પરંતુ તેની અવનતિ દર્શાવનારો એક શબ્દ પણ દિગ્વિજયમાં કહી શક્યા નથી, તેનું કારણ અગ્નિમિત્રને એ કાવ્ય વાંચતાં કોઈ પણ પ્રકારે માઠું લાગે એમ ન કરવું, એ સિવાય બીજું સંભવતું નથી.

(૧૪) ઉપર દર્શાવેલી હકિકત ઉપરથી, અગ્નિમિત્ર અને કાલિદાસને આવો કંઇક સંબંધ હશે એમ લક્ષ્યમાં રાખી એમનાં કાવ્યો અને નાટકો વાંચતાં તેમાંથી આ વિચારને પુષ્ટી આપનારી અનેક ઝીણી ઝીણી બાબતો મળી આવે છે. માલવિકાગ્નિમિત્રના ભરતવાક્યમાં

आशास्यमीतिविगमप्रभृति प्रजानाम् ।
संपत्स्यते न खलु गोप्तरि नाग्निमित्रे ॥

એ શ્લોકમાંનો ગોપ્તરિ શબ્દ સૂચવી આપે છે કે, વખતે અશ્વમેધયજ્ઞ પછી પુષ્પમિત્રે અગ્નિમિત્રને રાજ્યાભિષેક કર્યો હશે અને તેથી કાલિદાસે અગ્નિમિત્રના મુખે કહેવડાવ્યું છે કે, હું રક્ષણ કરનાર છું ત્યાં સુધી ઇતિઓ-ઉપદ્રવનો નાશ નહીં થાય એમ ન ધારવું. ટીકાકાર કાટયવેમ પણ એવું જ લખે છે કે, ગોપ્તરિ શબ્દ અગ્નિમિત્રનો તે વખતે થયેલો રાજ્યોપચાર સૂચવે છે. આથી એવું જણાય છે કે પુષ્પમિત્ર પોતાના પુત્ર અગ્નિમિત્રને રાજ્યાભિષેક કરી નિવૃત્ત થયો હશે. કાલિદાસે અગ્નિમિત્રના સમયની ઘણીખરી બીનાઓ પોતાના લેખોમાં કંઇક રૂપાંતર કરી નોંધી રાખી છે. પુષ્પમિત્રનું નિવૃત્ત થવું અને યુવરાજ અગ્નિમિત્રનો રાજ્યાભિષેક, એ બીના કાલિદાસે વિક્રમોર્વશીયના છેલ્લા અંકમાં પણ ગર્ભિત રીતે સૂચવી છે, જ્યાં પુરૂરવ નિવૃત્ત થાય છે અને યુવરાજ આયુને રાજ્ય આપે છે.

आयुषो यौवराज्यश्रीः स्मारयत्यात्मजस्य ते ।
अभिषिक्तं महासेनं सैनापत्ये मरुत्वता ॥ અંક ૫.

આ શ્લોકમાં મહાસેન અને સૈનાપત્ય શબ્દો ખાસ ધ્યાન ખેંચે તેવા છે. હિન્દુસ્તાનના તમામ રાજાઓ કરતાં મગધરાજ્ય પાસે મોટામાં મોટું સૈન્ય હતું એમ ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે. મહાસેન શબ્દનો પ્રયોગ અહીં કાર્તિકસ્વામિના અર્થમાં છે, તેમ છતાં મગધરાજના યુવરાજની મોટી સેનાની પ્રશંસાનો ધ્વનિ કરે છે. વળી પુષ્પમિત્ર રાજા છતાં સેનાપતિ એવા ઉપપદથી ઓળખાતો હતો એમ માલવિકાગ્નિમિત્રમાંનાં નીચેનાં વચનો ઉપરથી જણાય છે.

स्वस्ति । यज्ञशरणात् सेनापतिः पुष्पमित्रः विदिशास्थं पुत्रं अग्निमित्रं ઇત્યાદિ

ઉપરના શ્લોકમાં એમ કહ્યું છે કે, તમારા આત્મજ આ યુવરાજની શોભા જોતાં મને સેનાપતિની પદવીએ અભિષેક પામેલા મહાસેન–મોટા સેનવાળા કાર્તિકસ્વામિનું સ્મરણ થાય છે. અહીં પણ કવિએ સેનાપતિની પદવીએ અભિષેક પામેલા અગ્નિમિત્રના સંબંધનો આ શુભ પ્રસંગ ઘણી ચતુરાઇથી મુકી તેની ગૂઢ પ્રશંસા કરી હોય એમ જણાઇ આવે છે.

વળી भव पितुरनुरूपस्त्वं गुणैर्लोककान्तैः
अतिशयिनि समाप्ता वंश एवाशिषस्ते ।

* * * *

तव पितरि पुरस्तादुन्नतानां स्थितेस्मिन्
स्थितिमति च विभक्ता त्वय्यनाकंप्यधैर्ये ।
अधिकतरमिदानीं राजते राजलक्ष्मीः
हिमवति जलधौ च व्यस्ततोयेव गंगा ।

ઇત્યાદિ શ્લોકો પણ, કવિએ બાર વર્ષના આયુને નહી, પરંતુ અડગ ધૈર્યવાળા અભિષિક્ત થયેલા અગ્નિમિત્રને પ્રશસ્તિરૂપે

કર્યા હોય તેવા લાગે છે. જો કાલિદાસે વિક્રમના સમયમાં વિક્રમો-ર્વશીય લખ્યું હોય, તો આ પ્રસંગની આવી સ્પષ્ટ છાયા એમાં ભાગ્યેજ આવે. મને તો એમ લાગે છે કે, માલવિકાગ્નિમિત્ર ભજવાયું ત્યારે અગ્નિમિત્ર વિદિશામાં ગવર્નર હતો એટલે પાછળથી એના રાજ્યાભિષેકના અથવા તો કોઇ બીજા આનંદમય પ્રસંગે કવિએ રંગભૂમિ ઉપર વિક્રમોર્વશીયનો પ્રયોગ આણ્યો હશે અને તે કાળે સર્વને સ્પષ્ટ રીતે સમજાય તેમ આ આનંદમય પ્રસંગનું પ્રશંસાપૂર્વક સ્મરણ કરાવ્યું હશે.

માલવિકાગ્નિમિત્ર તથા વિક્રમોર્વશીયમાં વારંવાર યજ્ઞનું પણ સ્મરણ કરવામાં આવ્યું છે અને યજ્ઞાદિ કર્મો ચાલુ રાખવાની રાજાને વિનંતિ કરવામાં આવી છે. વળી વિક્રમોર્વશીયના ભરતવાક્યમાં પણ संगतं श्रीःसरस्वत्योर्भूतयेस्तु सदा सताम्। એ શબ્દોમાં પણ અગ્નિમિત્રના વિદ્યાવિલાસી ગુણની અને રાજ્યલક્ષ્મીની પટાન્તરે પ્રશંસા કરેલી લાગે છે.

કાલિદાસે વિક્રમ શબ્દ બે ત્રણ જગાએ વાપર્યો છે તેથી, વિક્રમની સાથે એમનો સંબંધ હશે એમ માનવામાં આવે છે, પરંતુ એના કરતાં પણ અગ્નિમિત્રનું સૂચન કરનારાં આવાં દ્વિઅર્થિ વાક્યો કાલિદાસે ઘણી જગાએ (અને ખાસ કરીને અભિષેકના પ્રસંગમાં) પ્રશંસાના રૂપમાં યોજેલાં છે, તે ખાસ લક્ષ ખેંચે તેવાં છે. માલવિકાગ્નિમિત્રમાં અગ્નિમિત્રને સંબોધીને કહેવડાવ્યું છે કે,

श्यामायते न युष्मासु यः काचनमिवाग्निषु

મગધરાજાનું વર્ણન કરતાં परंतपोनाम यथार्थनामा। એ શબ્દે ગૂઢ રીતે અગ્નિમિત્રને સૂચવ્યો છે. વળી એ અવન્તિમાં રાજ્ય કરતો હતો તેથી અવન્તિરાજનું વર્ણન કરતાં મુકેલું आरोप्य चक्रभ्रममुष्णतेजाः એ પદ એવુંજ સૂચન કરે છે. વિક્રમોર્વશીયમાં યુવરાજના અભિષેકમાં યુવરાજની પ્રશંસામાં કહેલું છે કે—

सूर्यः समेधयत्यग्निमग्निः सूर्यं च तेजसा ।

વળી રઘુવંશમાં યુવરાજ અજના અભિષેક વખતે પણઃ-

स राज्यं गुरुणा दत्तं प्रतिपद्याधिकं बभौ
दिनान्ते निहितं तेजो सवित्रेव हुताशनः ।
अग्निवर्णमभिषिच्य राघवः स्वे पदे तनयमग्नितेजसम् ।

રઘુવંશના પ્રારંભમાં પણ

हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ।

આ પ્રમાણે અગ્નિમિત્રના નામના પર્યાયવાચક શબ્દોથી કવિએ તેની અનેક સ્થળે પ્રશંસા કરી હોય એમ જણાય છે. આ અને આવી બીજી અનેક ઝીણી ઝીણી બાબતો કાલિદાસનો અગ્નિમિત્ર સાથે સંબંધ દર્શાવી આપે છે.

*માલવિકાગ્નિમિત્ર કાલિદાસનું છે એવું મિ૰ પંડિતની આવૃત્તિમાં તથા વાણી વિલાસ પ્રેસની સંસ્કૃત આવૃત્તિમાં સંતોષકારક રીતે પુરવાર કરવામાં આવ્યું છે એટલે એ નાટકના કર્તૃત્વને માટે શંકાનો અવકાશ નથી. આ બધાં નાટકો, એ પૂર્વના કાળમાં લખાયાં હશે એમ માનવું પડે છે. પ્રો. મેક્સમ્યુલરનું× પણ એમ માનવું છે કે, વિક્રમોર્વશીય અને શાકુન્તલ અલેકઝાન્ડ્રીયન પીરીયડમાં એટલે ગ્રીકની સ્વારીઓ થતી હતી તે સમયની આસપાસમાં લખાયાં હશે. આ વિચાર પણ ઉપરના અનુમાનોને પુષ્ટિ આપે છે.

ઉપર દર્શાવેલાં અનેક કારણોને એકંદર રીતે તપાસતાં મહાકવિ ભાસ, ઇ. સ. પૂર્વે ત્રોજા શતકના અંતમાં, એટલે મહારાજા

---

*જુવો મી૰ પંડિતનું માલવિકાગ્નિમિત્ર તથા વાણીવિલાસ પ્રેસનું માલવિકાગ્નિમિત્ર-શ્રીરંગમ.

× જુવો મેક્સમ્યુલર્સ હિસ્ટરી ઓફ. એ, લીટરેચર પાનુ ૩૩.

ચંદ્રગુપ્તના સમયમાં થયા હશે અને કાલિદાસ અગ્નિમિત્રના સમયમાં, એટલે ઇ. સ. પૂર્વે ૧૫૦ થી ૧૬૦ સુધીમાં થયા હશે, એવું અનુમાન હાલ તરત તો વધારે સંભવિત લાગે છે.

ઘણીવાર એવું બને છે કે, અમુક વિચારોની પરંપરાથી માણસ ઉલટે માગે દોરાઇ જાય છે; મારા સંબંધમાં પણ એવું થયું હોય તો તે સંભવિત છે. વખત જતાં કોઇ પ્રમાણો એવાં મળી આવે, કે જેથી આ અનુમાનો થોડે અથવા ઘણે અંશે ખોટાં પડે અને આ વિચારો ફેરવવાનો પ્રસંગ પણ આવે તો તેમાં આશ્ચર્ય જેવું નથી, કારણ કે ઘણી વખત એવું બને છે પણ ખરૂ.

ધાર્યા કરતાં આ પ્રસ્તાવના લાંબી થઇ ગઇ છે, પરંતુ મહાત્માઓનાં ચરિત જાણવાનો અને જણાવવાનો લેભ એવો જ હોય છે, એમ માની વાંચનાર મને ક્ષમા કરશે. ભાસ અને કાલિદાસના સંબંધમાં આમાં જે લખ્યું છે તે માત્ર મારાં અનુમાન છે. સમર્થ વિદ્વાનોની કલમથી એ વિષયનો સંપૂર્ણ ઉહાપોહ થયા વિના એમાં ખરું શું છે તેનો નિર્ણય થઇ શકે તેમ નથી. ભાસનાં નાટકો વાંચતાં પ્રથમ દૃષ્ટિથી જે જે અનુમાનો મને કંઇક આધારવાળાં અને વિચાર કરવા યોગ્ય લાગ્યાં, તે મેં વિદ્વાનોની સમક્ષ વિશેષ ચર્ચાને માટે મુક્યાં છે અને હું આશા રાખું છું કે, આના સંબંધમાં પરિશ્રમ કરનાર વિદ્વાનો, આમાં શું શું ગ્રાહ્ય અને અગ્રાહ્ય છે, તે પ્રસંગ મળ્યે દર્શાવી મને આભારી કરશે.

આટલું વિષયાન્તર થયું તેને માટે ક્ષમા યાચી હવે મૂળ ગ્રંથ તરફ વળીએ. મેઘદૂતના ગુણોની પ્રશંસાને માટે પરંપરાથી ચાલતું આવેલું નીચેનું એક ચરણ જ બસ છે કે, माघे मेघे गतं वयः ।

ભાષાંતર.

પૂર્વ મેઘ, બહુધા વર્ણનાત્મક હોવા છતાં, વિવિધ જોવા યોગ્ય નગરો, યાત્રાનાં સ્થાનો, નદીઓ, પર્વતો વગેરેનાં તથા સર્વ સૃષ્ટિસૌન્દર્યના નિવાસરૂપ હિમાદ્રિનાં દૃષ્ટિ આગળ તરી રહેતાં હોય

તેવાં વર્ણનોથી ઘણો જ મનોહર અને રસપ્રદ લાગે છે. ઉત્તર મેઘમાં પણ અલકાનું અદ્‌ભુત અને મનોહર વર્ણન આપી, કવિએ પોતાની અલૌકિક શક્તિના બળે એ દેવભૂમિનો આપણને સાક્ષાત્કાર કરાવ્યો છે, એટલું જ નહીં, પરંતુ દૂર રહેલાં પ્રેમી હૃદયોના ઉચ્ચ પ્રેમનું, કોમળ વૃત્તિઓનું અને અંતર્ગૂઢ ભાવોનું હૃદયંગમ ચિત્ર એવી કુશળતાથી આલેખેલું છે કે, તેને વારંવાર વાંચવા છતાં પણ કોઇ પ્રકારની રસની ન્યૂનતા લાગતી નથી. ઉત્તરમેઘમાં કવિએ જે રસ અને હૃદયના ઉંડા મર્મને સ્પર્શ કરે તેવા ગૂઢ ભાવો મુકયા છે, તે રસિક હૃદયોને બહુધા મનથી જ ગમ્ય છે. ટીકા કરી એને સ્ફુટ કરતાં મારી વાણી કુંઠિત થઇ જાય છે. જેમ અમૃતના સ્વાદમાં કેવી અપૂર્વતા હશે, તે જીભ કહી શકતી નથી પણ તે ચાખનારનું મન સમજે છે, તેમ કાલિદાસની વાણીના રસનું આસ્વાદન મારાથી કરાવી શકાતું નથી; રસિક જનો પોતાના અધિકાર પ્રમાણે તે કરી શકશે.

કાલિદાસનાં અન્ય કાવ્યો કરતાં મેઘદૂતની ભાષા વધારે પ્રૌઢતાવાળી અને ભાવથી ભરેલી છે. તેની ગુજરાતીમાં યથાર્થ છાયા ઉતારવી એ કેટલું વિષમ છે તે વિદ્વાનોથી અજાણ્યું નથી. એ કવિની કાવ્યશક્તિની ખરી ખુબી એ છે કે એમાં વાણી, ભાવ અને રસ પરસ્પરને પોષે છે. બીજા કવિઓનામાં તેમાંના એકની અથવા બીજાની ખામી રહી જાય છે. આથી કાલિદાસના ગ્રંથોનાં ભાષાન્તરોમાં એ ત્રણેની સમતા સાચવવામાં ઘણો પરિશ્રમ પડે છે. આમ છતાં મારાથી બનતો પ્રયત્ન કરી અંદરના ભાવ સ્ફુટ રીતે સમજાય અને રચના ક્લિષ્ટ અને કઠોર ન લાગે તેમ કર્યું છે. થોડામાં સમાયેલો ભાવ વાંચનારને કંઇક વધારે સ્પષ્ટતાથી સમજાય એવા હેતુથી, ટીકા પણ કંઇક વિસ્તારથી આપી છે અને તેની કંઇક અગત્ય પણ છે એમ મારું માનવું છે. જે સમર્થ વિદ્વાનો છે, તેને તો એ નકામી જ છે, કારણ કે તેઓ તો એમાં જેજે સમજાવ્યું છે તેના કરતાં પણ વધારે સમજી શકે છે. ભાષાન્તરો સંસ્કૃત જાણનારા

વિદ્વાનોને માટે નહીં, પરંતુ ખાસ કરીને મહાકવિઓની વાણીનો રસ ચાખવાને ઉત્સુક ગુજરાતી જાણનારા રસિકવર્ગને માટે છે. જેમ બને તેમ અર્થ વધારે સ્ફુટ કર્યો હોય તો તે વાંચનારના લક્ષમાં સહજ ઉતરી શકે છે. એટલા માટે બને તેટલી સરળતા વાપરી કાવ્યની છાયા ઉતારવાનો મેં પ્રયત્ન કર્યો છે. એમાં ઘણે સ્થળે રસના, અર્થના અથવા વાણીના દોષો પણ આવી ગયા હશે, જેને માટે હું ક્ષમા યાચું છું. કયાં સંસ્કૃત ભાષાની પ્રૌઢતા, વિશાળતા અને મધુરતા ? કયાં અલ્પ સાધનવાળી ગુજરાતી ભાષા ? તેમજ કયાં કાલિદાસ જેવા મહાકવિની રસ અને ભાવથી ભરી મધુર વાણી અને કયાં મારી અલ્પબુદ્ધિ ? એ સઘળું જાણતા છતાં અન્ય વિદ્વાનોની પેઠે મેં પણ આ કાવ્યમાં મૂળના રસ, ભાવ, માધુર્ય અને પ્રસાદની છાયા ઉતારવાનો જે પ્રયત્ન કર્યો છે, તે કંઇ પણ અંશે સફળ છે એમ વિદ્વાનો માનશે તો મારો શ્રમ સાર્થક છે એમ ગણીશ.

આ પુસ્તકના સંબંધમાં, મારા મિત્ર રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદિ બી. એ. એલ. એલ. બી. એ, તથા રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી બી. એ. એ, પ્રસંગોપાત્ત જે જે અગત્યની સૂચનાઓ કરી છે તેને માટે તથા રા. રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. એ આને પ્રસિદ્ધ કરવામાં ઉત્સાહપૂર્વક જે શ્રમ લીધો છે તેને માટે હું એમનો આભારી છું.

અહીં સંક્ષેપમાં માત્ર એટલું જ કહેવું બસ છે કે;—

"कालिदासवचः कुत्र व्याख्यातारो वयं क्व ।
तदिदं मंदवीपेन राजवेश्मप्रकाशनम्" ॥

અશ્વિન વદ ૧૩. સં. ૧૯૬૯
કલ્યાણ મોતી બીલ્ડીંગ નં૦
ગીરગામ–મુંબઇ.

ભાષાન્તરકર્તા.

अथ

# मेघदूतम्

---

## पूर्वमेघः ।

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारप्रमत्तः
शापेनास्तंगमितमहिमा वर्षभोग्येण भर्तुः ।
यक्षश्चक्रे जनकतनयास्नानपुण्योदकेषु
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥ १ ॥

तस्मिन्नद्रौ कतिचिदबलाविप्रयुक्तः स कामी
नीत्वा मासान्कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥ २ ॥

तस्य स्थित्वा कथमपि पुरः कौतुकाधानहेतो-
रन्तर्बाष्पश्चिरमनुचरो राजराजस्य दध्यौ ।
मेघालोके भवति सुखिनोऽप्यन्यथावृत्ति चेतः
कण्ठाश्लेषप्रणयिनि जने किं पुनर्दूरसंस्थे ॥ ३ ॥

प्रत्यासन्ने नभसि दयिताजीवितालम्बनार्थी
जीमूतेन स्वकुशलमयीं हारयिष्यन्प्रवृत्तिम् ।
स प्रत्यग्रैः कुटजकुसुमैः कल्पितार्घाय तस्मै
प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥ ४ ॥

धूमज्योतिःसलिलमरुतां संनिपातः क मेघः
संदेशार्थाः क पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।
इत्यौत्सुक्यादपरिगणयन्गुह्यकस्तं ययाचे
कामार्त्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥ ५ ॥

जातं वंशे भुवनविदिते पुष्करावर्तकानां
जानामि त्वां प्रकृतिपुरुषं कामरूपं मघोनः ।
तेनार्थित्वं त्वयि विधिवशाद्दूरबन्धुर्गतोऽहं
याच्ञा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥ ६ ॥

संतप्तानां त्वमसि शरणं तत्पयोद प्रियायाः
संदेशं मे हर धनपतिक्रोधविश्लेषितस्य ।
गन्तव्या ते वसतिरलका नाम यक्षेश्वराणां
बाह्योद्यानस्थितहरशिरश्चन्द्रिकाधौतहर्म्या ॥ ७ ॥

त्वामारूढं पवनपदवीमुद्गृहीतालकान्ताः
प्रेक्षिष्यन्ते पथिकवनिताः प्रत्ययादाश्वसन्तः ।
कः संनद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायां
न स्यादन्योऽप्यहमिव जनो यः पराधीनवृत्तिः ॥८॥

मन्दं मन्दं नुदति पवनश्चानुकूलो यथा त्वां
वामश्चायं नदति मधुरं चातकस्ते सगन्धः ।
गर्भाधानक्षणपरिचयान्नूनमाबद्धमालाः
सेविष्यन्ते नयनसुभगं खे भवन्तं बलाकाः ॥ ९ ॥

तां चावश्यं दिवसगणनातत्परामेकपत्नी-
मव्यापन्नामविहतगतिर्द्रक्ष्यसि भ्रातृजायाम् ।
आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां
सद्यःपाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥ १० ॥

कर्तुं यच्च प्रभवति महीमुच्छिलीन्ध्रामवन्ध्यां
तच्छ्रुत्वा ते श्रवणसुभगं गर्जितं मानसोत्काः ।
आ कैलासाद्बिसकिसलयच्छेदपाथेयवन्तः
संपत्स्यन्ते नभसि भवतो राजहंसाः सहायाः ॥११॥

आपृच्छस्व प्रियसखममुं तुङ्गमालिङ्ग्य शैलं
वन्द्यैः पुंसां रघुपतिपदैरङ्कितं मेखलासु ।
काले काले भवति भवतो यस्य संयोगमेत्य
स्नेहव्यक्तिश्चिरविरहजं मुञ्चतो बाष्पमुष्णम् ॥१२॥

मार्गं तावच्छृणु कथयतस्त्वत्प्रयाणानुरूपं
संदेशं मे तदनु जलद श्रोष्यसि श्रोत्रपेयम् ।
खिन्नः खिन्नः शिखरिषु पदं न्यस्य गन्तासि यत्र
क्षीणः क्षीणः परिलघु पयः स्रोतसां चोपभुज्य ॥१३॥

अद्रेः शृङ्गं हरति पवनः किंस्विदित्युन्मुखीभि-
र्दृष्टोत्साहश्चकितचकितं मुग्धसिद्धाङ्गनाभिः ।
स्थानादस्मात्सरसनिचुलादुत्पतोदङ्मुखः खं
दिङ्नागानां पथि परिहरन्स्थूलहस्तावलेपान् ॥१४॥

रत्नच्छायाव्यतिकर इव प्रेक्ष्यमेतत्पुरस्ता-
द्वल्मीकाग्रात्प्रभवति धनुःखण्डमाखण्डलस्य ।
येन श्यामं वपुरतितरां कान्तिमापत्स्यते ते
बर्हेणेव स्फुरितरुचिना गोपवेषस्य विष्णोः ॥१५॥

त्वय्यायत्तं कृषिफलमिति भ्रूविलासानभिज्ञैः
प्रीतिस्निग्धैर्जनपदवधूलोचनैः पीयमानः ।
सद्यःसीरोत्कषणसुरभि क्षेत्रमारुह्य मालं
किंचित्पश्चाद्व्रज लघुगतिर्भूय एवोत्तरेण ॥१६॥

त्वामासारप्रशमितवनोपप्लवं साधु मूर्ध्ना
वक्ष्यत्यध्वश्रमपरिगतं सानुमानाम्रकूटः ।
न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ॥ १७ ॥

छन्नोपान्तः परिणतफलद्योतिभिः काननाम्रै-
स्त्वय्यारूढे शिखरमचलः स्निग्धवेणीसवर्णे ।
नूनं यास्यत्यमरमिथुनप्रेक्षणीयामवस्थां
मध्ये श्यामः स्तन इव भुवः शेषविस्तारपाण्डुः ॥१८॥

स्थित्वा तस्मिन्वनचरवधूभुक्तकुञ्जे मुहूर्तं
तोयोत्सर्गाद्द्रुततरगतिस्तत्परं वर्त्म तीर्णः ।
रेवां द्रक्ष्यस्युपलविषमे विन्ध्यपादे विशीर्णां
भक्तिच्छेदैरिव विरचितां भूतिमङ्गे गजस्य ॥ १९ ॥

तस्यास्तिक्तैर्वनगजमदैर्वासितं वान्तवृष्टि-
र्जम्बूकुञ्जप्रतिहतरयं तोयमादाय गच्छेः ।
अन्तःसारं घन तुलयितुं नानिलः शक्ष्यति त्वां
रिक्तः सर्वो भवति हि लघुः पूर्णता गौरवाय ॥२०॥

नीपं दृष्ट्वा हरितकपिशं केसरैरर्धरूढै-
राविर्भूतप्रथममुकुलाः कन्दलीश्चानुकच्छम् ।
जग्ध्वारण्येष्वधिकसुरभिं गन्धमाघ्राय चोर्व्याः
सारङ्गास्ते जललवमुचः सूचयिष्यन्ति मार्गम् ॥२१॥

उत्पश्यामि द्रुतमपि सखे मत्प्रियार्थं यियासोः
कालक्षेपं ककुभसुरभौ पर्वते पर्वते ते ।
शुक्लापाङ्गैः सजलनयनैः स्वागतीकृत्य केकाः
प्रत्युद्यातः कथमपि भवान्गन्तुमाशु व्यवस्येत् ॥२२॥

पाण्डुच्छायोपवनवृतयः केतकैः सूचिभिन्नै-
र्नीडारम्भैर्गृहबलिभुजामाकुलग्रामचैत्याः ।
त्वय्यासन्ने परिणतफलश्यामजम्बूवनान्ताः
संपत्स्यन्ते कतिपयदिनस्थायिहंसा दशार्णाः ॥२३॥

तेषां दिक्षु प्रथितविदिशालक्षणां राजधानीं
गत्वा सद्यः फलमविकलं कामुकत्वस्य लब्धा ।
तीरोपान्तस्तनितसुभगं पास्यसि स्वादु यस्मा-
त्सभ्रूभङ्गं मुखमिव पयो वेत्रवत्याश्चलोर्मि ॥२४॥

नीचैराख्यं गिरिमधिवसेस्तत्र विश्रामहेतो-
स्त्वत्संपर्कात्पुलकितमिव प्रौढपुष्पैः कदम्बैः ।
यः पण्यस्त्रीरतिपरिमलोद्गारिभिर्नागराणा-
मुद्दामानि प्रथयति शिलावेश्मभिर्यौवनानि ॥ २५ ॥

विश्रान्तः सन्व्रज वननदीतीरजातानि सिञ्च-
न्नुद्यानानां नवजलकणैर्यूथिकाजालकानि ।
गण्डस्वेदापनयनरुजाक्लान्तकर्णोत्पलानां
छायादानात्क्षणपरिचितः पुष्पलावीमुखानाम् ।।२६।।

वक्रः पन्था यदपि भवतः प्रस्थितस्योत्तराशां
सौधोत्सङ्गप्रणयविमुखो मा स्म भूरुज्जयिन्याः ।
विद्युद्दामस्फुरितचकितैस्तत्र पौराङ्गनानां
लोलापाङ्गैर्यदि न रमसे लोचनैर्वञ्चितोऽसि ।।२७।।

वीचिक्षोभस्तनितविहगश्रेणिकाञ्चीगुणायाः
संसर्पन्त्याः स्खलितसुभगं दर्शितावर्तनाभेः ।
निर्विन्ध्यायाः पथि भव रसाभ्यन्तरः संनिपत्य
स्त्रीणामाद्यं प्रणयवचनं विभ्रमो हि प्रियेषु ।।२८।।

वेणीभूतप्रतनुसलिलासावतीतस्य सिन्धुः
पाण्डुच्छाया तटरुहतरुभ्रंशिभिर्जीर्णपर्णैः ।
सौभाग्यं ते सुभग विरहावस्थया व्यञ्जयन्ती
कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्यः ।।२९।।

प्राप्यावन्तीनुदयनकथाकोविदग्रामवृद्धा-
न्पूर्वोद्दिष्टामनुसर पुरीं श्रीविशालां विशालाम् ।
स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां
शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम् ॥३०॥

दीर्घीकुर्वन्पटु मदकलं कूजितं सारसानां
प्रत्यूषेषु स्फुटितकमलामोदमैत्रीकषायः ।
यत्र स्त्रीणां हरति सुरतग्लानिमङ्गानुकूलः
शिप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः ॥३१॥

जालोद्गीर्णैरुपचितवपुः केशसंस्कारधूपै-
र्बन्धुप्रीत्या भवनशिखिभिर्दत्तनृत्योपहारः ।
हर्म्येष्वस्याः कुसुमसुरभिष्वध्वखेदं नयेथा
लक्ष्मीं पश्यंल्ललितवनितापादरागाङ्कितेषु ॥३२॥

भर्तुः कण्ठच्छविरिति गणैः सादरं वीक्ष्यमाणः
पुण्यं यायास्त्रिभुवनगुरोर्धाम चण्डीश्वरस्य ।
धूतोद्यानं कुवलयरजोगन्धिभिर्गन्धवत्या-
स्तोयक्रीडानिरतयुवतिस्नानतिक्तैर्मरुद्भिः ॥३३॥

अप्यन्यस्मिञ्जलधर महाकालमासाद्य काले
स्थातव्यं ते नयनविषयं यावदत्येति भानुः ।
कुर्वन्संध्याबलिपटहतां शूलिनः श्लाघनीया-
मामन्द्राणां फलमविकलं लप्स्यसे गर्जितानाम् ॥३४॥

पादन्यासैः क्वणितरशनास्तत्र लीलावधूतै
रत्नच्छायाखचितवलिभिश्चामरैः क्लान्तहस्ताः ।
वेश्यास्त्वत्तो नखपदसुखान्प्राप्य वर्षाग्रबिन्दू-
नामोक्ष्यन्ते त्वयि मधुकरश्रेणिदीर्घान्कटाक्षान् ॥३५॥

पश्चादुच्चैर्भुजतरुवनं मण्डलेनाभिलीनः
सान्ध्यं तेजः प्रतिनवजपापुष्परक्तं दधानः ।
नृत्यारम्भे हर पशुपतेरार्द्रनागाजिनेच्छां
शान्तोद्वेगस्तिमितनयनं दृष्टभक्तिर्भवान्या ॥३६॥

गच्छन्तीनां रमणवसतिं योषितां तत्र नक्तं
रुद्धालोके नरपतिपथे सूचिभेद्यैस्तमोभिः ।
सौदामन्या कनकनिकषस्निग्धया दर्शयोर्वीं
तोयोत्सर्गस्तनितमुखरो मा स्म भूर्विक्लवास्ताः ॥३७॥

तां कस्यांचिद्भवनवलभौ सुप्तपारावतायां
नीत्वा रात्रिं चिरविलसनात्खिन्नविद्युत्कलत्रः ।
दृष्टे सूर्ये पुनरपि भवान्वाहयेदध्वशेषं
मन्दायन्ते न खलु सुहृदामभ्युपेतार्थकृत्याः ॥३८॥

तस्मिन्काले नयनसलिलं योषितां खण्डितानां
शान्तिं नेयं प्रणयिभिरतो वर्त्म भानोस्त्यजाशु ।
प्रालेयास्रं कमलवदनात्सोऽपि हर्तुं नलिन्याः
प्रत्यावृत्तस्त्वयि कररुधि स्यादनल्पाभ्यसूयः ॥३९॥

गम्भीरायाः पयसि सरितश्चेतसीव प्रसन्ने
छायात्मापि प्रकृतिसुभगो लप्स्यते ते प्रवेशम् ।
तस्मादस्याः कुमुदविशदान्यर्हसि त्वं न धैर्या-
न्मोघीकर्तुं चटुलशफरोद्वर्तनप्रेक्षितानि ॥४०॥

तस्याः किंचित्करधृतमिव प्राप्तवानीरशाखं
नीत्वा नीलं सलिलवसनं मुक्तरोधोनितम्बम् ।
प्रस्थानं ते कथमपि सखे लम्बमानस्य भावि
ज्ञातास्वादो विवृतजघनां को विहातुं समर्थः ॥४१॥

त्वन्निष्यन्दोच्छ्वसितवसुधागन्धसंपर्करम्यः
स्रोतोरन्ध्रध्वनितसुभगं दन्तिभिः पीयमानः ।
नीचैर्वास्यत्युपजिगमिषोर्देवपूर्वं गिरिं ते
शीतो वायुः परिणमयिता काननोदुम्बराणाम् ॥४२॥

तत्र स्कन्दं नियतवसतिं पुष्पमेघीकृतात्मा
पुष्पासारैः स्नपयतु भवान्व्योमगङ्गाजलार्द्रैः ।
रक्षाहेतोर्नवशशिभृता वासवीनां चमूना-
मत्यादित्यं हुतवहमुखे संभृतं तद्धि तेजः ॥४३॥

ज्योतिर्लेखावलयि गलितं यस्य बर्हं भवानी
पुत्रप्रेम्णा कुवलयदलप्रापि कर्णे करोति ।
धौतापाङ्गं हरशशिरुचा पावकेस्तं मयूरं
पश्चादद्रिग्रहणगुरुभिर्गर्जितैर्नर्तयेथाः ॥४४॥

आराध्यैनं शरवणभवं देवमुल्लङ्घिताध्वा
सिद्धद्वन्द्वैर्जलकणभयाद्वीणिभिर्मुक्तमार्गः ।
व्यालम्बेथाः सुरभितनयालम्भजां मानयिष्य-
न्स्रोतोमूर्त्या भुवि परिणतां रन्तिदेवस्य कीर्तिम् ॥४५॥

त्वय्यादातुं जलमवनते शार्ङ्गिणो वर्णचौरे
तस्याः सिन्धोः पृथुमपि तनुं दूरभावात्प्रवाहम् ।
प्रेक्षिष्यन्ते गगनगतयो नूनमावर्ज्य दृष्टी-
रेकं मुक्तागुणमिव भुवः स्थूलमध्येन्द्रनीलम् ॥४६॥

तामुत्तीर्य व्रज परिचितभ्रूलताविभ्रमाणां
पक्ष्मोत्क्षेपादुपरिविलसत्कृष्णशारप्रभाणाम् ।
कुन्दक्षेपानुगमधुकरश्रीमुषामात्मबिम्बं
पात्रीकुर्वन्दशपुरवधूनेत्रकौतूहलानाम् ॥४७॥

ब्रह्मावर्तं जनपदमथ च्छायया गाहमानः
क्षेत्रं क्षत्रप्रधनपिशुनं कौरवं तद्भजेथाः ।
राजन्यानां सितशरशतैर्यत्र गाण्डीवधन्वा
धारापातैस्त्वमिव कमलान्यभ्यवर्षन्मुखानि ॥४८॥

हित्वा हालामभिमतरसां रेवतीलोचनाङ्कां
बन्धुप्रीत्या समरविमुखो लाङ्गली याः सिषेवे ।
कृत्वा तासामभिगममपां सौम्य सारस्वतीना-
मन्तः शुद्धस्त्वमपि भविता वर्णमात्रेण कृष्णः ॥४९॥

तस्माद्गच्छेरनुकनखलं शैलराजावतीर्णां
जह्नोः कन्यां सगरतनयस्वर्गसोपानपङ्क्तिम् ।
गौरीवक्त्रभ्रुकुटिरचनां या विहस्येव फेनैः
शंभोः केशग्रहणमकरोदिन्दुलग्नोर्मिहस्ता ॥५०॥

तस्याः पातुं सुरगज इव व्योम्नि पश्चार्धलम्बी
त्वं चेदच्छस्फटिकविशदं तर्कयेस्तिर्यगम्भः ।
संसर्पन्त्या सपदि भवतः स्रोतसि च्छाययासौ
स्यादस्थानोपगतयमुनासंगमेवाभिरामा ॥५१॥

आसीनानां सुरभितशिलं नाभिगन्धैर्मृगाणां
तस्या एव प्रभवमचलं प्राप्य गौरं तुषारैः ।
वक्ष्यस्यध्वश्रमविनयने तस्य शृङ्गे निषण्णः
शोभां शुभ्रत्रिनयनवृषोत्खातपङ्कोपमेयाम् ॥५२॥

तं चेद्वायौ सरति सरलस्कन्धसंघट्टजन्मा
बाधेतोल्काक्षपितचमरीबालभारो दवाग्निः ।
अर्हस्येनं शमयितुमलं वारिधारासहस्रै-
रापन्नार्तिप्रशमनफलाः संपदो ह्युत्तमानाम् ॥५३॥

ये संरम्भोत्पतनरभसाः स्वाङ्गभङ्गाय तस्मि-
न्मुक्ताध्वानं सपदि शरभा लङ्घयेयुर्भवन्तम् ।
तान्कुर्वीथास्तुमुलकरकावृष्टिपातावकीर्णा-
न्के वा न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः ॥५४॥

तत्र व्यक्तं दृषदि चरणन्यासमर्धेन्दुमौलेः
शश्वत्सिद्धैरुपचितबलिं भक्तिनम्रः परीयाः ।
यस्मिन्दृष्टे करणविगमादूर्ध्वमुद्धूतपापाः
संकल्पन्ते स्थिरगणपदप्राप्तये श्रद्दधानाः ॥५५॥

शब्दायन्ते मधुरमनिलैः कीचकाः पूर्यमाणाः
संसक्ताभिस्त्रिपुरविजयो गीयते किंनरीभिः ।
निर्ह्रादस्ते मुरज इव चेत्कन्दरेषु ध्वनिः स्या-
त्संगीतार्थो ननु पशुपतेस्तत्र भावी समग्रः ॥५६॥

प्रालेयाद्रेरुपतटमतिक्रम्य तांस्तान्विशेषा-
न्हंसद्वारं भृगुपतियशोवर्त्म यत्क्रौञ्चरन्ध्रम् ।
तेनोदीचीं दिशमनुसरेस्तिर्यगायामशोभी
श्यामः पादो बलिनियमनाभ्युद्यतस्येव विष्णोः॥५७॥

गत्वा चोर्ध्वं दशमुखभुजोच्छ्वासितप्रस्थसंधेः
कैलासस्य त्रिदशवनितादर्पणस्यातिथिः स्याः ।
शृङ्गोच्छ्रायैः कुमुदविशदैर्यो वितत्य स्थितः खं
राशीभूतः प्रतिदिनमिव त्र्यंबकस्याट्टहासः ॥५८॥

उत्पश्यामि त्वयि तटगते स्निग्धभिन्नाञ्जनाभे
सद्यःकृत्तद्विरददशनच्छेदगौरस्य तस्य ।
शोभामद्रेः स्तिमितनयनप्रेक्षणीयां भवित्री-
मंसन्यस्ते सति हलभृतो मेचके वाससीव ॥५९॥

हित्वा तस्मिन्भुजगवलयं शंभुना दत्तहस्ता
क्रीडाशैले यदि च विचरेत्पादचारेण गौरी ।
भङ्गीभक्त्या विरचितवपुः स्तम्भितान्तर्जलौघः
सोपानत्वं कुरु मणितटारोहणायाग्रयायी ॥६०॥

तत्रावश्यं वलयकुलिशोद्घट्टनोद्गीर्णतोयं
नेष्यन्ति त्वां सुरयुवतयो यन्त्रधारागृहत्वम् ।
ताभ्यो मोक्षस्तव यदि सखे धर्मलब्धस्य न स्या-
त्क्रीडालोलाः श्रवणपरुषैर्गर्जितैर्भीषयेस्ताः ॥६१॥

हेमाम्भोजप्रसवि सलिलं मानसस्याददानः
कुर्वन्कामं क्षणमुखपटप्रीतिमैरावतस्य ।
धुन्वन्कल्पद्रुमकिसलयान्यंशुकानीव वातै-
र्नानाचेष्टैर्जलद ललितैर्निर्विशेस्तं नगेन्द्रम् ।६२॥

तस्योत्सङ्गे प्रणयिन इव स्रस्तगङ्गादुकूलां
न त्वं दृष्ट्वा न पुनरलकां ज्ञास्यसे कामचारिन् ।
या वः काले वहति सलिलोद्गारमुच्चैर्विमाना
मुक्ताजालग्रथितमलकं कामिनीवाभ्रवृन्दम् ॥६३॥

---

## उत्तरमेघः

विद्युत्वन्तं ललितवनिताः सेन्द्रचापं सचित्राः
संगीताय प्रहतमुरजाः स्निग्धगम्भीरघोषम् ।
अन्तस्तोयं मणिमयभुवस्तुङ्गमभ्रंलिहाग्राः
प्रासादास्त्वां तुलयितुमलं यत्र तैस्तैर्विशेषैः ॥१॥

हस्ते लीलाकमलमलके बालकुन्दानुविद्धं
नीता लोध्रप्रसवरजसा पाण्डुतामानने श्रीः ।
चूडापाशे नवकुरबकं चारु कर्णे शिरीषं
सीमन्ते च त्वदुपगमजं यत्र नीपं वधूनाम् ॥२॥

यस्यां यक्षाः सितमणिमयान्येत्य हर्म्यस्थलानि
ज्योतिश्छायाकुसुमरचितान्युत्तमस्त्रीसहायाः ।
आसेवन्ते मधु रतिफलं कल्पवृक्षप्रसूतं
त्वद्गम्भीरध्वनिषु शनकैः पुष्करेष्वाहतेषु ॥३॥

मन्दाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भि-
र्मन्दाराणामनुतटरुहां छायया वारितोष्णाः ।
अन्वेष्टव्यैः कनकसिकतामुष्टिनिक्षेपगूढैः
संक्रीडन्ते मणिभिरमरप्रार्थिता यत्र कन्याः ॥४॥

नीवीबन्धोच्छ्वसितशिथिलं यत्र बिम्बाधराणां
क्षौमं रागादनिभृतकरेष्वाक्षिपत्सु प्रियेषु ।
अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपा-
न्ह्रीमूढानां भवति विफलप्रेरणा चूर्णमुष्टिः ॥५॥

नेत्रा नीताः सततगतिना यद्विमानाग्रभूमी-
रालेख्यानां नवजलकणैर्दोषमुत्पाद्य सद्यः ।
शङ्कास्पृष्टा इव जलमुचस्त्वादृशो जालमार्गै-
र्धूमोद्गारानुकृतिनिपुणा जर्जरा निष्पतन्ति ॥६॥

यत्र स्त्रीणां प्रियतमभुजालिङ्गनोच्छ्वासिताना-
मङ्गग्लानिं सुरतजनितां तन्तुजालावलम्बाः ।
त्वत्संरोधापगमविशदैश्चन्द्रपादैर्निशीथे
व्यालुम्पन्ति स्फुटजललवस्यन्दिनश्चन्द्रकान्ताः ॥७॥

अक्षय्यान्तर्भवननिधयः प्रत्यहं रक्तकण्ठै-
रुद्गायद्भिर्धनपतियशः किंनरैर्यत्र सार्धम् ।
वैभ्राजाख्यं विबुधवनितावारमुख्यासहाया
बद्धालापा बहिरुपवनं कामिनो निर्विशन्ति ॥८॥

गत्युत्कम्पादलकपतितैर्यत्र मन्दारपुष्पैः
पत्रच्छेदैः कनककमलैः कर्णविभ्रंशिभिश्च ।
मुक्ताजालैः स्तनपरिसरच्छिन्नसूत्रैश्च हारै-
र्नैशो मार्गः सवितुरुदये सूच्यते कामिनीनाम् ॥९॥

मत्वा देवं धनपतिसखं यत्र साक्षाद्वसन्तं
प्रायश्चापं न वहति भयान्मन्मथः षट्पदज्यम् ।
सभ्रूभङ्गप्रहितनयनैः कामिलक्ष्येष्वमोघै-
स्तस्यारम्भश्चतुरवनिताविभ्रमैरेव सिद्धः ॥१०॥

वासश्चित्रं मधु नयनयोर्विभ्रमादेशदक्षं
पुष्पोद्भेदं सह किसलयैर्भूषणानां विकल्पान् ।
लाक्षारागं चरणकमलन्यासयोग्यं च यस्या-
मेकः सूते सकलमबलामण्डनं कल्पवृक्षः ॥११॥

तत्रागारं धनपतिगृहादुत्तरेणास्मदीयं
दूराल्लक्ष्यं सुरपतिधनुश्चारुणा तोरणेन ।
यस्योपान्ते कृतकतनयः कान्तया वर्धितो मे
हस्तप्राप्यस्तबकनमितो बालमन्दारवृक्षः ॥१२॥

वापी चास्मिन्मरकतशिलाबद्धसोपानमार्गा
हैमैश्छन्ना विकचकमलैः स्निग्धवैदूर्यनालैः ।
यस्यास्तोये कृतवसतयो मानसं संनिकृष्टं
नाध्यास्यन्ति व्यपगतशुचस्त्वामपि प्रेक्ष्य हंसाः ॥१३॥

तस्यास्तीरे रचितशिखरः पेशलैरिन्द्रनीलैः
क्रीडाशैलः कनककदलीवेष्टनप्रेक्षणीयः ।
मद्गेहिन्याः प्रिय इति सखे चेतसा कातरेण
प्रेक्ष्योपान्तस्फुरिततडितं त्वां तमेव स्मरामि ॥१४॥

रक्ताशोकश्चलकिसलयः केसरश्चात्र कान्तः
प्रत्यासन्नौ कुरवकवृतेर्माधवीमण्डपस्य ।
एकः सख्यास्तव सह मया वामपादाभिलाषी
काङ्क्षत्यन्यो वदनमदिरां दोहदच्छद्मनास्याः ॥१५॥

तन्मध्ये च स्फटिकफलका काञ्चनी वासयष्टि-
र्मूले बद्धा मणिभिरनतिप्रौढवंशप्रकाशैः ।
तालैः शिञ्जावलयसुभगैर्नर्तितः कान्तया मे
यामध्यास्ते दिवसविगमे नीलकण्ठः सुहृद्वः ॥१६॥

एभिः साधो हृदयनिहितैर्लक्षणैर्लक्षयेथा
द्वारोपान्ते लिखितवपुषौ शङ्खपद्मौ च दृष्ट्वा ।
क्षामच्छायं भवनमधुना मद्वियोगेन नूनं
सूर्यापाये न खलु कमलं पुष्यति स्वामभिख्याम् ॥१७॥

गत्वा सद्यः कलभतनुतां शीघ्रसंपातहेतोः
क्रीडाशैले प्रथमकथिते रम्यसानौ निषण्णः ।
अर्हस्यन्तर्भवनपतितां कर्तुमल्पाल्पभासं
खद्योतालीविलसितनिभां विद्युदुन्मेषदृष्टिम् ॥१८॥

तन्वी श्यामा शिखरिदशना पक्वबिम्बाधरोष्ठी
मध्येक्षामा चकितहरिणीप्रेक्षणा निम्ननाभिः ।
श्रोणीभारादलसगमना स्तोकनम्रा स्तनाभ्यां
या तत्र स्याद्युवतिविषये सृष्टिराद्येव धातुः ॥१९॥

तां जानीथाः परिमितकथां जीवितं मे द्वितीयं
दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ।
गाढोत्कण्ठां गुरुषु दिवसेष्वेषु गच्छत्सु बालां
जातां मन्ये शिशिरमथितां पद्मिनीं वान्यरूपाम् ॥२०॥

नूनं तस्याः प्रबलरुदितोच्छूननेत्रं प्रियाया
निःश्वासानामशिशिरतया भिन्नवर्णाधरोष्ठम् ।
हस्तन्यस्तं मुखमसकलव्यक्ति लम्बालकत्वा-
दिन्दोर्दैन्यं त्वदनुसरणक्लिष्टकान्तेर्बिभर्ति ॥२१॥

आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा
मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती ।
पृच्छन्ती वा मधुरवचनां सारिकां पञ्जरस्थां
कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति ॥२२॥

उत्सङ्गे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां
मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा ।
तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथंचि-
द्भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती ॥२३॥

शेषान्मासान्विरहदिवसस्थापितस्यावधेर्वा
विन्यस्यन्ती भुवि गणनया देहलीदत्तपुष्पैः ।
मत्सङ्गं वा हृदयनिहितारम्भमास्वादयन्ती
प्रायेणैते रमणविरहेष्वङ्गनानां विनोदाः ॥२४॥

सव्यापारामहनि न तथा पीडयेन्मद्वियोगः
शङ्के रात्रौ गुरुतरशुचं निर्विनोदां सखीं ते ।
मत्संदेशैः सुखयितुमलं पश्य साध्वीं निशीथे
तामुन्निद्रामवनिशयनां सौधवातायनस्थः ॥२५॥

आधिक्षामां विरहशयने संनिषण्णैकपार्श्वां
प्राचीमूले तनुमिव कलामात्रशेषां हिमांशोः ।
नीता रात्रिः क्षण इव मया सार्धमिच्छारतैर्या
तामेवोष्णैर्विरहमहतीमश्रुभिर्यापयन्तीम् ॥२६॥

पादानिन्दोरमृतशिशिराञ्जालमार्गप्रविष्टा-
न्पूर्वप्रीत्या गतमभिमुखं संनिवृत्तं तथैव ।
चक्षुः खेदात्सलिलगुरुभिः पक्ष्मभिश्छादयन्तीं
साभ्रेऽह्नीव स्थलकमलिनीं न प्रबुद्धां न सुप्ताम् ॥२७॥

निःश्वासेनाधरकिसलयक्लेशिना विक्षिपन्तीं
शुद्धस्नानात्परुषमलकं नूनमागण्डलम्बम् ।
मत्संभोगः कथमुपनयत्स्वप्नजोऽपीति निद्रा-
माकाङ्क्षन्तीं नयनसलिलोत्पीडरुद्धावकाशाम् ॥२८॥

आद्ये बद्धा विरहदिवसे या शिखा दाम हित्वा
शापस्यान्ते विगलितशुचा तां मयोद्वेष्टनीयाम् ।
स्पर्शक्लिष्टामयमितनखेनासकृत्सारयन्तीं
गण्डाभोगात्कठिनविषमामेकवेणीं करेण ॥२९॥

सा संन्यस्ताभरणमबला पेशलं धारयन्ती
शय्योत्सङ्गे निहितमसकृद्दुःखदुःखेन गात्रम् ।
त्वामप्यस्रं नवजलमयं मोचयिष्यत्यवश्यं
प्रायः सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ॥३०॥

जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मा-
दित्थंभूतां प्रथमविरहे तामहं तर्कयामि ।
वाचालं मां न खलु सुभगंमन्यभावः करोति
प्रत्यक्षं ते निखिलमचिराद्भ्रातरुक्तं मया यत् ॥६१॥

रुद्धापाङ्गप्रसरमलकैरञ्जनस्नेहशून्यं
प्रत्यादेशादपि च मधुनो विस्मृतभ्रूविलासम् ।
त्वय्यासन्ने नयनमुपरिस्पन्दि शङ्के मृगाक्ष्या
मीनक्षोभाच्चलकुवलयश्रीतुलामेष्यतीति ॥३२॥

वामश्चास्याः कररुहपदैर्मुच्यमानो मदीयै-
र्मुक्ताजालं चिरपरिचितं त्याजितो दैवगत्या ।
संभोगान्ते मम समुचितो हस्तसंवाहनानां
यास्यत्यूरुः सरसकदलीस्तम्भगौरश्चलत्वम् ॥३३॥

तस्मिन्काले जलद यदि सा लब्धनिद्रासुखा स्या-
दन्वास्यैनां स्तनितविमुखो याममात्रं सहस्व ।
मा भूदस्याः प्रणयिनि मयि स्वप्नलब्धे कथंचि-
त्सद्यःकण्ठच्युतभुजलताग्रन्थि गाढोपगूढम् ॥३४॥

तामुत्थाप्य स्वजलकणिकाशीतलेनानिलेन
प्रत्याश्वस्तां सममभिनवैर्जालकैर्मालतीनाम् ।
विद्युद्गर्भः स्तिमितनयनां त्वत्सनाथे गवाक्षे
वक्तुं धीरः स्तनितवचनैर्मानिनीं प्रक्रमेथाः ॥३५॥

भर्तुर्मित्रं प्रियमविधवे विद्धि मामम्बुवाहं
तत्संदेशैर्हृदयनिहितैरागतं त्वत्समीपम् ।
यो वृन्दानि त्वरयति पथि श्राम्यतां प्रोषितानां
मन्द्रस्निग्धैर्ध्वनिभिरबलावेणिमोक्षोत्सुकानि ॥३६॥

इत्याख्याते पवनतनयं मैथिलीवोन्मुखी सा
त्वामुत्कण्ठोच्छ्वसितहृदया वीक्ष्य संभाव्य चैवम् ।
श्रोष्यत्यस्मात्परमवहिता सौम्य सीमन्तिनीनां
कान्तोदन्तः सुहृदुपनतः संगमात्किंचिदूनः ॥३७॥

तामायुष्मन्मम च वचनादात्मनश्चोपकर्तुं
ब्रूयादेवं तव सहचरो रामगिर्याश्रमस्थः ।
अव्यापन्नः कुशलमबले पृच्छति त्वां वियुक्तः
पूर्वाभाष्यं सुलभविपदां प्राणिनामेतदेव ॥३८॥

अङ्गेनाङ्गं प्रतनु तनुना गाढतप्तेन तप्तं
सास्रेणाश्रुद्रुतमविरतोत्कण्ठमुत्कण्ठितेन ।
उष्णोच्छ्वासं समधिकतरोच्छ्वासिना दूरवर्ती
संकल्पैस्तैर्विशति विधिना वैरिणा रुद्धमार्गः ॥३९॥

शब्दाख्येयं यदपि किल ते यः सखीनां पुरस्ता-
त्कर्णे लोलः कथयितुमभूदाननस्पर्शलोभात् ।
सोऽतिक्रान्तः श्रवणविषयं लोचनाभ्यामदृष्ट-
स्त्वामुत्कण्ठाविरचितपदं मन्मुखेनेदमाह ॥४०॥

श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं
वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् ।
उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासा-
न्हन्तैकस्मिन्क्वचिदपि न ते चण्डि सादृश्यमस्ति ॥४१॥

त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलाया-
मात्मानं ते चरणपतितं यावदिच्छामि कर्तुम् ।
अस्रैस्तावन्मुहुरुपचितैर्दृष्टिरालुप्यते मे
क्रूरस्तस्मिन्नपि न सहते संगमं नौ कृतान्तः ॥४२॥

मामाकाशप्रणिहितभुजं निर्दयाश्लेषहेतो-
र्लब्धायास्ते कथमपि मया स्वप्नसंदर्शनेषु ।
पश्यन्तीनां न खलु बहुशो न स्थलीदेवतानां
मुक्तास्थूलास्तरुकिसलयेष्वश्रुलेशाः पतन्ति ॥४३॥

भित्त्वा सद्यः किसलयपुटान्देवदारुद्रुमाणां
ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन प्रवृत्ताः ।
आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः
पूर्वं स्पृष्टं यदि किल भवेदङ्गमेभिस्तवेति ॥४४॥

संक्षिप्येत क्षण इव कथं दीर्घयामा त्रियामा
सर्वावस्थास्वहरपि कथं मन्दमन्दातपं स्यात् ।
इत्थं चेतश्चटुलनयने दुर्लभप्रार्थनं मे
गाढोष्माभिः कृतमशरणं त्वद्वियोगव्यथाभिः ॥४५॥

नन्वात्मानं बहु विगणयन्नात्मनैवावलम्बे
तत्कल्याणि त्वमपि नितरां मा गमः कातरत्वम् ।
कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा
नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ॥४६॥

शापान्तो मे भुजगशयनादुत्थिते शार्ङ्गपाणौ
शेषान्मासान्गमय चतुरो लोचने मीलयित्वा ।
पश्चादावां विरहगुणितं तं तमात्माभिलाषं
निर्वेक्ष्यावः परिणतशरच्चन्द्रिकासु क्षपासु ॥४७॥

भूयश्चाह त्वमपि शयने कण्ठलग्ना पुरा मे
निद्रां गत्वा किमपि रुदती सस्वनं विप्रबुद्धा ।
सान्तर्हासं कथितमसकृत्पृच्छतश्च त्वया मे
दृष्टः स्वप्ने कितव रमयन्कामपि त्वं मयेति ॥४८॥

एतस्मान्मां कुशलिनमभिज्ञानदानाद्विदित्वा
मा कौलीनाच्चकितनयने मय्यविश्वासिनी भूः ।
स्नेहानाहुः किमपि विरहे ध्वंसिनस्ते त्वभोगा-
दिष्टे वस्तुन्युपचितरसाः प्रेमराशीभवन्ति ॥४९॥

आश्वास्यैव प्रथमविरहोदग्रशोकां सखीं ते
शैलादाशु त्रिनयनवृषोत्खातकूटान्निवृत्तः ।
साभिज्ञानप्रहितकुशलैस्तद्वचोभिर्ममापि
प्रातःकुन्दप्रसवशिथिलं जीवितं धारयेथाः ॥५०॥

कच्चित्सौम्य व्यवसितमिदं बन्धुकृत्यं त्वया मे
प्रत्यादेशान्न खलु भवतो धीरतां कल्पयामि ।
निःशब्दोऽपि प्रदिशसि जलं याचितश्चातकेभ्यः
प्रत्युक्तं हि प्रणयिषु सतामीप्सितार्थक्रियैव ॥५१॥

एतत्कृत्वा प्रियमनुचितप्रार्थनावर्तिनो मे
सौहार्दाद्वा विधुर इति वा मय्यनुक्रोशबुद्ध्या।
इष्टान्देशाञ्जलद विचर प्रावृषा संभृतश्री-
र्मा भूदेवं क्षणमपि च ते विद्युता विप्रयोगः ॥५२॥

इतिश्री महाकविश्रीकालिदासविरचितं मेघदूतं काव्यं समाप्तम् ।



५२ श्लोकस्यान्त इमे क्षेपका दृश्यन्ते—
तस्मादद्रेर्निगदितुमथो शीघ्रमेत्यालकायां
यक्षागारं विगलितनिभं दृष्टचिह्नैर्विदित्वा ।
यत्संदिष्टं प्रणयमधुरं गुह्यकेन प्रयत्ना-
त्तद्गेहिन्याः सकलमवदत्कामरूपी पयोदः ॥
तं (तत्) संदेशं जलधरवरो दिव्यवाचा चचक्षे
प्राणांस्तस्या जनहितरतो रक्षितुं यक्षवध्वाः ।
प्राप्योदन्तं प्रमुदितमना सापि तस्थौ स्वभर्तुः
केषां न स्यादभिमतफला प्रार्थना ह्युत्तमेषु (शुभतेषु, श्रुभतेषु) ॥
श्रुत्वा वार्तां जलदकथितां तां धनेशोपि सद्यः
शापस्यान्ते(न्तं) सदयहृदयः संविधायास्तकोपः ।
संयोज्यैतौ विगलितशुचौ दंपती हृष्टचित्तौ
भोगानिष्टानवि (भि) रतसुखं भोजयामास शश्वत् ॥

# મઘદૂત.

## પૂર્વમેઘ.

### મંદાક્રાન્તા વૃત્ત.

[1]સ્વામીસેવા વિસરિ, મહિમાભ્રષ્ટ થૈ, કોઈ યક્ષ,
[2]કાન્તાત્યાગે વિષમ, ધણિનો વર્ષનો પામિ શાપ;
સીતાસ્નાને પુનિત જળના, મીઠડી છાયવાળા,[3]
રામાદ્રિમાં, વિચરિ વસિયો, આશ્રમોમાં રૂપાળા. 1

---

શ્લોક ૧—મેઘદૂત-શ્રીમન્મહાકવિ કાલિદાસનું રચેલું આ ખંડ કાવ્ય છે. આને કેટલાએક વિદ્વાનો મહાકાવ્યમાં પણ ગણે છે. ધનપતિ કુબેરના અનુયાયી યક્ષને અને તેની સ્ત્રીને નાયક નાયિકા કલ્પી, તેમના વિયોગને ઉદ્દેશી કવિએ વિપ્રલંભ શૃંગારવાળું આ કાવ્ય લખ્યું છે.

સ્વામિસેવા ઇત્યાદિ—સારોદ્ધારિણી, વલ્લભ, સુમતિવિજય અને બીજા જૈન ટીકાકારોના અભિપ્રાય પ્રમાણે એ યક્ષનો વૃત્તાન્ત નીચે પ્રમાણે છે. કુબેરે પોતાના અનુચર આ યક્ષને દરરોજ પ્રભાતમાં માનસરોવરમાંથી શિવપૂજાને માટે તાજાં કમળ આણી રાખવાની આજ્ઞા કરેલી હતી, પરંતુ એક દિવસ એવું બન્યું કે, સવારના પહોરમાં પોતાની પ્રિયાનો આસંગ છોડવો ન ગમવાથી, તેણે રાત્રિએ કુબેરને માટે શિવપૂજનનાં કમળો આણી રાખ્યાં. સવારમાં શંકરનું પૂજન કરતાં એકાદ કમળની પાંખડીમાં ભરાઇ રહેલા ભ્રમરે કુબેરની આંગળીને દંશ કર્યો, તેથી કોપાયમાન થઇ તેમણે યક્ષને શાપ દિધો કે, જે સ્ત્રીના આસંગને લીધે તેં મારી આજ્ઞાનો ભંગ કર્યો તેનાથી તારે બાર માસ સુધી જૂદા રહી દેશવટો ભોગવવો. આ શાપ ભોગ-

વવાને માટે યક્ષ દક્ષિણમાં આવેલા રામગિરિમાં આવીને રહ્યો હતો. ભરત, સનાતન, રામનાથ, હુરગોવિંદ, કલ્યાણમલ્લ વગેરે ટીકાકારોના મત પ્રમાણે કુબેરે તેને પોતાના ચિત્રરથ નામના ઉદ્યાનનો રક્ષક બનાવેલો હતો; તેણે એક વખત થોડો કાળ ઘેર રહી ઉદ્યાનનું રક્ષણ ન કર્યું, તેથી ઇન્દ્રના ઐરાવતે આવી વાડીમાંનાં દેવવૃક્ષોનો નાશ કરી નાંખ્યો. તેથી ક્રોધ કરી કુબેરે તેને શાપ દિધો હતો.

૧ પાઠાન્તર—સેવાધર્મે સ્ખલન કરી, થૈ, યક્ષ કો માનભ્રષ્ટ;
(અથવા) કાર્યે થાતાં સ્ખલન, મહતા ભ્રષ્ટ થૈ, કોઇ યક્ષ.

મહિમાભ્રષ્ટ ઇ.—મોટાઇ, મહત્તાથી ભ્રષ્ટ થઇને, પોતાનું માન ગુમાવીને.

કાન્તા ત્યાગે વિષમ—પોતાની પ્રિયા વિના વિષમ, એટલે અત્યંત દુઃસહ. પોતાની સ્ત્રીના વિયોગથી યક્ષને આ શાપ ઘણો વિષમ થઇ પડયો હતો.

૨ પાઠાન્તર—(૧) કાન્તા વિહેં—(૨) કાન્તા પાખે.

ધણીનો—પોતાના સ્વામિ કુબેરનો. કુબેર એ ધનનો અધિષ્ઠાતા ગણાય છે. એનું સ્થાન કૈલાસ ઉપર અલકા નામની નગરીમાં છે. યક્ષ, ગંધર્વ, કિન્નર, વગેરે જેઓ અડધા દેવ અને અડધા મનુષ્ય જેવા ગણાય છે, તે એના અનુચરો છે અને અપ્સરાઓના પતિ ગણાય છે.

શાપ—દેશવટો—કુબેરે યક્ષને એવો શાપ દિધો હતો કે, તારે પોતાની સ્ત્રીથી જુદા રહી એક વર્ષ સુધી મા'રા દેશમાંથી બહાર જઇને વસવું.

સીતાસ્નાને ઇ.—જનકરાજાની પુત્રી અને રામની પત્ની સીતાના સ્નાનથી પુનિત—પવિત્ર થયેલાં જળાશયોવાળા. રામ અને લક્ષ્મણની સાથે વનવાસમાં નીકળી સીતા જ્યારે દંડકારણ્યમાં રહ્યાં હતાં, ત્યારે તેમણે કરેલાં સ્નાનથી ત્યાંનાં જળ પવિત્ર ગણાય છે.

સીતા એક મહા પવિત્ર સતી ગણાય છે, માટે તેના સંસર્ગથી આ સ્થળો તીર્થરૂપ થઇ આજ પર્યંત પવિત્ર મનાય છે. ઉત્તરરામ ચરિતમાં પણ કહેલું છે કે:—

तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ।

તીર્થનાં જળ અને અગ્નિ, સીતાને પાવન કરવા સમર્થ નથી, પરંતુ સીતાના સંસર્ગથી એ ઉલટાં પાવન થાય છે.

મીઠડી છાય ઈ.–મીઠી, અત્યંત પ્રિય લાગે એવી ગાઢ અને શીતલ.

૩ પાઠાન્તર–(૧) સાન્દ્ર વૃક્ષે છવાયા. (૨) ઝાડીથી ગાઢ છાયા.

રામાદ્રિમાં–રામે જેમાં નિવાસ કર્યો હતો તે, એમના નામે ઓળખાતો પર્વત. મલ્લિનાથ આને ચિત્રકૂટ પર્વત કહે છે, જે બુંદેલ ખંડમાં આવેલો છે. રામે દક્ષિણ તરફનાં અરણ્યોમાં જતા પહેલાં આ પર્વત ઉપર વાસ કર્યો હતો, તેથી કેટલાએક ટીકાકારો આને રામગિરિ કલ્પતા હોય એમ જણાય છે; પરંતુ આધુનિક શોધને આધારે એ પર્વત નાગપૂરની પાસે રામટેક અથવા રામટેકરી નામે ઓળખાતો પર્વત હોવો જોઇએ, કારણ કે યક્ષ આ સ્થાનેથી મેઘને ઉત્તરે જવાનો માર્ગ દર્શાવી કૈલાસ મોકલે છે, એટલે એ મેઘના માર્ગનાં તમામ સ્થળોની દક્ષિણે હોવો જોઇએ અને ચિત્રકૂટ તો ઘણોજ ઉત્તરે રહ્યો. મી. વિલસન લખે છે કે આ રામટેકરી નામથી ઓળખાતા પર્વત ઉપર રામ, લક્ષ્મણ, સીતા વગેરેનાં દેવળો છે અને અમુક અમુક પ્રસંગોએ ઘણા યાત્રાળુઓ ત્યાં ભેગા થાય છે. સારોદ્ધારિણીમાં પણ એ પર્વત દણ્ડકારણ્યમાં આવ્યો છે એમ લખેલું છે, માટે ઘણે અંશે રામગિરિ આજ હોવો જોઇએ.

આશ્રમોમાં–યક્ષ એક આશ્રમમાં રહ્યો નહતો પણ ઘણા આશ્રમોમાં રહ્યો હતો, એમ બહુ વચન વાપરી કવિએ વિયોગને લીધે તેની ઉન્માદ અવસ્થા સૂચવી છે. એક આશ્રમમાં ન ગમે, તો બીજામાં જાય, તેમાં ન ગમે તો વળી ત્રીજામાં જાય, એમ કહેવાનો હેતુ આમાં છે. કહ્યું છે કે:—

તે અદ્રિમાં, જ્યમ ત્યમ, કરી કામિ યક્ષે નિવાસ,
×વ્હાલીકેરા વિરહ સહિને, ગાળિયા કૈંક માસ;
અંગે ઝાઝો કૃશ થઈ જતાં, કષ્ટથી શોચી શોચી,
સોનાકેરૂં સરિગયું કડું, દૂબળા હાથમાંથી;
વપ્રક્રીડા કરિ, ગિરિતણું શૃંગ ઊથામવાને,
નીચું માથું કરિ, નમિ ઉભો હસ્તિ ના હોય જાણે;
ઘેરાયેલો નિકટ જઈને, શિખરે પર્વતોનાં,
દીઠો એણે, રમણિય નવો મેઘ, આષાઢ થાતાં. ૨

वने रतिर्विरक्तस्याविरक्तस्य जने रतिः।
अनवस्थितचित्तस्य न जने न वने रतिः।

ત્યાગી મનુષ્યને વનમાં આનંદ પડે છે અને અવિરક્ત-સંસારી માણુસને વસતિમાં આનંદ પડે છે, પણ અવ્યવસ્થિત ચિત્તવાળાને તો એમાંથી એકે ઠેકાણે ચેન પડતું નથી.

આ આશ્રમોમાં, આઠ મહિના પરાણે ગાળ્યા પછી જ્યારે મેઘ કાળ આવ્યો ત્યારે યક્ષ પોતાની કુશળ ખબરનો સંદેશો મેઘ સાથે પોતાની અલકામાં રહેલી પ્રિયાને કહાવે છે. અર્થાત્ મેઘને પોતાના દૂતરૂપે કલ્પી સંદેશો કહે છે.

મેઘદૂતનું અનુકરણ કરી સંસ્કૃતમાં ઘણાં દૂત કાવ્ય લખાયાં છે, જેમાંનાં કેટલાંક સારાં પણ છે. નેમીદૂતમાં મેઘદૂતનું ચોથું ચરણ લઇ આખું કાવ્ય લખવામાં આવ્યું છે. તેનો પ્રથમ શ્લોક આ પ્રમાણે છે. વિશેષ હકિકત માટે જુવો પ્રસ્તાવના.

प्राणित्राणप्रवणहृदयो बन्धुवर्गं समग्रं
हित्वा भोगान् सह परिजनैरुग्रसेनात्मजां च
श्रीमान्नेमिर्विषयविमुखो मोक्षकामश्चकार
स्निग्धच्छायातरुषु वसतिं रामगिर्याश्रमेषु ॥ १ ॥

શ્લોક ૨—તે અદ્રિમાં–એ રામગિરિપર્વતમાં. જયમત્યમ કરીને–પરાણે પરાણે. દુઃસહ વિયોગને લીધે ચેન નહિ પડવાથી ઘણા પ્રયાસે. કેંક–કેટલાએક; અર્થાત્ આઠ માસ તેણે ગાળ્યા. કામીયક્ષે –કામ, રાગ, વિવિધ ભાવનાઓવાળા યક્ષે,

× પાઠાન્તર–ગાળ્યા કષ્ટે વિરહ અબળાનો સહી કંક માસ.

સોનાકરું–છ.–યક્ષે હાથે સોનાનું કડુ પહેરેલું હતું તે, વિયોગથી દૂબળો થઇ જતાં સરી પડવાથી તેનો હાથ અડવો થઇ ગયો હતો. કામીને અલંકારનો શોખ હોય છે તેથી અહીં સોનાના કડાનું સૂચન કર્યું છે.

नाविदग्ध: प्रियं ब्रूयात् नाकामी मंडनप्रिय: ।
निस्पृहो नाधिकारी स्यात् स्फुटवक्ता न वंचक: ॥

કેટલાએકનું એમ ધારવું છે કે હાથે સોનાનું કડું પહેરવું એ વિયોગનું ચિહ્ન છે. જુવો શાકુન્તલમાં પણ—

प्रत्याख्यातविशेषमंडनविधिर्वामप्रकोष्ठार्पितम् ।
बिभ्रत्कांचनमेकमेव वलयं श्वासापरक्ताधर: ॥

વળી, अनतिलुलितज्याघातांकं मुहुर्मणिबंधनात् ।
कनकवलयं स्रस्तं स्रस्तं मया प्रतिसार्यते ॥

શોકને માટે હાલ ક્રિશ્ચિયન લોકોમાં જેમ હાથે કાળો પટો પહેરવામાં આવે છે, તેમ આગળ આવો કંઇ રિવાજ હોય તો તે અસંભવિત નથી.

વપ્રક્રીડા–પાડા, આખલા વગેરે પ્રાણિઓ શીંગડાં મારી રેતીના ટેકરાઓ ઉથામી તોફાન કરે છે તે. અહિંઆં કવિની કલ્પના એવી છે કે, પર્વતનાં શિખરોમાં અડોઅડ ઘેરાયેલો કાળા રંગનો મેઘ, જાણે કોઇ હાથી પર્વતનાં શિખરો સાથે વપ્રક્રીડા કરતો હોય, તેવો જણાતો હતો.

આ શ્લોકના ભાષાન્તરમાં કંઇક વિસ્તાર કરવો પડ્યો છે,

તેને દેખી કુતૂહલ થતાં, નેત્રથી માંડી લક્ષ,
એળે એળે, ક્ષણ રહિ ઉભો, યક્ષ તેની સમક્ષ;
થંભાવીને, વિરહદુઃખનાં આંસુઓ ઝાઝીવાર,
લાગ્યો ઉંડા કંઇક કરવા, ચિત્તમાંહે વિચાર;
પ્રેમી સાથે, સુખથી વસતા હોય તેવા જનોની,
થાયે સ્હેજે ચલિત મનની વૃત્તિઓ, મેઘ દેખી;
*તો શું કે'વું પ્રણયિજનનું, વ્હાલી જેની વિયોગે,
જૂદી થાતાં તલસિ રહિ છે, કંઠને ભેટવાને. ૩

કારણ કે ચાર ચરણમાં ભાવ સમાવતાં શ્લોક નીચે પ્રમાણે ક્લિષ્ટ થઇ જવાનો સંભવ છે.

પાઠાન્તર—સોસે સોનાવલય સરતાં શૂન્ય હાથે, વિયોગે,
તે કામીએ કઇક મહિના ગાળતાં, પર્વતે તે;
દંતાઘાતે ગિરિ ઉથમતા હસ્તિ શો, શૃંગ લાગ્યો,
આષાઢાના પ્રથમ દિવસે, મેઘ દીઠો રૂપાળો. ૨

જુઓ આજ શ્લોકનું અનુકરણઃ—

तस्मिन्योधाभिधपुरवरे श्रीमदाचार्यपादा-
देशान्मासांश्चतुर उषितो यो विनीतो विनेयः ।
साधुः सैषः प्रहरविगमे भाद्राकारजन्याः
प्राचीशैलोपरि परिगतं शीतरश्मिं ददर्श ॥ ઇન્દુદૂત. ૮

શ્લોક ૩—તેને દેખી=તે મેઘને જોવાથી. કુતૂહલ થતાં=પ્રિયાને મળવાનો અભિલાષ વધી પડતાં. એળે એળે=પરાણે પરાણે. એકદમ પ્રેમ ઉભરાઇ આવવાથી શિથિલ થઇ ગયેલો યક્ષ, મહા પ્રયત્ને મેઘના સામે ઉભો રહી શક્યો, એમ કહેવાનો હેતુ છે.

થંભાવીને-વિરહનાં આંસુ આંખમાં ભરાઇ આવ્યાં તેને રોકી

રાખીને, યક્ષ વિચાર કરવા લાગ્યો. આ નાયકનું ધીરોદાત્તપણું સૂચવે છે. ખરા પ્રેમવાળા વિયોગિની મેઘને જોતાં થયેલી દશા, કવિએ ઘણી અસરકારક રીતે વર્ણવી છે, જે અનુભવી સારી રીતે સમજી શકશે. યક્ષની આવી કરુણાજનક સ્થિતિનું કવિ ઉત્તરાર્ધથી સમર્થન કરે છે કે—પોતાનાં પ્રેમી સાથે સુખમાં વસતા હોય તેવા, એટલે સંયોગી—જનોની વૃત્તિઓ પણ મેઘને જોતાં વિકાર પામે છે, તો પછી વિયોગમાં રહેવાથી સ્વામિના કંઠને ભેટવાને જેની પ્રિયા તલસી રહી હોય, તેવા પ્રેમીનું તો કહેવુંજ શું? અર્થાત્ તેને આવે પ્રસંગે આવી વ્યાકુલ દશા પ્રાપ્ત થાય એમાં શી નવાઇ?

*પાઠાન્તર—તો શું કે'વું પ્રણયિજનનું, વાલ્હાથી દૂર જે છે,
ને ઇચ્છે છે, વિરહિણીતણા કંઠને ભેટવાને;
અથવા—તો શું કે'વું વિરહિજનનું, પ્રેમીથી દૂર જે છે,
ને ઇચ્છે છે, પ્રિયજનતણા કંઠને ભેટવાને.

મૂળના ઉત્તરાર્ધમાં આ પ્રમાણે પણ કંઇક ભાવ સમાયલો લાગે છે માટે જેને જે ઠીક લાગે તે જોઇ લેવું.

મેઘકાળ શૃંગારનો ઉદ્દીપક હોવાથી વિયોગીઓને મહા સંતાપકારક થઇ પડે છે. જુવો વિક્રમોર્વશીયમાં પણ કાલિદાસ કહે છે કે—
एतेन निवृत्तानामप्युत्कठाकारिणा मेघोदयेन अनर्थोधीनो भविष्यति।

રઘુવંશમાં પણ, રામ પોતાની વિયોગાવસ્થાનું સીતાને સ્મરણ કરાવતાં કહે છે કે—

एतद्गिरेर्माल्यवतः पुरस्तादाविर्भवत्यम्बरलेखि शृंगम् ।
नवं पयो यत्र घनैर्मया च त्वद्विप्रयोगाश्रुसमं विसृष्टम् ॥
पूर्वानुभूतं स्मरता च यत्र कंपोत्तरं भीरु तवोपगूढम् ।
गुहाविसारीण्यतिवाहितानि मया कथंचिद्घनगर्जितानि ॥
आसारसिक्तक्षितिबाष्पयोगात् मामक्षिणोयत्र विभिन्नकोशैः ।
विडम्ब्यमाना नवकंदलैस्तैर्विवाहधूमारुणलोचनश्रीः ॥ સર્ગ ૧૩.

આ શ્લોકમાં અર્થાન્તર ન્યાસ અલંકાર છે.

*દેખી વર્ષા નિકટ, સખીના પ્રાણ ઊગારવાને,
સંદેશામાં, કુશળ ખબરો કા'વવા મેઘ સાથે;
તાજાં ખીલ્યાં કુટજકુસુમે, હર્ષથી આપી અર્ઘ,
પ્રીતિભીનાં વચનથી દિધો, મેઘને આવકાર. ૪

*શ્લોક ૪–વર્ષાકાળ એ પ્રવાસિઓને અને વિયોગીઓને ઘેર આવવા નો કાળ છે, એટલે સ્વાભાવિક રીતે વિયોગિણીઓ પોતાના સ્વામિને મળવાની આશા રાખે છે, પરંતુ શાપને લીધે મારાથી વર્ષાકાળે પણ પ્રિયાને મળી શકાવાનું નથી. તો પછી મારી કુશળ ખબર કહાવી એના આત્માને આધાર આપું, નહીંતર આ દુ:સહ વર્ષાકાળમાં તે ઝુરીને મરી જશે; એમ ધારી યક્ષ, મેઘની સાથે પોતાના કુશળનો સંદેશો કહાવે છે. પ્રિયા પ્રત્યે એની વૃત્તિ કેવી સુકુમાર છે, તે આ ઉપરથી કવિ બતાવી આપે છે. પોતાનો સંદેશો મોકલવાને માટે યક્ષ, મેઘને પુષ્પોથી વધાવીને સત્કાર આપે છે. કુટજકુસુમ=પર્વતોના શિખરપર ઉગતાં પુષ્પ, જેને ગિરિમલ્લિકા કહે છે તે, વર્ષારુતુ આવતાં થતાં પુષ્પ.

અર્ઘ—અતિથિના સત્કારને માટે પાણી, અક્ષત, પુષ્પ, વગેરે જે આપવામાં આવે છે તે. અર્ઘમાં અનેક વસ્તુઓ આવે છે જેવી કે,

आपः क्षीरं कुशाग्राणि, दधि सर्पिश्च तण्डुलाः ।
यवाः सिद्धार्थकं चैव अष्टांगार्घ्यं प्रकीर्तितम् ॥

વળી કોઇ આ પ્રમાણે પણ અર્ઘ્યનાં દ્રવ્યો આપે છે.

रक्तबिल्वाक्षतैः पुष्पैर्दधिदूर्वाकुशैस्तिलैः ।
सामान्यः सर्वदेवानामयमर्घः प्रकीर्तितः ॥
अभावे दधिदूर्वादेर्मानसं वा प्रकल्पयेत् ।

આ બધું ન હોય તો મનથી સંકલ્પ કરીને પણ અર્ઘ અપાય. અહીં યક્ષ રુતુકાલોદ્‌ભવ પુષ્પથી જ માત્ર મેઘને અર્ઘ્ય આપે છે,



પૂર્વમેઘ શ્લોક ૪

ધૂમ, જ્યોતિ, જળ, પવનના, મેઘ ક્યાં આ બનેલા,
ક્યાં સંદેશા, સમજણ ભર્યા પ્રાણિથી લૈજવાતા;
એવું કાંઇ ન લહિ, અધીરો યાચતો યક્ષ એને,
*કામી નિશ્ચે, જડ સજીવમાં ભેદ ના કૈં પ્રમાણે. ૫

---

કારણકે એ બિચારાની પાસે મેઘના જેવા ઉદાત્ત મિત્રને વધાવવાનું આ સિવાય બીજું કંઇ નથી.

*પાઠાન્તર–વા'લી કેરા દુખિ જીવનને ધારણા આપવાને,
કા'વી પોતે કુશળ, સમીપે શ્રાવણે, મેઘ સાથે–

મૂળમાં શ્રાવણ માસ આવવાથી, એટલે नभसि प्रत्यासन्ने એવું પદ છે. नभसूનો અર્થ કેટલાએક ટીકાકારો શ્રાવણ માસ લે છે, પરંતુ સામાન્ય અર્થ વર્ષાકાળ એવો પણ છે. શ્રાવણ માસજ વિયોગિઓને સંતાપકારક છે એમ નથી, પણ આખો વર્ષાકાળજ દુઃસહ છે. મેઘનો અંધકાર, મોટી મોટી ગર્જનાઓ, વિજળીના ચમકાર, મયૂરોના ટહૂકાર અને સૃષ્ટિનું ખીલી રહેતું સૌન્દર્ય એ બધાં વિયોગીઓને અકળાવી નાંખે છે.

दृष्ट्वा चैनं स पुरमगुरुध्यानसंधानलीनः
स्वान्तः कान्तं तमिति रजनेः स्वागतं व्याजहार. ઈન્દુદૂત.

---

શ્લોક ૫—મેઘ સાથે યક્ષ સદેશો કા'વવા તત્પર થયો છે, પરંતુ એવી નિર્જીવ વસ્તુ સંદેશો શી રીતે લઇ જશે, એવો શું એને વિચાર નહીં આવ્યો હોય? એવી કોઇ શંકા કરે તો તેનું કવિ આ શ્લોકમાં સમાધાન કરે છે.

ધૂમ–ધૂમાડો. જ્યોતિ–તેજ, અગ્નિ. સલિલ–જળ. મરુત્–પવન. આ બધાના સમુદાયનો બનેલો મેઘ ક્યાં, અને કાન, નેત્ર, બુદ્ધિ વગેરે વાળાં પ્રાણી ક્યાં? અર્થાત સંદેશો સાંભળવો અને તે મનમાં રાખી યોગ્ય સ્થાને જઇ કહેવો, એ સમજણવાળાં પ્રાણીનું કામ

જાયો, વંશે જગવિદિત તું પુષ્કરાવર્ત્તકોને,
ભાવે તેવું સ્વરૂપ ધરતો, ઇન્દ્રનો મંત્રિ તું છે;
માટે યાચું વિધિવશ થતાં, બંધુથી હું વિયોગી,
યાચ્ના, ભુંડી નિચની ફળદા,વ્યર્થ સારી ગુણીની. ૬

છે, એવું કંઈ પણ ન વિચારતાં, અધીરો થઇ ગયેલો યક્ષ, મેઘને યાચવા લાગ્યો–કારણ કે કામી માણસો પોતાની તદાકાર વૃત્તિઓથી સજીવ અને નિર્જીવમાં ભેદ સમજી શકતાજ નથી, અર્થાત્ સજીવ અથવા નિર્જીવને સરખાં જ ગણે છે.

नैव पश्यति जात्यन्धः कामान्धो नैव पश्यति ।
न पश्यति मदोन्मत्तस्त्वर्थी दोषान्न पश्यति ॥

યક્ષ કામી હોવાથી સ્વાર્થપ્રવૃત્તિને લીધે આવું ન સમજી શકે એ સ્વાભાવિક છે. આપણા કવિઓ કામિઓની ઉન્મત્ત દશાનું આવું વર્ણન ઘણે ઠેકાણે કરે છે અને સ્વાભાવિક રીતે કામિઓની તે સમયની સ્થિતિ પણ તેવી જ હોય છે. જુવો.

तस्मिन्नुद्यन्नवजलधरध्वानमाकर्ण्य भूयः ।
कंदर्पेण व्यथितहृदयोन्मत्ततुल्या ययाचे ॥
प्रज्ञाहीनं वचनरहितं निश्चलं श्रोत्रहीनं ।
दौत्यं कर्तुं मुरहरपदो लक्षणं पक्ष्मलाक्षी ॥ પદાંકદૂત.
न तस्या दोषोऽयं यदिह विहगं प्रार्थितवती । હંસદૂત
हंस प्रयच्छ मे कान्तां गतिरस्यास्त्वया हृता ॥–વિક્રમોર્વશીય.

આ શ્લોકમાં વર્ણવેલો મેઘ ભૌતિક મેઘ નહિ પરંતુ દેવરૂપ હોવાથી તેને સર્વેન્દ્રિયસંપન્ન માની યક્ષ સંદેશો કહાવે છે એમ લેવાથી ઉપરની શંકાનું સમાધાન થશે.

આ શ્લોકમાં વિષમ અને અર્થાન્તરન્યાસ અલંકાર છે.

*પાઠાન્તર–કામે પીડ્યા સમજી ન શકે, જીવ નિર્જીવ આ છે.

શ્લોક ૬—જાયો=જન્મેલો; જગવિદિત=જગતમાં પ્રસિદ્ધ.

પુષ્કરાવર્તકો–અસાધારણ વૃષ્ટિ કરનારા, પ્રલય કાળના મેઘનું આ નામ છે. બ્રહ્માંડ પુરાણ અને પુરાણસર્વસ્વમાં તેમનું વર્ણન આ પ્રમાણે આપેલું છે.

पुष्करा नाम ते मेघा बृहतस्तोयमत्सरा
पुष्करावर्तकास्तेन कारणेनेह विश्रताः ॥
नानारूपधरास्ते तु महाघोरस्वनास्तथा ।
कल्पान्ते वृष्टिकर्त्तारः संवर्ताग्नेर्नियामकाः ॥

આ મેઘોના કુળમાં તું ઉત્પન્ન થયેલો છે એટલે તું કુલીન, સમર્થ અને ઇચ્છાનુકૂળ સ્વરૂપ ધારી શકે તેવો છે, એમ કહેવાનો હેતુ છે. આગળ પણ–

ત્યાં "તું પુષ્પોરૂપ બની જઇ વ્યોમગંગા પ્રવાહે,"

તથા "થાજે નાનો કલભ સરખો મ્હેલમાં પેસવાને"

ઇત્યાદિ વચનોથી મેઘનું અણિમા આદિ અષ્ટ સિદ્ધિસંપન્નપણું સૂચવ્યું છે.

ઇન્દ્રનો મંત્રિ=પુરાણોમાં ઇન્દ્રને મેઘનો રાજા કલ્પેલો છે અને મેઘ તેનો મંત્રિ ગણાય છે. વિધિવશ થતાં–અવળા ભાવિને ભોગ થઇ પડતાં. બંધુથી–પોતાની પ્રિયાનાથી એવો અહીં અર્થ છે. સ્ત્રીના કરતાં વધારે પ્રિય કોઇ પણ બંધુ ન હોવાથી, તેના મુખ્ય બંધુમાં ગણના કરવામાં આવે છે. જુવો રઘુવંશમાં પણ–विदेहिबंधोर्हृदयं विददे। એમ કહેલું છે. યાચ્ના ભૂંડી–નીચને કરેલી યાચના સફળ થાય, તો પણ તે અધમ છે અને સજ્જનને કરેલી યાચના અફળ જાય, તોપણ તે શ્રેષ્ઠ છે, એમ કહેવાનો હેતુ છે. અર્થાત્ હે મેઘ! તારા જેવા કુલીનની પાસે મારી યાચના અફળ જશે, તો પણ મને હીણું લાગવા જેવું નથી. જુઓ ઉદ્ધવસંદેશમાં પણ આવાંજ વચનો છે.

इत्याश्वासादभिमतविधौ कामये त्वां नियोक्तुं ।
न्यस्तः साधीयसि सफलतामर्थभारो हि धत्ते ॥

તું છે મોટું શરણ, વિરહે હોય સંતપ્ત તેનું,
સંદેશો લઇ, ધનદ રૂઠતાં, આ વિયોગી તણો તું;
*વ્હાલી પાસે વિચર, અલકા યક્ષના નાથની જ્યાં,
જ્યોત્સ્ના શંભુ શિરની પડતાં, લાગતાં હર્મ્ય ધોળાં. ૭

અને હંસદૂતમાં પણ–

अतोऽहं दुःखार्ता शरणमबला त्वां गतवती ।
न भिक्षा सत्पक्षे व्रजति हि कदाचिद्विफलताम् ॥

આ શ્લોકમા અર્થાન્તરન્યાસ અલંકાર છે.

---

શ્લોક ૭–હે મેઘ! તું સંતપ્ત (વિરહથી તથા અનેક જાતના તાપથી) તપેલાને શાન્ત કરનાર છે. વિરહથી તપેલાને વર્ષાકાળમાં ભેગાં કરી શાન્ત કરનાર છે અને બીજા તાપને વૃષ્ટિથી શાન્ત કરનાર છે. ધનદ રુઠતાં=કુબેરના રુઠવાથી–કોપવાથી, વિયોગી થયેલો આ હું યક્ષ તેની પ્રિયાનો સંદેશો તું લઇ જા.

*પાઠાન્તર–જા જે જ્યાં છે નગરી અલકા.

અલકા–આ યક્ષના નાથ કુબેરની રાજધાની છે અને કૈલાસ પર્વત ઉપર આવેલી છે.

મૂળમાં बाह्योद्यानस्थितहरशिरश्चंद्रिकाधौतहर्म्या એવું પદ છે તેનું, 'બાહ્યોદ્યાને થ શિવશશીના તેજથી હર્મ્ય ધોળાં' એવું ભાષાન્તર વધારે ક્લિષ્ટ અને શુષ્ક લાગે છે માટે ઉપર પ્રમાણે સરળ રાખ્યું છે.

બાહ્યોદ્યાન–એ કૈલાસના ગંધમાદન નામના વનને સૂચવે છે. 'तस्य चोपवनं बाह्यं सुगंधिर्गंधमादनः' તે શંકરને વિહાર કરવાનું સ્થાન હોવાથી અત્યન્ત પ્રિય છે. આ પ્રદેશ સૃષ્ટિસૌંદર્ય અને ઉપભોગનાં અનેક સાધનોથી ઘણો જ રમણીય હોવાથી, ત્યાં વિહાર કરવા જવાનાં અનેક દૃષ્ટાન્તો આપણને પુરાણોમાંથી જડે છે. જુવો

*જોશે તું ત્યાં, દિવસ ગણતાં પ્રાણધારી રહેલી,
એકસ્વામિવ્રત ધરી રહી, જીવતી ભાભી તા'રી;
આશાતંતુ કુસુમ સરખાં, નારીનાં સે'જમાંહે-
ફાટી જતાં પ્રણયિ હૃદયો, ધારી રાખે વિયોગે. ૮

इत्यभौममनुभूय शंकरः पार्थिवं च वनितासखः सुखम् ।
लोहितायति कदाचिदातपे गंधमादनवनं व्यगाहत ॥

કુમાર સંભવ સર્ગ ૮

વિક્રમોર્વશીયમાં પણ પુરુરવા, ઉર્વશીને લઇને ગંધમાદનમાં વિહાર કરવા ગયો હતો.

*શ્લોક ૮—જે પ્રતને હું અનુસર્યો છું તેમાં આ શ્લોક ૧૦ મો છે. સાતમા શ્લોકમાં યક્ષ મેઘને ઉત્તર તરફ જતાં અલકામાં રહેલી પોતાની પ્રિયાને સંદેશો કહેવાની વિનંતિ કરે છે; ત્યાર પછી त्वामारूढं ૮ અને मंदंमंदं ૯ એમ બે શ્લોક વચમાં આવવાથી કાવ્યના મુખ્ય નિર્દેશમાં વ્યવધાનરૂપ લાગે છે-મેઘ! તું અલકામાં જજે અને ત્યાં આવી આવી મારી પ્રિયાને તું જોઇશ, એ ક્રમ વધારે સ્વાભાવિક લાગવાથી દશમો શ્લોક મેં આઠમો મુક્યો છે. કેટલીએક ટીકાઓ અને મી૦ વીલસન પણ શ્લોકના આ ક્રમને પસંદ કરે છે.

જોશે ત્યાં તું-(અહીં तत्र એ પાઠ મેં લીધો છે) દિવસ ગણતાં-મારા વિયોગના આટલા દિવસ ગયા અને આવવાના આટલા બાકી રહ્યા, એ પ્રમાણે દિવસ ગણીને, આશાએ આશાએ પ્રાણને ધારણા આપી જીવતી રહેલી. વિયોગાવસ્થામાં સ્ત્રીઓના મનની આવી કરુણ રમણીય પ્રવૃત્તિ સ્વાભાવિક હોય છે. દિવસ ગણતાં, એ પદથી વિયોગની અધીરાઇ સૂચવી છે,

એક સ્વામી વ્રત-એકજ પતિને ભજવાનું વ્રત, યક્ષોની ભૂમિમાં એ કાલે સ્ત્રીઓને માટે એક સ્વામિત્વ બહુ સાધારણ નહીં

હોય એવો કંઇક અર્થ આ પદમાં સમાયેલો હશે. જો એક સ્વામિત્વ ન હોય તો વિયોગનું દુઃખ આટલું તાવ ન હોય અને તેથી મેઘને અપાતો શ્રમ અસ્થાને જ ગણાય, તેવા ભયથી એક સ્વામિવ્રત એ પદ નાયિકાની અનન્ય ભક્તિ સૂચવવાને માટે યોજેલું જણાય છે.

જીવતી—મને મળવાની આશાથી પ્રાણને ધારણ કરી જીવતી રહેલી. મૂળમાં अव्यापन्ना એ નિષેધ મુખપદથી જીવનદશાનું અલ્પ ચિન્હ જ માત્ર એનામાં અવશિષ્ટ રહેલું હશે એમ સૂચવાય છે, એનો ભાવાર્થ 'જીવતી' એ શબ્દથી આવી શકે છે. ફરી મળવાની આશાથી માત્ર એ જીવતી રહી હશે. આશા નહોત તો તે અવશ્ય વિનાશ પામી હોત.

ભાભી તારી—એ શબ્દથી મેઘની સાથેનો ભ્રાતૃભાવ તથા વિશ્વાસ, નાયિકા પ્રત્યેનું બહુ માન, વગેરેનું સૂચન થાય છે. આવી નિઃશંક પ્રવૃત્તિ એ જ સ્નેહનું ખરું લક્ષણ છે—કહ્યું છે કે—

दर्शितानि कलत्राणि गृहे भुक्तमशंकितम् ।
कथितानि रहस्यानि सौहृदं किमतः परम् ॥

આવા શંકારહિત સંબંધને લીધે એને મળવામાં મેઘને કંઇ પણ સંકોચ ન હોવો જોઇએ. મૂળનું अविहतगति એ પદ આવી શક્યું નથી પણ આમાં એનો અંતર્ભાવ થઇ શકે છે.

*પાઠાન્તર—ત્યાં તું, આશે દિવસ ગણતાં પ્રાણ ધારી રહેલી,
જોશે નિશ્ચે, જઇ, પતિવ્રતા જીવતી ભાભી તારી.

આ શ્લોકના ઉત્તરાર્ધમાં એક રસોદ્બોધક અર્થાન્તર ન્યાસ છે.

આશાતંતુ=સ્ત્રીઓનાં કુસુમ સરખાં કોમળ, પ્રેમાળ તથા જોતજોતામાં દુઃખથી ફાટી જાય તેવાં હૃદયોને, વિયોગાવસ્થામાં માત્ર આશાનો તંતુ=આશાનો તાંતણો જ જીવતાં રાખી શકે છે. એ આશાનો ભંગ થતાં સહજમાં જ તે ફાટી જાય છે. સ્ત્રીઓની પ્રેમાળ

*ઘેરાયેલો નભ મહિં તને, ભાલથી કેશ સારી,
જોશે આશા ભરી હરખતી નારીઓ પાંથિકોની;
મારી પેઠે પરવશ અરે! કોણ બીજો હશે કે.
તારે આવ્યે વિરહ મધુરી વા'લીને જે ઉવેખે. ૯

અને સુકુમાર વૃત્તિનું કવિએ આમાં બહુ જ અસરકારક નિરૂપણ કર્યું છે. જુવો માલતીમાધવમાં કવિ ભવભૂતિ એ જ પ્રમાણે લખે છે કે–

आशातंतुर्न च कथयतात्यन्तमुच्छेदनीयः ।
प्राणत्राणं कथमपि करोत्यायताक्ष्याः स एकः ॥

જુવો–ઉદ્ધવદૂતમાં પણ–आशापाशैः सखि नवनवैः कुर्वता प्राणबन्धम् ।

આશાનો પ્રભાવ સર્વને વિદિત છે. દિવસ ગણનામાં એ જ આશા પ્રાધાન્ય ભોગવે છે. આ પદ્ય નાયિકાના નિઃસીમ પ્રેમથી ઉત્પન્ન થતી મરણતુલ્ય કરનારી મહાવ્યથાનું ભાન કરાવી, તે જ પ્રેમ આશાથી પોષણ પામતાં કેવી રીતે પ્રાણનું રક્ષણ કરી શકે છે તેનું રસપ્રદ સૂચન કરે છે. આ પદ્ય મેઘદૂતનાં ઉત્તમ પદ્યોમાંનું એક છે.

શ્લોક ૯—નભમહિં=આકાશમાં. ભાલથી=કપાળપરથી. સારી=આઘાખસેડી. પાંથિકો=પ્રવાસી, વિયોગી. વિરહવિધુરી=વિયોગથી ગભરાઇ રહેલી. ઉવેખે=વીસારી મુકે, સંભાળ ન લે.

હે મેઘ! તને આકાશમાં ઘેરાયેલો જોઇ, પાન્થિકોની એટલે વિયોગમાં પંથ કરનારાઓની સ્ત્રીઓ તને આશા ભરી આંખથી હરખાઇને જોશે. વર્ષાકાળ આવ્યો માટે પતિ હવે સત્વર ઘેર આવશે, એવી આશા બાંધી તને આદરપૂર્વક નિહાળશે.

*પાઠાન્તર–કાઢી આઘા અલક, લહિને મેહુલો આભછાયો;
જોશે આશા ભરી, હરખતી પન્થિકોની પ્રિયાઓ.

ભાલથી કેશ સારી–વિયોગાવસ્થામાં સ્ત્રીઓને કેશ સંસ્કાર

ધીરે ધીરે અનુકુળ થતો વાયુ ખેંચે તને આ,
ડાબે પાસે હરખી ઉચરે ચાતકો શબ્દ મીઠા;
×ગર્ભાધાનોત્સવથી રિઝવા, સેવશે, તારી પાસે,
પંક્તિરૂપે થઈ બગલીઓ, આવી, આકાશ માર્ગે. ૧૦

વગેરે કરવાનો નિષેધ હોવાથી, કપાળપર લટકતા કેશને આઘા ખશેડીને ( દૃષ્ટિ ન રુંધાય તેમ આઘા પાછા કરીને ) તને આનંદ પામી નિહાળશે. જુવો વિયોગિણીના નિયમ માટે નીચેનો શ્લોક–

'क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका' ॥

મારી પેઠે—વિયોગીઓને, ( તેમાં વિશેષે કરીને સ્ત્રીઓને, ) વર્ષાકાળ ઘણો જ દુઃસહ હોવાથી પોતાની પ્રિયાની ખબર લઈ તેને આશ્વાસન આપવું એ પ્રત્યેક પતિનો ધર્મ છે; તેથી યક્ષ કહે છે કે, હે મેઘ ! તારે આવ્યે,–વર્ષાકાળ આવી પહોંચ્યા છતાં પણ, મારા જેવો બીજો કોણ પરવશ હશે, કે જે પોતાની વિયોગથી ગાભરી થઇ રહેલી પ્રિયાની સંભાળ નહીં લઇ શકતો હોય ? અર્થાત્ હું એકલો જ એવો દુર્ભાગી છું કે શાપને લીધે મારી પ્રિયાને મળી શકતો નથી.

શ્લોક ૧૦—આ શ્લોકમાં મેઘનું ગમન સફળ થશે એમ સુચવવા સારા શુકન વગેરેનું નિરૂપણ કર્યું છે.

અનુકુલ–મેઘને ઉત્તરમાં જવાનું છે, માટે તે જ દિશામાં વહન કરનારો.

ચાતક–બપૈયો. એ નામનું પક્ષિ છે, જેના શુકન શુભ ગણાય છે.

ગર્ભાધાનોત્સવ–ગર્ભ ધારણ કરવા રૂપ ઉત્સવ, આનંદ.

*પાઠાન્તર–થાતાં નિત્યે પરિચિત તને, ગર્ભનો કાળ જાણી,
પંકિતરૂપે થઇ બગલીઓ, સેવસે ઉડી આવી,
(અથવા) ગર્ભાધાનોત્સવ પરિચિયે—સેવશે, તારી પાસે.

પંક્તિરૂપે—આકાશમાં તોરણ બાંધ્યાં હોય તેમ હારબંધ થઇને.

ધીરે ધીરે—હે મેઘ ! તું જે દિશામાં જાય છે, તે જ દિશામાં તને વહન કરનારો આ વાયુ મંદ મંદ વાય છે, એટલે તને પ્રયાણમાં મદદરૂપ થઇ પડે તેવો છે. આ એક સારા શુકન ગણાય છે. જુવો રઘુવંશમાં પણ पवनस्यानुकूलत्वात् प्रार्थनासिद्धिशंसिनः (સર્ગ ૧ લો).

ડાબે પાસે—વળી ડાબા હાથ તરફ, આ ચાતક પક્ષિઓ હર્ષથી મધુર શબ્દો બોલે છે. આ પણ શુભ શુકન ગણાય છે.

बर्हिणश्चातकाश्चाषा ये च पुसंज्ञिताः खगाः ।
मृगा वा वामगा दृष्टाः सैन्यसंपत्फलप्रदाः ॥ ભારતમલ્લ.

ચાતક=બપૈયો. આ પક્ષિ ચોમાસામાં માત્ર મેઘનું આકાશમાંથી પડતું જળ પીને રહે છે. બપૈયાનો અને મેઘનો સંબંધ ભાગ્યે જ કોઇથી અજાણ્યો હશે. મયૂરની પેઠે મેઘના ઉપર આ પક્ષિને અત્યંત પ્રીતિ હોય છે. જુવો.

तृषाकुलैश्चातकपक्षिणां कुलैः प्रयाचितास्तोयभरावलम्बिनः ।
प्रयान्ति मंदं नववारिधारिणो बलाहकाः श्रोत्रमनोहरस्वनाः ॥

કાલિદાસ ઋતુ-સંહાર.

ગર્ભાધાન—બગલીઓ મેઘના ઉપર બહુજ આસક્ત રહે છે, કારણ કે તે કાળના યોગથી તેમને ગર્ભ રહે છે. ખરું જોતાં વર્ષાકાળનો પ્રારંભ એ એમનો ગર્ભ ધારણ કરવાનો સમય છે તેથી આવી અનુરક્તતા હોય છે. જુવો:—

गर्भं बलाका दधतेऽभ्रयोगात् नाके निबद्धावलयः समन्तात् ।

કુમારદેવ.

સ્રીઓને ગર્ભ ધારણ કરવા જેવો બીજો આનંદ નથી, માટે હે મેઘ ! અત્યંત હરખાયેલી બગલીઓ આ આનંદ અનુભવવા તારી પાસે આવી તને સેવશે, એમ કહેવાનો હેતુ છે. આથી મેઘનું કામી

પૃથ્વીને જે ફૂલવતી કરે, ખીલી રે'તાં શલીંધ્રે,
એવી તા'રી શ્રવણ સુખદા ગર્જના સાંભળીને;
કૈલાસાદ્રિ સુધિ, બિસ ભરી, માનસે ઊડી જાત
તારા સાથી નભમહિં થશે રાજહંસો રૂપાળા. ૧૧

તરીકેનું સૌભાગ્ય સૂચવ્યું છે, કારણ કે જેમાં સ્ત્રી પોતે જ આવી પ્રાર્થના કરે તે પ્રેમ સર્વોત્તમ ગણાય છે. કામિને આથી વિશેષ લાભ બીજો શો હોઇ શકે ?

શ્લોક ૧૧—શિલીંધ્ર-વર્ષાના આરંભમાં નાની છતરીના આકારનાં ઉગી નીકળતાં પુષ્પ, જેને સામાન્ય લોકો બીલાડીના ટોપ (છત્રી) એ નામથી ઓળખે છે તે. આ પુષ્પો જે ભૂમિમાં ઉગી નીકળે તે ભૂમિ વિશેષ ફળદ્રૂપ નીવડે છે, એવું માનવામાં આવે છે.

—कालाभ्रयोगादुदिता शिलींध्राः संपन्नसस्यां कथयन्ति धात्रीम् ।

**નિમિત્તનિદાનઃ**

શ્રવણ સુખદા-ગ્રીષ્મના અત્યંત તાપથી તપેલાં પ્રાણિમાત્રને મેઘની ગર્જના અત્યંત કર્ણપ્રિય લાગે છે. મેઘની આવી ગર્જના સાંભળીને હંસો ચોમાસાનું ડોહળાયલું પાણી અને કીચડવાળી પૃથ્વીને તજી દઇ, પોતાને પ્રિય માનસરોવરપર જતા રહે છે. આથી કવિએ મેઘને એમ કહ્યું છે કે, રાજહંસો પણ અહીંથી તારો સંગાથ કરી કૈલાસ સુધી ઉત્તરે આવશે, એટલે તને માર્ગમાં વિનોદ થશે. મલ્લિનાથ લખે છે કે-બીજી ઋતુમાં માનસરોવરપર અત્યંત બરફ પડવાથી હંસોને એક જાતનો રોગ લાગુ પડે છે, તેથી તે બીજે નાશી જાય છે અને વર્ષામાં પાછા ત્યાં જાય છે. આ બાબતની વિશેષ માહિતીને માટે જુવો મ્યુર ક્રૉફ્ટની માનસરોવરની મુસાફરી-એશિઆટીક રીસર્ચીસ વો. ૧૨-૪૬૬ પાનું.

માનસરોવર—આ સરોવર હિમાલયમાં આવેલું છે. પુરાણોમાં એને બ્રહ્માએ મનથી ઉત્પન્ન કર્યું છે, એમ માનવામાં આવે છે માટે એનું નામ માનસ છે. રામાયણ અને વાયુપુરાણમાં એમ છે કે, જ્યારે આકાશમાંથી સમુદ્રનો પ્રવાહ નીચે આવ્યો ત્યારે તે મેરુ ઉપર પડ્યો અને તેના ચાર વિભાગ પડી ચાર સરોવર થયાં—(૧) અરુણોદ, (૨) શીતોદ, (૩) મહાભદ્ર, (૪) માનસ, જેમાંથી ગંગાનો પ્રવાહ વહે છે. ખરું જોતાં આ સરોવરમાંથી એકે નદી વહેતી નથી; માત્ર સતલજ નામની નદી રાવણહૃદ નામના સરોવરમાંથી વહે છે, જે માનસની પશ્ચિમે આવ્યું છે. ડા. વિલસન કહે છે કે, આ સરોવર હિમાલય અને કૈલાસની વચ્ચે છે. કૈલાસાદ્રિ—કૈલાસ પર્વત. હિમાલયની ઉત્તરે અત્યંત ઉંચી પર્વતની જે શાખા આવેલી છે તે કૈલાસ શિવનું ધામ ગણાય છે, અને કુબેરની રાજધાની અલકા એના ઉપર આવેલી છે. એને રજતઅદ્રિ અથવા રૂપેરી પર્વત પણ કહે છે. એ, મી—ઓાલ્ડીયસના—વૃત્તાંતપરથી લખે છે કે, મહામેરુની દક્ષિણે આવેલો આ કૈલાસ ઈશ્વરનું અત્યંત પ્રિયસ્થાન છે અને અત્યંત રમણીય પ્રદેશ છે. એ અનેક જાતનાં ઋતુ ઋતુનાં પુષ્પો અને ફળો આપનારાં વૃક્ષોથી ભરપૂર છે. ગુલાબ આદિ વિવિધ જાતનાં પુષ્પોની સુવાસ ત્યાં ચારે તરફ નિરંતર પસરી રહે છે અને એની તળેટી આગળ આવી રહેલા સરોવરની આસપાસ ઘટાદાર છાયાવાળાં વૃક્ષોની હારોની હારો આવી રહેલી છે અને મયૂર વગેરે પક્ષીઓનાં ત્યાં મધુર કલરવ નિરંતર સંભળાયા કરે છે. પાસેનાં જંગલોમાં મુનિઓ અથવા ઋષિઓ એ નામથી ઓળખાતા લોકો રહે છે, જે બીજાના પરિચયમાં ન આવતાં હમેશાં યજ્ઞાદિક કરી દેવનું આરાધન કર્યા કરે છે. આ ઋષિઓ શાપ દેવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ હોય છે એવું ત્યાં મનાય છે. વળી યક્ષ, કિન્નર અને ઇંદ્ર એ નામની બીજી જાતો પણ ત્યાં વસે છે, જે સર્વ પ્રકારની ઉપાધિઓથી મુક્ત રહી દેવોનું ગુણગાન અને સ્તવન કરે છે..............

તું આ ઉંચા ગિરિસુહૃદની, હે રજા લેઠી મિત્ર !
જે છે પાર્શ્વે* રઘુપતિતણાં પૂજ્યપાદે પવિત્ર;
વર્ષોમાંહે, ફરી ફરી તને ભેટતાં દીર્ઘકાળે,
દેખાડે છે તુજ ઉપરનો સ્નેહ ઉંની વરાળે. ૧૨

આ પર્વતના આસપાસ પગથીઆંની સાત સીડીઓ છે, જે ઉપર ચઢતાં વિશાળ પ્રદેશ આવે છે, ત્યાં એક રૂપાનો ઘંટ અને નવ ઉંચા પ્રકારનાં રત્નોથી જડિત (જલાધારી ?) છે જેમાં રહેલા શિવલિંગમાં નિરંતર ઇશ્વરનો વાસ છે........................

બિસ-કમળના તંતુઓ-માર્ગમાં ખાવાને માટે કમળમાંના તંતુઓ ભાથા તરીકે ભરી લઇને રાજહંસો ઉડી જાય છે.

શ્લોક ૧૨—તું આ-કવિએ આમાં રામગિરિ પર્વતનું અને મેઘનું સખ્ય કલ્પેલું છે. આ પર્વત મલ્લિનાથ કહે છે તેમ ચિત્રકૂટ નહીં, પરંતુ રામગિરિ કે, જ્યાંથી મેઘનો માર્ગ શરુ થાય છે, તે હોવો જોઇએ.

જે છે—રામના નિવાસથી-એમનાં પૂજ્ય પગલાંના સંસર્ગથી, આ પર્વત પવિત્ર ગણાય છે. ઉંચા અને રઘુપતિ પદે પવિત્ર એ વિશેષણોથી કવિએ મેઘની સાથેની મૈત્રીની એની યોગ્યતા બતાવી છે.

વર્ષોમાંહે—પ્રત્યેક વર્ષાકાળે બંને મિત્રોનો મેળાપ થાય છે, તે વખતે ઘણા કાળના વિરહ પછી પોતાના મિત્ર મેઘને ભેટતાં, પર્વત સ્નેહનાં અશ્રુ પાડે છે, ઇત્યાદિથી જડમાં ચૈતન્યની ભાવના કલ્પિ કવિએ મિત્રસ્નેહનું મનોહર ચિત્ર આપ્યું છે. ઘણે કાળે સ્નેહીને ભેટતાં મનુષ્યોને સ્નેહનાં આંસુ આવવાનો અનુભવ ઘણાએ કર્યો હશે. જડમાં ચૈતન્યનો આરોપ કરી જનસ્વભાવનું હૃદયંગમ ચિત્ર આપી રસવૃત્તિને સ્પર્શ કરવાની શક્તિ કાલિદાસની વાણીમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે અને ખાસ કરીને આ મેઘદૂતમાં એવા મનોહર પ્રસંગો અનેક સ્થળે દૃષ્ટિએ પડે છે.

* પાઠાન્તર—મધ્યે.

પે'લાં તા'રો શ્રવણ કર તું, માર્ગ છે જે જવાનો,
સંદેશો હું કહિશ પછીથી, ધ્યાનમાં રાખવાનો;
થાકે ત્યારે ગિરિપર ધરી પાય વીસામજે તું,
ખાલી થાતાં, જળ પી હલકું, ચાલજે, નિર્ઝરોનું. ૧૩
અદ્રિકેરું શિખર પવને શું ઉડે, એમ ધારી,
જોવાતા તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી;
ઉડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ,
દિઙ્નાગોના સ્થુળ કરતણો ગર્વ ઉતારતો જા. ૧૪

---

શ્લોક ૧૩—આ શ્લોકથી માંડીને મેઘના પ્રયાણનો માર્ગ શરુ થાય છે દક્ષિણે રામગિરિ અને અલકા, એ બેની વચ્ચે માર્ગમાં આવતાં સુપ્રસિદ્ધ સ્થળો કવિએ ઘણા સારા અનુક્રમથી બતાવ્યાં છે, જે નામોથી આપણે હજી પણ ઘણી સારી રીતે વાકેફ છીએ. આ ઉપરથી, કવિનું આર્યાવર્તની ભૂગોળનું કેવું પાકું જ્ઞાન હશે, તે આપણને જણાઇ આવે છે. આ કાવ્યના પૂર્વમેઘ અને ઉત્તરમેઘ એવા બે ભાગ છે કૈલાસ સુધીનો માર્ગ બતાવા રહે છે, ત્યાં સુધીના ભાગને પૂર્વમેઘ કહેવામાં આવે છે અને જ્યાંથી અલકાનું વર્ણન શરુ થાય છે, ત્યાંથી સંદેશાનાં છેલ્લાં વચન સુધીના ભાગનું નામ ઉત્તરમેઘ છે.

થાકે ત્યારે-હે મેઘ! તું થાકે ત્યારે માર્ગમાં આવતા મોટા મોટા ગિરિપર વિશ્રાંતિ લેજે અને જ્યારે જ્યારે વૃષ્ટિ કરતાં તું ખાલી થાય ત્યારે પર્વતોમાં વહેતાં ઝરણોનું હલકું પાણી પી પાછો માર્ગે પડજે, એવો ભાવાર્થ છે.

---

શ્લોક ૧૪—અદ્રિકેરું-જાણે પર્વતનું શિખર આકાશમાં ઉડતું હોય એમ ધારી આશ્ચર્ય પામતી સિદ્ધોની મુગ્ધા-સ્ત્રીઓ તને જોઇ રહેશે. અદ્રિનું શિખર-એમ કહેવાથી મેઘની પ્રૌઢતા બતાવી છે. પર્વતો પણ દૂરથી મેઘના જેવા શ્યામ વર્ણના દેખાય છે તેથી બંનેની સમાનતા બતાવી છે.

સિદ્ધ—એ અડધા દેવ અને અડધા મનુષ્ય ગણાય છે. તે વાયુના ઉપરના માર્ગમાં રહેનાર છે અને અણિમા, લધિમા, આદિ અષ્ટ સિદ્ધિવાળા હોય છે—

अणिमा लघिमा प्राप्तिः प्राकाम्यं महिमा तथा ।
ईशित्वं च वशित्वं च तथा कामावसायिता ॥

ઇત્યાદિ સિદ્ધિઓ ગણાય છે. સિદ્ધો, વિદ્યાધરો પણ કહેવાય છે.

મુગ્ધસિદ્ધાંગના—અલ્હેતી સિદ્ધ લોકોની સ્ત્રીઓ—मुग्धा षोडश-वार्षिकी. સોળ વરસની નાની ઉમ્મરની હોય તે મુગ્ધા કહેવાય. મુગ્ધત્વને લીધે ચકિત થયેલી એમ કહ્યું છે. ત્રાસ, શંકા, વિસ્મય, ઔત્સુક્ય આદિ ભાવોથી, વિવિધ વિલાસવાળી સિદ્ધોની સ્ત્રીઓની દૃષ્ટિનો તું પ્રયાણના આરંભમાંજ અતિથિ થઇશ એવો ભાવ છે.

આ સરસ નિચુલ સ્થાનથી—સરસ—રસભરેલા—લીલાં છમ. નિચુલ—એક જાતના, પાણીમાં ઉગતા નેતર જેવા છોડ. અહીં નિચુલના, મલ્લિનાથ બે અર્થ આપે છે. એક છોડ તથા બીજો કાલિદાસનો મિત્ર નિચુલ નામે રસિક કવિ જેને કાલિદાસના લેખને માટે ઘણો સદ્‌ભાવ હતો—તેને રહેવાના સ્થાનથી એવો અર્થ છે.

દિંગ્નાગોના—દિશાને પાળનાર દશ હસ્તિઓ—તેના સ્થળભારે, કર-સુંઢો તેનો ગર્વ ઉતારતો તું ચાલ્યો જજે તને પર્વતનું શિખર માની તારી સાથે ક્રીડા કરવા, અથવા મદોન્મત્ત હાથી જાણી તારી સાથે લડવા આવતાં સુંઢોના પ્રહાર કરે તો તું તેમનો ગર્વ ઉતારી નાખજે.

જુવો કુમાર સંભવમાં પણ એવું કહેલું છે:—

तदीया तोयदेष्वद्य पुष्करावर्तकादिषु ।
अभ्यस्यन्ति तटाघातं निर्जितैरावता गजाः ॥

અહીં પણ મલ્લિનાથ આ શબ્દમાં દિંગ્નાગાચાર્ય નામે કાલિદાસનો પ્રતિસ્પર્ધિ એવો અર્થ સૂચવે છે. આ આખા શ્લોકમાં મલ્લિનાથ નીચે પ્રમાણે એક ગૂઢ અર્થ ઘટાવે છે.

કવિ પોતાની વાણીની પ્રશંસામાં પોતાના લેખને ઉદ્દેશીને કહે છે કે–હે મેઘદૂત ! અદ્રિકેરું શિખર–પર્વત જેવા મોટા દિંગ્નાગાચાર્યનું પ્રધાનપણું=મોટાઇ, હવે આ પવનમાં ઉડે છે એમ ધારી આશ્ચર્યથી સિદ્ધ–અંગના,–મહાકવિઓ અને સ્ત્રીઓથી પ્રશંસા પૂર્વક જોવાતો તું, આ નિચુલ નામના રસિક કવિના સ્થાનથી દોષ રહિત હોવાને લીધે ઉંચુ માથું કરી બેધડક આગળ ચાલ અને માર્ગમાં દિંગ્નાગાચાર્યના સ્થૂલ હસ્તના લેખોનો ગર્વ ઉતારી નાખી વિજયી થઇ પ્રયાણ કર.

આ અર્થ પણ ઘણો તાણી તોસીને કાઢવો પડે છે, એમાં તો શંકા નથી. તે કાળે વિદ્વાનોમાં આવી કંઇક સમજ હશે જેથી આવો ગર્ભિત હેતુ આ શ્લોકમાં આરોપવામાં આવ્યો છે.

કાશ્મીરમાં, ૯ મા સૈકામાં થઇ ગયેલો મેઘદૂતનો જૂનામાં જૂનો ટીકાકાર વલ્લભદેવ આ બૌદ્ધ મતના ઉપદેશક દિંગ્નાગાચાર્યને માટે કંઇ પણ સૂચન કરતો નથી એટલે મલ્લિનાથે પોતાના વખતમાં ચાલતી કોઇ દંતકથા ઉપર આધાર રાખી આમ લખ્યું હશે, પણ ખરું જોતાં તે ભૂલ છે. દિંગ્નાગ અને નિચુલનો સમકાલીન કાલિદાસ, આ કાવ્યનો કર્ત્તા કાલિદાસ નહીં, પણ ભોજના સમયમાં થઇ ગયેલો બીજોજ એ નામનો કવિ છે, તે નીચેના પ્રમાણથી સિદ્ધ થાય છે. ભોજના વખતના એક કાલિદાસે નાનાર્થશબ્દરત્ન નામે ગ્રંથ લખ્યો છે અને તેના ઉપર એના મિત્ર નિચુલે તરલા નામની વ્યાખ્યા લખી છે, તેમાં એ પોતાને ભોજનો આશ્રિત અને કાલિદાસનો મિત્ર લખે છે–જુવો એ ગ્રંથના પ્રારંભ અને અંતનો લેખ.

प्रारंभ–स्वमित्रकालिदासोक्तशब्दरत्नार्थजृंभिताम् ।

तरलाख्यां लसद्व्याख्यामाख्यास्ये तन्मतानुगाम् ॥

જૂદાં જૂદાં કિરણ મણિનાં, હોય સંમિશ્ર તેવું,
પેલા શૃંગે દિસતું અડધું ચાપ આ ઈન્દ્રકેરું;
તેથી તા'રું શરીર રુડું આ શ્યામળું શોભિરે'શે,
ધારી આવ્યા મયૂર પિંછને, કૃષ્ણ શું ગોપવેષે. ૧૫

अंत—इति श्रीमन्महाराजशिरोमणिश्रीभोजराजप्रबोधितनिचुलकवियोगि-
चन्द्रनिर्मितायां महाकविकालिदासकृतनानार्थशब्दरत्नकोशरत्नदीपि-
कायां तरलाख्यायां सर्वं तृतीयं निबन्धनम्।

સરત હસ્તલિખિત ગ્રન્થોનું કેટલોગ. મદ્રાસ ગવર્મેન્ટ—૧૯૦૬. પાનું ૧૧૭૫.

શ્લોક ૧૫—પર્વતના આમા શિખર પાછળ ઇન્દ્રચાપ—મેઘધનુષ થયેલું જોઈ યક્ષ કહે છે કે—વિવિધમણિ-રત્નોનાં જૂદા જૂદા રંગનાં કિરણોનું મિશ્રણ થયું હોય તેવું ઇન્દ્રધનુષ આ શિખર પાછળ દેખાય છે, તેનાથી આ તરુ શ્યામવર્ણનું શરીર, મોરનાં પિચ્છનો મુકુટ પહેરીને ગોપ—ગોવાળીયાનો વેષ ધારણ કરી ભગવાન્ કૃષ્ણ આવ્યા હોય તેવું શોભાયમાન લાગશે. મેઘધનુષમાં વિવિધ રંગોનું મિશ્રણ હોય છે, તેથી કવિએ રત્નોનાં વિવિધ રંગનાં તેજનાં કિરણોની સાથે સરખામણી કરી છે અને મેઘના શ્યામ વર્ણના દેહને કૃષ્ણના શ્યામવર્ણ સાથે સરખાવ્યો છે. ગોવાળોને સ્વાભાવિક રીતે મોરનાં પીછાં પહેરવાનો ઘણો શોખ હોય છે, અને એમાં પણ વચ્ચેના ચંદ્રકમાં વિવિધ રંગોનું મિશ્રણ હોય છે. જુવો ગીતગોવિંદ—

चन्द्रकचारुमयूरशिखंडकमंडलवलयितकेशम्।
प्रचुरपुरंदरधनुरनुरंजितमेदुरमुदिरसुवेशम्॥

તાંશમાં છે ફળ કૃષિતણું, પ્રીતિથી એમ ધારી,
ગ્રામ્યાગી જોશે જનપદ વધુ, દૃષ્ટિના નિર્વિકારી+
તાજી ખેડયે મસમસી રહ્યાં, માળનાં ખેતરોને
ઓળંગીને ઝટ, વળિજરા, ઉત્તરે માર્ગ લેજે. * ૧૬

અહિં મેઘધનુષ બતાવ્યું છે તે પ્રયાણ વખતે મંગળ સૂચક મણાય છે એવા કંઈક હેતુથી હશે-જુવો.

चापमैन्द्रमनुलोममखण्डं प्रोज्ज्वलं बहलमायतमीष्टम्-મહાયાત્રા.

શ્લોક ૧૬—આ શ્લોકથી મેઘનું પ્રયાણ શરુ થાય છે.

હે મેઘ! તારા ઉપર કૃષિનું-ખેતીનું ફળ આધાર રાખે છે એમ જાણીને, ભ્રૂવિલાસે અજાણી-ચતુરાઈ ભરેલી ભમર અને નેત્રની ચેષ્ટાઓથી અજાણી-જનપદ વધૂઓ-દેશની સાદી અને ભોળી સ્ત્રીઓ તને બહુ નમ્ર પ્રેમથી ધારી ધારીને જોશે. તને ઉપકારીરૂપ જાણી નિર્વિકારી દૃષ્ટિથી તને સત્કાર આપશે અર્થાત્ આવી મુગ્ધાઓના સ્વાભાવિક નેત્રવિલાસને પણ તું અનુભવિશ. સ્ત્રીઓના નેત્રવિલાસનું પાત્ર થવું, એ એક ભાગ્યશાલીનું લક્ષણ છે-જુવો.

अलसवलितैः प्रमार्द्रार्द्रैर्मुहुर्मुकुलीकृतैः ।
क्षणमभिमुखैर्लज्जालोलैर्निमेषपराङ्मुखैः ॥
हृदयनिहितं भावाकूतं वमद्भिरिवेक्षितैः ।
कथय सुकृतिः कोयं मुग्धे त्वयाद्य विलोक्यते ॥

માલદેશની સ્ત્રીઓ તને આવો સત્કાર આપશે, માટે તાજાં ખેડાયેલાં અને સહજ વૃષ્ટિથી મીઠી સુગંધ આપતાં ત્યાંનાં ખેતરો ઉપર થઈ પાછો તું જલદી ઉત્તર તરફ ચાલજે-અર્થાત્ એમના નેત્ર સત્કારનો બદલો આપવા એ દેશ ઉપર વૃષ્ટિ કરતો તું જરા પાછો

પડી ઉત્તરે ચાલજે, કારણ કે સત્કારનો સ્વીકાર કરવો અને ઉપકારનો બદલો વાળવો એ સજ્જનનું લક્ષણ છે, એમ કહેવાનો ભાવ છે.

માલક્ષેત્ર—આને કેટલાએક ટીકાકારો ડુંગરો ઉપરનાં ખેતરો કહે છે. મલ્લિનાથ પણ એવોજ અર્થ લે છે–કોઇ એને માલદેશ કહે છે–"मालाख्यं देशं"–"मालाभिधानं देशं"–(મેઘલતા.) કોઇ એને માલવા દેશ કહે છે. ડો. વિલસન એને છત્તીસગઢના ઉત્તર ભાગમાં માલડા નામનું શહેર જે રતનપુરથી ઉત્તરે છે તે કહે છે, અને मालं हि दक्षिणाशास्थं तेन चोत्तराशा गंन्तव्येति गतिप्रवलनम् (વલ્લભ) દક્ષિણ તરફ આવેલો માલદેશ–જેથી મેઘને વળવાનું કહ્યું છે એમ પણ કોઇ ટીકાકાર કહે છે.

નાગપૂરની પાસે રામગિરિ માનીએ, તો તેની સહજ દક્ષિણે ૪૦–૫૦ માઇલ હાલ જેને યવતમાળ કહે છે તે આવેલો છે. માળવા ત્યાંથી વધારે દૂર પશ્ચિમ તરફ છે. કવિ મેઘને પ્રારંભમાં જ લગાર પાછો જઇ ઉત્તરે જવાનું કહે છે, તેથી આ યવતમાલનો પ્રદેશ હશે એમ મારું ધારવું છે. અહિંથી મેઘ સિદ્ધો ઉત્તરે જાય છે અને પ્રથમ સ્થાન આમ્રકૂટ (અમરકંટક) જે નર્મદાના મૂળ આગળ છે તે આવે છે અને પછી નર્મદા આવે છે, યવતમાળ–(બીરાર ડીસ્ટ્રીક્ટ)થી ઉત્તરે જતાં સીધ્ધુ નર્મદાનું મૂળ આવે છે અને અમરકંટક પણ ત્યાં આગળ છે, એટલે આ અર્થ વધારે સંભવિત લાગે છે. ડા૦ વિલસન માલડા શહેર કહે છે તે બરોબર લાગતું નથી, કારણ કે માલ દેશ પછી અમરકંટક અને નર્મદા આવે છે અને માલડાથી અમરકંટકમાં જવા માટે મેઘને સીધ્ધુ પશ્ચિમમાં લગભગ ૩૦૦–૪૦૦ માઇલ સુધી જવું પડે તેમ છે.

પાઠાન્તર—ભ્રૂવિલાસે અજાણી.

જતાં છો એડે મધમધી, રહ્યાં માલ ક્ષેત્રો પરેથી,
કિંચિત્ પાછો ફરી, ઝટ જજે, ઉત્તરે મિત્ર ત્યાંથી.

ધારાઓથી શિતળ કરિને કાનનોના દવાગ્નિ,
આવ્યો જાણી શ્રમ કરિ ઘણો, માર્ગમાં ખૂબ થાકી;
સારી રીતે ધરિ લઇ સખે ! શિખરોમાં અચૂક,
વીસામો ત્યાં ગિરિવર તને આપશે આમ્રકૂટ.
કીધો હોયે પ્રથમ કદિ જો કોઇને ઉપકાર,
તો તે તેનો ગુણ ન વિસરે, હોય જો ક્ષુદ્ર તો'ય;
તા'રા જેવો સુહૃદ પછિ જ્યાં આશ્રયે આવનાર,
મોટા છે તે કયમ વિસરશે, આપતાં આવકાર. ૧૭

શ્લોક ૧૭—ઘણો માર્ગ કાપ્યા પછી યક્ષ મેઘને આમ્રકૂટપર વિસામો લેવાને કહે છે.

દવાગ્નિ-વનમાં બળતો અગ્નિ. પર્વતમાં બળતા અગ્નિને વૃષ્ટિથી શાન્ત કરી તું માર્ગમાં ઘણો થાકી ગયો હોઇશ, એમ જાણી તારા ઉપકારને સ્મરી આમ્રકૂટ તને અવશ્ય વિસામો આપશે; કારણ કે નીચ માણસ પણ ઉપકારને સ્મરી આવકાર આપવા ચૂકે નહીં, તો પછી એવા મોટા-ઉંચા પર્વતનું શું કહેવું ? એમ ભાવાર્થ છે, આમ થતાં તને પ્રથમ વિસામેજ સુખ થશે. આ ધારેલા કાર્યની સિદ્ધિ કરનારા શુભ શુકન કહેવાય છે. જુવો.

प्रथमावसथे यस्य सौख्यं तस्याखिलेऽध्वनि ।
शिवं भवति यात्रायां अन्यथात्वशुभं ध्रुवम् ॥ (**निमित्तनिदान**)

**આમ્રકૂટ**=વિન્ધ્યાચળના પૂર્વ ભાગે આવેલો એક પર્વત, કે જ્યાંથી નર્મદા નદી નીકળે છે અને જે હાલ અમરકંટક એ નામથી ઓળખાય છે. આ શબ્દ આમ્રકૂટનો અપભ્રંશ હશે. એનો મૂળ અર્થ, જેનાં શિખરો આંબાઓનાં ઝાડથી ઢંકાયેલાં છે એવો પર્વત-એમ છે.

છાઈ સીમા ભશ્યક, પીળી આમલે પાકી સાખો,
તું બેઠાથી શિખરપર ત્યાં, સ્નિગ્ધ વેણી સમાણો;
શોભીરે'તો ગિરિ નિરખશે, દેવનાં દંપતીઓ,
જાણે ગોરો સ્તન ભૂમિતણો, મધ્યમાં શ્યામવર્ણો. ૧૮

શ્લોક ૧૮—આમ્રકૂટ પર્વત પાકીને પીળી થયેલી આંબાની સાખોથી ચારે તરફથી પીળાશ પડતો દેખાય છે અને તેના ઉંચા શિખરપર કાળા રંગનો મેઘ વિશ્રાન્તિ લેશે તે વખતે એ પર્વત વિમાનમાંથી દેવતાઓ જોઈ રહે એવો શોભાયમાન થશે. કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે ઉપરથી શ્યામ અને આજુબાજુથી ગૌર દેખાતો જાણે ભૂમિનો સ્તન હોય તેવો એ પર્વત શોભાયમાન દેખાશે.

સ્નિગ્ધવેણી સમાણો—સ્ત્રીની સુંવાળી અને કાળી વેણીના જેવો. જે મેઘ વધારે શ્યામ અને તેજસ્વી હોય તે ઘણી વૃષ્ટિ કરનારા હોય છે, માટે સ્નિગ્ધ શબ્દે એની અત્યંત જળની પૂર્ણતા બતાવી છે. દેવતાઓ પણ પર્વતને જોઈ રહેશે એમ કહી શ્ર્યના સંગથી ગુણ અને શોભા વિશેષ દીપી નિકળે છે એમ સૂચવ્યું છે. સૃષ્ટિ સૌન્દર્યનું આ બહુ મનોહર વર્ણન છે, તેનો ચિતાર જેણે ચોમાસામાં પર્વતો ઉપરથી નીચેની ભૂમિનો રમણીય દેખાવ જોયો હશે, તેને સહજ આવી શકશે.

અહીં વર્ષાનો પ્રારંભકાળ છે. લીલોતરી અને વૃક્ષાદિથી છવાયેલી અને જળના રૂપેરી પ્રવાહોવાળી વનભૂમિ, પાકી રહેલા આંબાઓથી ચોમેર પીળો દેખાતો આમ્રકૂટ પર્વત, એના શિખરપર કાળા મેઘનો વિશ્રામ, ભૂમિને સ્ત્રીનું સ્વરૂપ, પર્વતને સ્તનનું સ્વરૂપ, ઇત્યાદિ સામગ્રી કલ્પીને કવિએ વિન્ધ્યાટવીના સૌન્દર્યને દૃષ્ટિ આગળ તરી રહે એવું મનોહર ચિતર્યું છે. છેક અલકાનગર સુધી માર્ગમાં આવતા આવા કુદરતના દેખાવોને કવિએ ઘણા સરસ ચિત-

તે અદ્રિમાં વનવધૂવડે ભોગવેલી નિકુંજે,
થોભી થોડું વરસી હલકો થૈ, જતાં શીઘ્ર માર્ગે;
જોશે વાંકી ચુકી વિખરતી નર્મદા વિંધ્ય પાદે,
જાણે વેલી વિવિધ ચિતરી હોય શું હસ્તિ અંગે. ૧૯

રીતે પૂર્વમેઘના માત્ર વર્ણનાત્મક ભાગને પણ ઘણો મનોહર બનાવ્યો છે, એ એનું અસાધારણ ચાતુર્ય દર્શાવે છે. કાલિદાસની કલ્પનશક્તિ એવી અદ્ભુત છે કે, સૃષ્ટિ સૌન્દર્યનું ચિત્ર, એક ચિત્રકાર પોતાની પીંછીથી જેવું ન ચિતરી શકે તેવું ચિત્ર એ પોતાના શબ્દોથી ચિતરી આંખ આગળ ખડું કરે છે એટલું જ નહીં પણ, એના શબ્દોની રચના એવી મનોહર છે કે તેના વાચ્યાર્થ કરતાં સૂચિતાર્થમાં એ અનેક પ્રકારની રમણીયતા આપણી નજર આગળ ખડી કરી શકે છે. આખી વિન્ધ્યાટવીનું વર્ણન આનો એક ઉત્તમ નમુનો છે, જે આગળના શ્લોકો વાંચતાં સમજાશે. ઉત્તમ ચિત્રકારનાં સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો જેમ દૃષ્ટિ મર્યાદાને દૂર ને દૂર ખેંચી જાય છે, તેમ કાલિદાસના શબ્દનાં ચિત્ર એક વસ્તુને એવી ખુબીથી ચીતરે છે કે તેની સાથે આપણી દૃષ્ટિ એકથી અનેક મનોહર વસ્તુઓને જોતી જોતી આનંદનો અનુભવ કરતી દૂરને દૂર ચાલી જાય છે.

શ્લોક ૧૯.—તે અદ્રિમાં–એ આમ્રકૂટ પર્વતમાં–વનવધૂ–વનમાં રહેનાર–વનવાસીઓની જુવાન સ્ત્રીઓથી ભોગવાયેલી કુંજો જેમાં છે એવા એ પર્વતપર તું થોડો વિશ્રામ લેજે, વધારે નહીં કારણ કે વિલંબ થાય. અહીં પણ વનચર દંપતીઓનો વિનોદ, તારા નેત્રને આનંદદાયક થઇ પડશે એમ કહેવાનો ભાવાર્થ છે. આ ઠેકાણે ખૂબ વૃષ્ટિ કર્યા પછી હલકો થઇ તું સત્વર ચાલી શકીશ અને આગળ ચાલતાં વિન્ધ્યગિરિના પાદમાં વાંકી ચુકી વિખરાઇ વહેતી નર્મદાને તું જોઇશ. તે જાણે હાથીના અંગ ઉપર વિવિધ વેલો ચીતરી હોય તેવી શોભાયમાન દેખાશે. અહીં વિન્ધ્યગિરિને

હાથીનું રૂપ આપ્યું છે અને નર્મદાને વાંકી ચુકી વેણનું રૂપ આપ્યું છે—એ નર્મદાનાં દર્શનથી તને પુણ્ય ફળની પ્રાપ્તિ થશે એમ સૂચવ્યું છે, કારણ કે નર્મદા પણ ગંગાના સમાન પાપને હરનારી ગણાય છે. જુવો.

गंगास्नानेन यत्पुण्यं तद्रेवादर्शनेन च ।
यथा गंगा तथा रेवा तथा देवी सरस्वती ॥
समं पुण्यफलं प्रोक्तं स्नानादर्शनचिन्तनैः ।

**નર્મદા–રેવા.** આ નદી ગોન્ડવન પ્રાન્તમાં અમરકંટક—આમ્રકૂટમાંથી નીકળી લગભગ આઠસો માઇલનો માર્ગ કાપી પશ્ચિમે ખંભાતના અખાતને મળે છે. અમરકંટકમાંથી નીકળ્યા પછી નર્મદાનો પ્રવાહ ઉંચી સપાટીવાળા પર્વતથી રોકાય છે તેથી તે નીચાણનો માર્ગ શોધતી શોધતી આડી અવળી વહે છે. આ ઉચ્ચ પ્રદેશમાંથી શોણ, હસ્તુ વગેરે કેટલીક નદીઓ ઉત્તર તરફ અને કેટલીક દક્ષિણ તરફ વહે છે.

**વિન્ધ્ય—**આ પર્વત હિન્દુસ્તાનના મધ્ય ભાગમાં પૂર્વ પશ્ચિમ આવેલો છે અને ઘણાજ વિસ્તારવાળો છે. ઉત્તરમાં એનો કેટલોએક ભાગ ગંગા સુધી પહોંચે છે અને દક્ષિણ ભાગ ગોદાવરી સુધી પ્રસરે છે. એ ઉત્તર હિન્દુસ્તાન અને દક્ષિણ હિન્દુસ્તાનના વિભાગ પાડનારી મર્યાદારૂપે ગણાય છે. ઉત્તર હિન્દુસ્તાન અથવા આર્યાવર્તની દક્ષિણ મર્યાદા રૂપે એને પૂર્વના ઋષિ મુનિઓ ગણતા હતા. આ વિન્ધ્યને માટે એક એવી દંતકથા ચાલે છે કે—મેરુની સ્પર્ધાથી એણે સૂર્યને પોતાની આસપાસ ફરવાનું કહ્યું. સૂર્ય મેરુની પાછળ ફરે છે તેથી રાત અને દિવસ થાય છે એવું આપણામાં મનાય છે સૂર્યે તેમ કરવાની ના પાડી તેથી ચંદ્ર સૂર્યના માર્ગને રોકી નાખવાને માટે તે ઉંચો વધનો ગયો. આથી ભય પામી દેવતાઓએ અગસ્ત્યને પ્રાર્થના કરી એને સમજાવવાનું કહ્યુંઃ અગ-

વર્ષી ખાલી થઈ, ગજમદે કંઈક તીખું* સુગંધી,
જંબુ કુંજે ખળિ રહ્યું ભરી, પાણી એનું ફરાથી;
ભારે થાતાં ઘન! નહિ શકે વાયુ ખેંચી તને ત્યાં,
હોયે ખાલી હલકું સઘળું, ભાર છે પૂર્ણતામાં. ૨૦

---

સ્ત્યે એને સમજાવી કહ્યું કે, હું તારા વાંધાનો નિર્ણય કરી આવું છું, પણ હું આવું ત્યાં સુધી તારે ઉંચા ન વધતાં લાંબા થઇ સુઇ જવું. વિન્ધ્યે કબુલ કર્યું અને પૂર્વ પશ્ચિમ લાંબો થઇ સુતો, પણ અગસ્ત્ય ગયા તે હવે આવશે. વિન્ધ્ય વચન પાળી હજી એમનો એમ પડી રહ્યો છે. આપણામાં "અગસ્તન વાયદા" એ કહેવત આ ઉપરથી પડી હશે.

---

શ્લોક ૨૦. * પાઠાન્તર–તૂરું. વર્ષી=વૃષ્ટિ કર્યા પછી ખાલી થતાં—

ગજમદે=હાથીઓના માથામાંથી ટપકતા મદથી સુગંધી. વિન્ધ્ય પર્વતમાં હાથીઓ ઘણા થાય છે તેથી નર્મદાના જળમાં નહાતાં હાથીઓનાં ટોળાંના મદથી એનું પાણી સુગંધી થયેલું હશે, એમ કહ્યું છે—हिमवद्विन्ध्यमलया गजानां प्रभवा नगाः

જંબુકુંજે=જાંબુનાં વૃક્ષોની ઘટાઓમાં ખળી રહેવાથી કંઇક તુરાશવાળું–આ નદીનું પાણી તું તારામાં ભરી લેજે. તુરું અને સુગંધી, એ શબ્દે પાણીનું હલકાપણું અને પથ્યપણું બતાવ્યું છે. વિરેચનથી શુદ્ધ કરેલા મનુષ્યને શ્લેષ્માદિ મટાડવાને માટે કટુ, કષાય, તિક્ત રસનું પાન, વાતપ્રકોપ અટકાવનાર ગણાય છે. માટે હે મેઘ! તું પણ વૃષ્ટિની વાન્તિ કર્યા પછી આ હિતકર પાણી પીજે. જુવો વાગ્ભટ્ટ—

कषायाश्चाहिमास्तस्य विशुद्धौ श्लेष्मणोहिताः ।
किमु तिक्तकषाया वा ये निसर्गात् कफापहाः ॥

રાતાં ભૂરાં નિરખી અડધા તંતુ ફૂટ્યાં કદંબો,
ભીને કાંઠે, પ્રથમ ફૂટતિ કેળની ખાઇ ડુંખો;
સિંચાયેલી જળથિ ભૂમિનો વાસ લેતાં વનોમાં,
સારંગોનાં યુથ ઘન ! બધો માર્ગ દેખાડશે ત્યાં. ૨૧

कृतशुद्धेः क्रमात्पीतपेयादेः पथ्यभोजिनः ।
वातादिभिर्न बाधा स्यात् इन्द्रियैरिव योगिनः ॥

આ પાણી ભરી લીધાથી તારામાં વજન આવતાં પવન તારો પરાભવ કરી શકશે નહીં. આ ઉત્તરાર્ધમાં વ્યાવહારિક ભાવબોધક એક અર્થાન્તરન્યાસ છે. જે ખાલી હોય છે તે હલકું પડે છે અને જેમાં ભાર હોય છે તેજ ગૌરવને પામે છે. અર્થાત્ જગતમાં સાર વગરનાં મનુષ્યો માન પામતાં નથી. પરંતુ જેનામાં સત્વ હોય છે તેજ માનને પાત્ર થાય છે. માણુસ ધન આદિથી ભરેલો હોય તો જ માન પામે છે. પણ ખાલી થઈ જાય તો એનું લગાર પણ વજન પડતું નથી. કહ્યું છે કે:—

गुणयुक्तोप्यधो याति कूपे रिक्तो घटो यथा ॥
गुणहीनोऽपि संपूर्णो जनैः शिरसि धार्यते ॥

મનુષ્ય ગુણહીન હોય છતાં છતથી સંપૂર્ણ હોય તો લોકોથી માન પામે છે.

શ્લોક ૨૧—સારંગોનાં-હાથિઓનાં. ચાતકોનાં, ભમરાઓનાં અથવા હરિણોનાં-

રાતાં ભૂરાં—રાતા અને ભૂરા રંગનાં તથા અડધા અડધા ફુટેલા દેખાવાળાં કદંબનાં પુષ્પો-

ભીને કાંઠે—પાણીવાળી જગાઓના કિનારાઓમાં કદંબ અને કદળીને મેઘ કાળમાં નવો ફાલ આવે છે તેથી તેની ડુંખો ખાતા અને નવા જળથી સિંચાયલી ભૂમિનો વાસ લેતા-હસ્તિઓ-ભમરાઓ

જોતા, બિન્દુ ચતુરઈથકી ઝીલતાં ચાતકોને,
દેખાડીને બગતણી ગણી, પંક્તિઓ પ્યારીઓને;
દેઠાશ્લેષે સહચરી તણા, ગર્જનાથી ડરેલી,
દેશે સિધ્ધો ઘન ! બહુ તને માન, આભાર માની. ૨૨

અથવા હરિણો હર્ષથી ચાલતા ચાલતા તારો માર્ગ સૂચવશે. અહીં સારંગ શબ્દના ચાર અર્થ છે—ભમરા, હરિણ, ચાતક અને હસ્તી. ખીલેલા કદંબ તરફ ભમતા ભમરાઓ—નવી કેળોની કુંપો ખાતાં હરિણો અને ભૂમિનો વાસ લેતા હાથીઓ અને બોલતા ચાતકો તારા માર્ગને સૂચવશે એમ પણ કેટલાએક અર્થ લે છે—વર્ષાના પ્રારંભનાં કાલિદાસનાં વર્ણનોમાં સર્વત્ર આવા રમણીય ભાવ જોવામાં આવે છે.

तदाननं मृत्सुरभिक्षितीश्वरो रहस्युपाघ्राय न तृप्तिमाययौ ।
करीव सिक्तं पृषतैः पयोमुचां शुचिव्यपाये वनराजिपल्वलम् ॥

आसारसिक्तक्षितिबाष्पयोगात् यामक्षिणोत् यत्र विभिन्नकोशैः ।
विडम्ब्यमाना नवकन्दलैस्तैर्विवाहधूमारुणलोचनश्रीः ॥

मृगयश्च दर्भाङ्कुरनिर्व्यपेक्षास्तवागतिज्ञं समबोधयन्मां ।
व्यापारयन्त्यो दिशि दक्षिणस्यां उत्पक्ष्मराजीनि विलोचनानि॥ રઘુવંશ.

શ્લોક ૨૨—જોતા બિન્દુ=આકાશમાંથી પડતાં વરસાદનાં ફોરાંને અદ્ધર મોંમાં ઝડપી લઇને ઉતડાં ચાતકોને જોતા, તથા બગલીઓની તોરણ જેવી હારોને આંગળીથી ગણી બતાવતા સિધ્ધો, તારી અકસ્માત્ થયેલી ગર્જનાથી ડરી જતાં બાઝી પડતી પ્રિયાઓને છાતી સરસી ચાંપી દઇને તને માન આપશે—અર્થાત્ તારા નિમિત્તે પ્રિયાઓના ગાઢ આલિંગનનું વગર માગ્યે સુખ અનુભવી તારો આભાર માનશે. ગર્જનાથી ડરેલી એ પદે સિદ્ધાંગનાઓના સ્વભાવની મૃદુતા અને સ્ત્રીઓનું સ્વાભાવિક ભીરુત્વ દર્શાવ્યું છે. ચાતક પક્ષીને

ઇચ્છે છે તું જલદિથી જવા વ્હાલી પાસે* છતાં ત્યાં,
ખોટી થાશે બહુ તું કુટજે મ્હેકતા પર્વતોમાં;
કેકા શબ્દે સજલ નયને માન દેશે મયૂરો-
સામા આલી, તદપિ ધરજે, મેઘ! તું માર્ગ તા'રો. ૨૩

જમીનપર પડેલું પાણી રોગ ઉત્પન્ન કરનાર કહેવાય છે, તેથી તે પક્ષીઓ આકાશમાં ઉડી અદ્ધરથી પાણી ઝીલી લે છે. આ ચાતક જેને આપણા તરફ બપૈયો અથવા દેવતરસ્યો કહે છે તે જાતનો બગલો. એ પ્રાણી ઉંચે વરસાદની વાટ જોતો બેસી રહે છે અને ચાર માસ સૂધી માદા એને ચારો લાવી આપે છે.

શ્લોક ૨૩—* પાઠાન્તર-મારે માટે જલદીથી જવા તું ચહે છે છતાં ત્યાં—

હે મેઘ! મારી વ્હાલીને માટે તું જલદીથી જવા ઇચ્છે છે છતાં કુટજથી મ્હેકતા-એ નામનાં પુષ્પોથી મ્હેકી રહેતા દરેક પર્વતમાં તને વિલંબ થશે એમ મને ભય રહે છે, કારણ કે એ પર્વતોની મનહર શોભા જોવા તું ખોટી થયા વિના રહેશે જ નહીં. વળી કેકા શબ્દે=મધુર ટુહુકારોથી-તથા-ઘણે કાળે તને મિત્રને દેખીને હર્ષનાં આંસુથી ભરેલી આંખે મયૂરો સામા આવી તને સત્કાર પણ કરશે, તેમનો સત્કાર સ્વીકારી ખોટી ન થતાં તું જલદીથી આગળ ચાલજે. મયૂરોને અને મેઘને ઘણી પ્રીતિ હોય છે એ સર્વવિદિત છે. પોતાના મિત્રને મળતાં જેમ માણસને હર્ષ ભરાઇ આવે છે તેમ મયૂરો પણ મેઘરૂપી મિત્રને જોતાં હર્ષ પામી આવકાર આપશે એમ કહેવાનો ભાવ છે. વર્ષાકાળમાં મયૂરોને ખરું યૈવન આવે છે અને એ જ કાળે તે મયૂરીઓને સેવે છે. આથી આ ઋતુ તેમને ઉન્માદક ગણાય છે.

જુવો नवाम्बुमत्ता शिखिनो नदन्ति, मेघागमे कुन्दसमानदन्ति । घटखर्पर । વળી ભર્તૃહરિમાં પણ-

પીળી વાડયો ઉપવનતણી, કેવડા ફૂટી રે'તાં,
*માળા બાંધી તરુવર ભરે, ગામનાં પંખિ પાળ્યાં;
જાંબુ પાકયે, જળ વરસતાં,× શ્યામ દીસે વનાન્તો,
હંસો રે'તાં કંઇ દિવસ ત્યાં, શોભી રે'શે દશાર્ણો. ૨૪

---

शिखिकुलकलकेकाशब्दरम्या वनान्ताः
सुखिनमसुखिनं वा सर्वमुत्कंठयन्ति ॥

આ પણ કાલિદાસના મનોહર વર્ણનોમાંનું એક છે. પ્રથમ ભાગમાં થોડા શ્લોકોથી કરેલું આ વિન્ધ્યાટવીનું વર્ણન ઘણુંજ રમણીય છે. ચારે તરફ મેઘથી છવાયેલું આકાશ-વાંકીચુકી વિખરાઇ વહેતી નર્મદાના પ્રવાહો, ખીલી રહેલાં કદંબના પુષ્પો, નવી ફાલતી કદળીનાં વનો, પુષ્પના સુગંધના લોભથી ઉડતાં ભમરાઓનાં ટોળાં, હરિણનાં યૂથ-જમીનનો વાસ લેતા સ્વચ્છંદ ચાલતા હાથીઓનાં ટોળાં, આકાશમાં ઉડી પાણીનાં ટીપાં ઝીલતાં ચાતક પક્ષીઓ, કાળા વાદળમાં સફેત દેખાતી બગલાંઓની હારો, આકાશમાંથી વનની અને મેઘની મિશ્ર શોભા જોતાં સિદ્ધોનાં જોડાં, કુટજ પુષ્પથી મેંહકી રહેતા પર્વતોની હારોની હારો, મેઘનો શ્યામ ચદરવો અને ઉન્મત્ત થઇ ટુહુકાર કરી દિશાઓને ગજાવી મૂકતા મયૂરોનાં ટોળાં, ઇત્યાદિ સામગ્રીથી કવિ આખી વિન્ધ્યાટવીની વિવિધ રમણીયતવાળું આ શબ્દમય ચિત્ર દૃષ્ટિ આગળ તરતું હોય તેમ ખડું કરે છે

---

*શ્લોક ૨૦—પાઠાન્તર-*માળા બાંધી તરુવર ભરે પંખીઓ ગામકેરાં.
× ઘન સમયથી.

પીળીવાડો-કેવડાઓ ફુટી રહેતાં ગામનાં ઉપવનોની વાડો પીળી પીળી શોભે છે, ગામનાં પરિચિત પક્ષીઓ ઇંડા સેવવાને માળાઓ બાંધી સીમાડાનાં વૃક્ષોને ભરી નાંખે છે, અને વરસાદ આવવાથી પાકેલાં જાંબુઓથી વનના સીમાડા શ્યામ દેખાય છે એવો

તેની વિશ્વે વિદિત વિદિશા, છે રૂડી રાજધાની,
ત્યાં કામિને રૂચતી રચની, માણુશે મોજ મોંઘી;
તીરે ગર્જી મૃદુ, વિલસતી ભ્રૂસમી ઉર્મિવાળું,
પીજે મીઠું અધરરસશું, વારિ વેત્રાવતીનું. ૨૫

દશાર્ણ દેશ, ત્યાં હંસો કંઇક દિવસ થોભી રહેતાં રમણીય લાગશે, એવો ભાવાર્થ છે. દશાર્ણ=ભરત અને કેટલાએક ટીકાકારો દશ–અને ઋણ કિલ્લાઓ–એટલે દશ કિલ્લાઓવાળો દેશ એવો આનો અર્થ લે છે. પ્રો. વિલસન કહે છે કે, દશાર્ણ નામની નદી વિન્ધ્યના ઉત્તર ભાગમાંથી નીકળે છે તે ઉપરથી પણ આ નામ પડ્યું હશે. ઘણે ભાગે એ છત્તીસગઢનો પ્રદેશ હશે એમ લાગે છે. એ માળવાના પૂર્વ ભાગમાં આવેલો છે, તેમાં ઘણી નદીઓ વહે છે જેમાંની મુખ્ય વેત્રવતી છે. ઘણે ભાગે દશાર્ણ એ આ જ દેશ હશે. કારણ કે પછીના શ્લોકમાં કવિ વેત્રવતીનું વર્ણન કરે છે એટલે ત્યાંથી દૂર આવો કોઇ બીજો દેશ હોય એમ સંભવતું નથી.

શ્લોક ૨૫—વિદિશા–દશાર્ણ દેશની એ નામની રાજધાની, પ્રો. વિલસન એને માલવા પ્રાન્તમાં આવેલું ભિલસા કહે છે. એ વેત્રવતી નદીના કીનારાપર છે. આ નગર શૂદ્રકરાજાની રાજધાની હતું. જુવો કાદમ્બરી मज्जन्मालवविलासिनीकुचतटास्फालनजर्जरितोर्मि । मालया वेत्रवत्या परिगता विदिशाभिधाना राजधान्यासीत् । આ દેશ જેને અવન્તિ કહેવામાં આવે છે તેનું કાલિદાસ દશાર્ણ એવું નામ આપે છે જેમાં દસન નદી વહે છે. આ નગરીથી આશરે ચારેક માઇલ દૂર એક નાનો ગિરિ છે જે કાલિદાસે નીચૈઃ ગિરિ તરીકે વર્ણવ્યો છે. આ વિદિશા નગરી રામના વખતમાં શત્રુઘ્નને આપવામાં આવી હતી. જુવો રામાયણ ઉત્તરકાંડ सुबाहुर्मधुरां लेभे शत्रुघातीच वैदिशम् ।

ત્યાં કામીને—આ વિદિશા નગરીમાં કામીને રુચતી રસની મોજ તને મળશે.

તીરે ઇત્યાદિ—અહિં કવિએ મેઘને કામી નાયક અને વેત્રવતીને વિલાસિની નાયિકા કલ્પી છે.

પાઠાન્તરો—તીરે દેખી મૃદુ ગરજતો પ્રેરતી ભ્રૂતરંગો,
પીજે મીઠો અધરરસ તું વેત્રવંતી નદીનો;

અથવા. પીજે વારિ મુખ સમ મિઠું વેત્રવંતીતણું તું,
ઉંડા મંદ ધ્વનિથી મધુરું, ભ્રૂસમી ઉર્મિવાળું;
પીજે વારિ અધર મધુ શું, વેત્રવંતી તણું તું.

મૂળમાં तीरोपान्तस्तनितसुभगं એવું પદ છે. તેનો અર્થ જુદા જુદા ટીકાકારો જુદી જુદી રીતે કરે છે. એનું પાઠાન્તર तिर्यक्पार्श्वस्तनितसुभगं એવું હોય તો અર્થ કંઇક વધારે બંધબેસતો આવે. પદનો સમગ્ર અર્થ એમ છે કે જેમ કોઇ વિલાસી પુરુષ બળાત્કારથી ચુંબન કરવા જતાં કંઇક નિષેધ સૂચવતા અવ્યક્ત શબ્દથી મધુર લાગતું, અને કંઇક પ્રેમ તથા રોષથી ચઢી જતી ભમરવાળા મુખનું (અધર રસનું) પાન કરે છે તેમ, વહન કરતાં અંદર ઝીણા ઝીણા રતિકૂજિત જેવા ધ્વનિથી મધુર લાગતું તથા તરંગોરૂપી ભ્રૂવિલાસ દર્શાવતું વેત્રવતીનું અધર રસ જેવું વારિ પીજે.

અહીં જળના અથડાવાથી થતા મંદ શબ્દને રતિકૂજિત સાથે સરખાવ્યો છે. નદીના તરંગો સ્રીના ભ્રૂવિલાસને ઠેકાણે છે અને મધુર જળ અધરરસને ઠેકાણે છે. અહીં વેત્રવતીના અધરરસનું પાન કરજે એમ કહી કવિએ મેઘનું કામિત્વ સૂચવ્યું છે, કારણ કે કામીઓને ભોગના કરતાં અધરરસનો સ્વાદ વધારે પ્રિય હોય છે.

'कामिनामधरस्वादः सुरतादतिरिच्यते ।'

તા'રા સ્પર્શે પુલકિત ન શું હોય મોટાં કદંબે,
એવા નીચૈઃ ગિરિપર જઇ, મેઘ! વિશ્રાન્તિ લેજે;
જે વેશ્યાના રતિ પરિમળે મ્હેકી રે'તા, ગુહામાં.
દેખાડે છે, છલકઇ જતાં યૌવનો નાગરોનાં. ૨૬

શ્લોક ૨૬—તારાસ્પર્શે=તને જુના મિત્રને ભેટવાથી, પુલકિત=હર્ષથી ઉભા થઇ ગયેલા રોમાંચ-વાળવાળો—નીચૈઃ નામનો ગિરિ આવે છે, તે ઉપર તું વિશ્રામ લેજે. પર્વત ઉપર મોટાં કદંબનાં ઝીણી ઝીણી અણીયોવાળાં હજારો પુષ્પ ખીલી રહેલાં હોવાથી મેઘરૂપી મિત્રને ભેટતાં પર્વતને જાણે રોમાંચ ઉભાં થયાં હોય એવી ઉત્પ્રેક્ષા છે-ગમે ત્યારે સ્નેહીને ભેટતાં હર્ષના આવેશથી રોમાંચ ઉભાં થઇ આવે એ સ્વાભાવિક વિકાર છે. નીચૈઃગિરિ=વિદિશાની પાસે આવેલો એ નામનો પર્વત. સારોદ્ધાર, સુમતિવિજય આને વામનગિરિ એ નામથી ઓળખાવે છે.

વેશ્યાના=એ પર્વતમાં સ્વચ્છંદ વિહાર કરતી વારાંગનાઓના—રતિપરિમળે-સુરત સમયે મર્દન પામતાં અંગોમાંથી નીકળતી સુગંધિ દ્રવ્યની ખુશબોને લીધે મ્હેકી રહેતી ગુફાઓવાળો આ પર્વત, નાગરોના—નગરનાં સ્ત્રી પુરુષોનાં—છલકઇ જતાં—મર્યાદા મુકી ઉભરાઇ જતાં યૌવનને દર્શાવે છે. અર્થાત્ આ નગરના યૌવનથી ઉન્મત્ત થયેલા લોકો પોતાના ગુરુજનોથી એકાન્ત શોધી વારાંગનાઓ સાથે પર્વતની ગુફાઓમાં વિહાર કરતા હશે અને તેમના અંગ ઉપરનાં ચંદન અગરૂ આદિ દ્રવ્યોની મ્હેકથી એ પર્વતની ગુફાઓ મઘમઘાટ થઇ રહી હશે, ત્યાં તારા નેત્રને કંઇક આનંદ મળશે, માટે વિરામ લેજે.

વિશ્રાન્તિ લઇ, નગનદીતટે સિંચતો સિંચતો જા,
ઉદ્યાનોમાં નવ જલકણે, જૂઇ ના ફૂલ ફૂલ્યા;
કાને પે'ર્યાં કમળ વણુસે, સ્વેદ લ્હોતાં કપોળે,
કર્જે છાયા, ક્ષણભર હળી, માળણોનાં મુખોને. ૨૭

શ્લોક ૨૭—પાઠાન્તર–અર્પી છાયા પરિચિત થજે–અર્પી છાયા ક્ષણુ હળિ જજે.

નગનદી=એ નામની નદી આને કોઇ વનનદી અથવા નવનદી કહે છે. ડો. વિલ્સન એને હાલની ત્યાં વહેતી પાર્વતી નામે નદી કહે છે.

ઉદ્યાનોમાં—નદીને કાંઠે સ્વાભાવિક રાતે ઉગીને ફાલી રહેલાં જુઇનાં વનોમાં જઇ જળ સિંચતો સિંચતો ચાલ્યો જજે.

કાને પે'ર્યા–એ કિનારાઓમાં તાપમાં પુષ્પ વીણતી અને મુખપર આવેલાં પગ્સેવાનાં બિન્દુ લૂછવાથી જેના કાનમાં પહેરેલાં કમળો ચુંથાઇ જાય છે એવી ત્યાંની માલણોના મુખ ઉપર ક્ષણવાર છાયા કરી તેમની સાથે પરિચય કરજે.

કાનમાં પહેરેલાં કમળોથી તેમનું વિલાસિત્વ સૂચવ્યું છે. ક્ષણવાર અહીં થોભી પરિચય કરતાં તને આનન્દ થશે એવો ભાવ છે.
જુવો નેમીદૂત-શ્લોક ૨૮.

तस्योद्याने वरतरुचिते त्वं मुहूर्तं श्रमार्त-
स्तिष्ठेस्तुष्टो विविधतदुपानीतपुष्पोपहारैः ।
पुष्यन्नन्तश्चरपरिमलोद्गारसारस्मितानां
छायादानक्षणपरिचितः पुष्पलावीमुखानाम् ।

પાઠાન્તર–અર્પી છાયા પરિચિત થજે;
અર્પી છાયા ક્ષણુ હળી જજે.

રસ્તો વાંકો અહિંથી બહુ છે, ઉત્તરે મેઘ ! જાતાં
તો'યે ઉંચાં ભવન પર જૈ બેસજે ઉજ્જનીમાં;
વિદ્યુત્તેજે નયન મિચતી નાગરીનાં કટાક્ષો,
જોતો* ત્યાં તું રમિશ નહિં તો જાણજે રે ઠગાયો. ૨૮

શ્લોક ૨૮—* સાથે.

મેઘને બતાવેલા માર્ગ પ્રમાણે ઉત્તરે જતાં ઉજ્જયિની પશ્ચિમે કેટલુંક દૂર રહે છે, માટે કવિ મેઘને કહે છે કે તારે વાંકે માર્ગે થઇને ત્યાં જવાનું છે, તેમ છતાં એ સુપ્રસિદ્ધ નગરમાં તું ગયા વિના રહીશ નહીં.

ઉજ્જયિની—આ નગર અવન્તિ દેશની રાજધાની હતું અને આજ પણ ઘણું પ્રસિદ્ધ છે. એનાં વિશાલા, અવંતિકા, પુષ્કરપુરી એવાં પણ નામ છે આ મહાન્ વિક્રમની રાજધાની હતી અને કાલિદાસ ત્યાંનો વાસી હતો એમ કહેવાય છે. આવા કારણથી કવિ મેઘને ખાસ વાંકે માર્ગે થઇ ઉજ્જાયનીની શોભા જોયા વિના જતો નહીં એમ કહે છે. આ આપણા હિન્દુ શાસ્ત્રની સાત મોક્ષદા પુરીમાંની એક છે. હાલનું ઉજ્જયિની પૂર્વના ઉજ્જયિનીથી એક માઇલ દક્ષિણે છે. ચીનાઇ મુસાફર હ્યુયેન્ત્સંગ એનો ઘેરાવો પાંચ માઇલ હતો એમ કહે છે અને હાલ પણ તે લગભગ એટલો જ થવા જાય છે. એ અવન્તિ રાજ્યનો વસ્તાર આશરે એક ૧૦૦૦ માઇલ જેટલો છે. પશ્ચિમે માળવા આવેલું છે જેની રાજધાની ધારાનગર છે. મી૦ કનીંગહામ લખે છે કે; આ રાજ્યનો વિસ્તાર પશ્ચિમે ચંબલ નદીથી પેલી તરફ નહીં હોય, પણ ઉત્તરે મથુરા અને જહોતી સુધી, પુર્વમાં મહેશ્વરપુર સુધી અને દક્ષણે સાતપુડા સુધી હશે.

ભવન—ઉંચા ઉંચા મેહેલ.

વિદ્યુત્તેજે—વિજળીના ઝબકારાના તેજે—વિજળીના ઝબકારાથી અંજાઇને નયન મિંચતી, વળી હમણાં વિજળી થશે એમ ધારી

વારિલ્હેરે કુજિત ખગની મેખલા કેડ ધારી,
ચાલી જાતી, અટકી લટકે, ચક્રનાભિ બતાવી;
નિર્વિન્ધ્યાનો રસ તું ભરજે અંતરે બેસી પાસ,
સ્ત્રીનું પે'લું પ્રણય વચન, પ્રેમી જોતાં વિલાસ. ૨૯

આકાશ તરફ જોતી વળી મિંચતી એમ નગરની સ્ત્રીઓનાં કટાક્ષો સાથે તું રમીશ નહી તો જાણ જે કે તું ખરેખર ઠગાયો. અર્થાત્ જો તું ત્યાંનું અલૌકિક સ્ત્રીસૌન્દર્ય જોયા વિના અને તેમના મનોહર નેત્રવિભ્રમ અનુભવ્ય વિના ઉત્તરે ચાલ્યો જઇશ, તો તારી બધી વિલાસતા વ્યર્થ ગઇ એમ સમજજે. કવિએ મેઘને ઉજ્જયિનીનો માર્ગ ખાસ લેવડાવ્યો છે અને તેનું વર્ણન પણ કંઇક વિશેષ ખુબીથી કરેલું છે, એ તેમની પોતાના નગર માટેની મમતા સૂચવે છે. આખા મેઘદૂતમાં અલકાથી ઉતરતું વર્ણન ઉજ્જયિનીનું છે. આથી કવિનો ઉજ્જયિની સાથેનો નિકટ સંબંધ અને તે ઉપરનો સદ્ભાવ સ્પષ્ટ જણાઇ આવે છે.

શ્લોક ૨૯—આ શ્લોકમાં કવિએ નિર્વિન્ધ્યા નદીને કોઇ અનુરકત સ્ત્રીનું રૂપ આપ્યું છે.

વારીલ્હેરે=જળની ઝીણી ઝીણી લ્હેરોથી—ઉર્મિઓથી.

કૂજિત=જળની લહરીઓથી ઉડીને મધુર કલકલ શબ્દ કરતાં ખગ—પક્ષીઓની મેખલા—ઝીણી વાગતી ઘુઘરીવાળી સેર અથવા કંદોરો.

જળના તરંગોથી ઉડીને વાગતી ઘુઘરી જેવા મંજુલ સ્વર કરતાં પક્ષીઓરૂપી મેખલા કમર ઉપર ધારીને લગાર મદથી અટકતી અટકતી લટક બંધ ચાલથી તથા પાણીનાં ઝીણાં વમળ—ચકરીઓ રૂપી નાભીને આછા અંબર જેવા જળમાંથી બતાવતી. આ નદીનું વિશેષણ છે. જેમ કોઇ નિર્વિન્ધ્યા—વિન્ધ્યમાંથી નીકળતી કમિની

પોતાના પ્રિયને જોઇ ઘુઘરીઓના છમકાર થાય તેમ અટકતી અટકતી મંદ લટકતી ગતિથી ચાલી જતી અને વસ્ત્રનો પાલવ રમાડતાં ઉદર અને નાભીને દર્શાવતી હોય, તેમ હે મેઘ! તને રસિકને જોઈ આવા વિલાસપૂર્વક ચાલતી નિર્વિન્ધ્યા નદીનો રસ તું ચાખ્યા વિના રહેતો નહી.

નિર્વિન્ધ્યાનો રસ તું ભરજે અંતરે બેસી પાસ—જેમ કોઇ વિલાસી પુરુષ આવી કામિનીના પાસામાં પેસી તેના રસના ઉપભોગથી પોતાનું અંતર તૃપ્ત કરે છે, તેમ તું પણ જળમાં પડતા તારા પ્રતિબિંબરૂપે એના અંતરમાં પેસી જઇ એનો રસ પી તારું અંતર તૃપ્ત કરજે, એવો ભાવ છે.

માત્ર વિલાસ કરતી ચાલી જતી હશે, તે ઉપરથી એની અભિરુચિ મારા ઉપર છે એમ મારે શી રીતે જાણવું એવી કદાપિ મેઘને શંકા થાય તો યક્ષ તેનું સમાધાન નિચેના શબ્દોથી કરે છે.

સ્ત્રીનું પહેલું ઇત્યાદિ—પ્રેમીને જોતાં વિલાસ-વિવિધ પ્રકારની શૃંગાર ચેષ્ટાઓ કરવી એ જ સ્ત્રીઓના પ્રેમનું બોલ્યાવિનાનું પહેલવહેલું વચન છે; અર્થાત્ स्त्रीणामेषः स्वभावो यद्विलासैरेव रागप्रकटनं न तु कठतः લજ્જા એ જ જેનું ભૂષણ છે એવી સ્ત્રીઓનો એ સ્વભાવ જ છે કે, તે પોતાના અંતર્ગત ભાવને વિલાસોથી જ જણાવે છે, વચનથી નહી. માટે મેઘ! તું કામી થઇ ભૂલતો નહીં કે સ્ત્રીઓ વચનથી નહી પણ અંગના વિલાસોથી જ આમંત્રણ કરે છે.

મંદ લલિત ગતિથી ચાલવું, ઉદર પ્રદેશ દેખાય તેમ વસ્ત્રના પાલવને રમાડવો, સુંદર વેશ વગર દૃષ્ટિએ ન પડવું, અંગભંગાદિ ચેષ્ટા કરવી—હાથ ઉંચા કરી આળસ મરોડવી. બાળકને લઇ રમાડતાં આલિંગન કરવું, સ્તનપરથી વારંવાર ખસી [illegible] તેમ વસ્ત્રને ઢાંકવું, વગેરેને કામશાસ્ત્રમાં સ્ત્રીઓના પ્રેમદર્શક વિલાસો માનેલા છે. જુવો—

स्निग्धं दृष्टिपथं विभूषिततनुः कर्णस्य कंडूयनं
नाभेर्दर्शनमप्रतश्च गमनं बालस्य चालिंगनम् ।

આછું આછું નિર થઈ જતાં, વેણીરૂપે વહે છે,×
પાકાં પત્રો તરુથી ખરતાં, કૈંક ફીકી દિસે છે;
દર્શાવે છે વિરહિણી બની, તારૂં સૌભાગ્ય, એવી,
કર્જે તે તેં, કૃશપણું તજે, જેવડે એ બિચારી. ૩૦

केशानां च मुहुर्मुहुर्विवरणं वार्ता च सख्या सह
कुर्युः प्रीतिवशात् स्त्रियः समदना दृष्ट्वा नरं वांछितम् ॥
स्त्री कान्तं वीक्ष्य नाभिं प्रकटयति मुहुर्विक्षिपन्ती कटाक्षान्
दोर्मूलं दर्शयन्ती रचयति कुसुमापीडमुत्क्षिप्य पाणिं ।
रोमांचस्वेदजृंभाः श्रयति कुचतटस्रंशि वस्त्रं विधत्ते
सोत्कण्ठं वक्ति नीवीं शिथिलयति दशत्योष्ठमंगं भनक्ति ।

જુવો શકુન્તલાની પ્રેમચેષ્ટાને માટે દુષ્યન્ત કહે છે કે—

વસંતતિલકા.

જો કે વદે કદિ ન એ મુજસંગ વાણી,
દે કાન તોય મુજને વદતો પ્રમાણી;
મારા ભણી મુખ કરી ન જુવે કદાપિ,
રાખે ન એ નજર અન્ય ભણી તથાપિ.

શ્લોક ૩૦—આ શ્લોકમાં કવિ નિર્વિન્ધ્યાની વિરહાવસ્થાનું વર્ણન કરે છે. હે મેઘ! આટલા દિવસ તારો વિયોગ વેઠી તારામાં બંધાયેલા અભિલાષવાળી એ નદી, નીર આછું થઇ જતાં તેને વેણીરૂપે ધરે છે, અથવા સ્ત્રીની વેણીના જેવી પાતળી અર્થાત્ તારા વિયોગને લીધે સોસાઇ જઇને કૃશ દેહવાળી, થઇ ગઇ છે; તથા તીર ઉપરનાં વૃક્ષોનાં પાકાં=પીળાં થયેલાં–પાંદડાં પડવાથી જાણે ફીકી પડી ગઇ હોય તેવી લાગે છે. વિરહાવસ્થામાં સ્ત્રીઓ પણ સોસાઇને ફીકી પડી જાય છે, એ સુપ્રસિદ્ધ છે.

× પાઠાન્તર–ધરે છે–દિસે છે.

*જાણે વૃદ્ધો ઉદયન કથા, દેશ એવો અવન્તિ-
પ્હોંચી, પે'લાં કહિ નગરી જો, લક્ષ્મીથી રેલી રે'તી;
જે ખૂટયાથી સુચરિત ફ્લો, સ્વર્ગના વાસિઓનું,
બાકી પૂણ્યે, ભૂમિપર વસ્યું હોય વૈકુંઠ બીજું. ૩૧

હે મેઘ! આવી નિર્વિન્ધ્યા તારી વિરહિણી બનીને તારૂં સૌભાગ્ય–ભાગ્યશાલીપણું સૂચવે છે. 'यमंगनाः कामयन्ते स खलु सुभगः' કારણ કે સ્ત્રીઓ જેને ચહાય એ જ ભાગ્યશાલિ ગણાય છે. કેવળ મનથી નહીં પણ ફીકા વર્ણથી અને કૃશ શરીરથી એ તારા ઉપરનો દૃઢ અભિલાષ સૂચવે છે.

કરજે તે તે—જેનાથી એ પોતાનું કૃશપણું તજે તે તે બધા ઉપચાર તું કરજે. નદીપક્ષે–વૃષ્ટિ કરી એને જળથી ભરી નાંખજે. સ્રીપક્ષે–એને ભોગાદિથી તૃપ્ત કરી પાછી પુષ્ટ કરજે, કારણ કે ભોગનો અભાવ એ જ સ્રીને વૃદ્ધા જેવી થવાનું કારણ છે. જુવો.

કામસૂત્ર—असंभोगो जरा स्त्रीणां–કૃશતા અને ફીકાપણું ઇત્યાદિથી કવિએ નદીરૂપી સ્રીની કામની દશ અવસ્થામાંથી પાંચમી અવસ્થા સૂચવી છે.

જુવો રતિરહસ્યમાં—

नयनप्रीतिः प्रथमं चित्तासंगस्ततोऽथ संकल्पः
निद्राछेदस्तनुता विषयनिवृत्तिस्त्रपानाशः
उन्मादो मूर्छा मृतिरित्येताः स्मरदशा दशैव स्युः

આ કામની પાંચમી અવસ્થાએ પહોંચેલી નિર્વિન્ધ્યાની તું અવશ્ય સંભાવના કરજે, નહીંતર ઉપેક્ષા કરતાં એ મરણરૂપી દશમી અવસ્થાને પામશે.

શ્લોક ૩૧—* પાઠાન્તર–કે'તા વૃદ્ધો. જાણે વૃદ્ધા ઉદયન કથા ગામમાં એ અવન્તી, પહોંચી—

ઉદયનકથા=ઉદયન એ ચંદ્રવંશમાં ઉત્પન્ન થયેલા સહસ્રાની-કનો પુત્ર હતો. એનું બીજું નામ વત્સરાજ હતું. એની રાજધાની કૌશામ્બી હતું. તે જમનાના કિનારાપર આવેલું હાલ કૌસમ જે અલ્હાબાદથી આશરે ૩૧ માઇલપર છે ત્યાં હતું. મિ. કનિંગહામ કહે છે કે કૌશામ્બી એ નામ બુદ્ધોમાં અને પુરાણોમાં ઘણું પ્રસિદ્ધ હતું અને પુરૂરવથી દશમી પેઢીએ થયેલા કુસુંબ રાજાએ વસાવ્યું હતું, પરંતુ અર્જુનથી આઠમી પેઢીએ થયેલા ચક્રરાજાએ જ્યારે હસ્તિનાપુર ગંગાની રેલથી તણાઇ ગયું ત્યારે કૌશામ્બીમાં પોતાની રાજધાની કરી, ત્યારથી એની પ્રસિદ્ધિ સારી થઇ હતી. હાલનું કૌસમ, જ્યાં આગળ કૌશામ્બા હતું ત્યાં જ વસેલું છે. એના પ્રદેશનું કૌશા-મ્બમંડલ એવું નામ ખરના કિલ્લાના શિલાલેખમાં છે અને અકબરના વખતના એક સ્તંભલેખમાં પણ આ કૌશામ્બીપુર હતું એવું લખ્યું છે તથા લોકવાદ પણ તેમ જ છે.

ચંડમહાસેન અથવા પ્રદ્યોત નામે ઉજ્જયિનીના રાજાને વાસવ-દત્તા નામની કુંવરી હતી તેનો સંજય નામે રાજા સાથે વિવાહ કર-વાનો વિચાર હતો, પરંતુ વાસવદત્તાએ એક રાતે આ વત્સરાજને સ્વપ્નમાં દીઠો ત્યાથી તે તેના ઉપર મોહિત થઇ ગઇ હતી. એણે ગુપ્ત રીતે વત્સરાજને પોતાની ઇચ્છા જણાવી તે ઉપરથી તેણે વાસવદ-ત્તાનું હરણ કર્યું. આની વિશેષ હકીકત માટે જુવો કથાસરિત્સાગર. ભવભૂતિના માલતીમાધવમાં પણ આ વાતનો ઉલ્લેખ છે. કાલિ-દાસની પૂર્વે થઇ ગયેલા મહાકવિ ભાસે આ પ્રસંગનું વસ્તુ લઇ સ્વપ્નવાસવદત્તા નામનું નાટક રચ્યું છે જે હાથમાં મળી આવવાથી છપાયું છે. અત્યાર સુધી આ મહાકવિનાં નાટકો નાશ પામ્યાં હશે એમ મનાતું હતું તે હાલમાં મળી આવ્યાં છે અને છપાય છે. વધારે હકીકત માટે આની પ્રસ્તાવના જોવી.

આ ઉદયનની કથાઓના જાણનાર અને તેને કહેનાર બહુશ્રુત

વૃદ્ધો જેમાં વસે છે એવા અવન્તી દેશમાં તું જજે, એમ મેઘ પ્રત્યે યક્ષનું કહેવું છે.

**અવન્તિદેશ**—અવન્તિ એ માલવાનું નામ છે. ચીનાઇ મુસાફર હુયેનત્સંગ એને મોલોપો અથવા માલવા કહે છે. તેની રાજધાની માહો અથવા મહી નદીથી અગ્નિ ખુણામાં અને ભરુચથી લગભગ ૨૦૦૦ લી. ૩૩૩ માઇલ દૂર છે. ડા. કનીંગહામના મત પ્રમાણે આમાં ભૂલ છે. કારણ કે ભરુચથી લગભગ ૧૫૦ માઇલને અંતરે માહીનું મૂળ છે અને ૧૦૦૦ લી. એમ ગણીયે તો ૧૬૭ માઇલને અંતરે ધારાનગર જે જુની રાજધાની હતું. તે ત્યાં છે—આની હકીકત ઘણી લાંબી છે. વિસ્તાર ભયથી અહીં આપી નથી.

**પહેલાં કહી તે નગરી** ઇત્યાદિ=આગળના શ્લોકમાં કહેલી ઉજ્જયિની નગરી-જે લક્ષ્મીથી રેલી રહેલી છે, અર્થાત્ જેમાં લક્ષ્મીની અને સમૃદ્ધિની લીલાલેહેર છે એવી. આથી લોકોનો વૈભવ, સમૃદ્ધિ, વ્યાપારનું વિશાળપણું અને બીજાં નગરો કરતાં એનું શ્રેષ્ઠપણું સૂચવ્યું છે.

**જે ખુટ્યાથી**—જે નગરી સ્વર્ગમાં રહેતા સંસ્કારી જીવોના પુણ્યકર્મ ખૂટવાથી તેમને માટે જાણે ભૂમિપર બીજું વૈકુંઠ આવીને વસ્યું ન હોય અને જાણે સ્વર્ગનો એક ઉત્તમ ભાગ ન હોય તેવી છે—વૈકુંઠ—સ્વર્ગનો ભાગ, એમ કહી આ નગરીની પવિત્રતા અને સ્વર્ગ સમાન યોગ્યતા બતાવી છે—આ આપણાં શાસ્ત્રોમાં સાત મોક્ષદાતા પુરીઓ કહી છે તેમાંની એક ગણાય છે—જુવો.

अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका ।
पुरी द्वारामती चैव सप्तैता मोक्षदायिकाः ॥

મર્ત્ય લોકમાં સ્વર્ગ હોય તો તે ઉજ્જયિની જ છે એમ કહેવાનો હેતુ છે.

૨૮ મા શ્લોકથી માંડીને લગભગ ૪૫ મા શ્લોક સુધી કવિ

લંબાવીને સ્વર મદભર્યા સારસોના રૂપાળા,
ખીલી રે'તાં કમળરજના સ્પર્શથી મ્હેકી રે'તા;
સીપ્રાવાયુ, શ્રમ સુરતનો નારીઓનો ઉતારે,*
સ્પર્શી ધારે લટી રિઝવતા+ નાથ પેઠે, પ્રભાતે. ૩૨

ઉજ્જયિનીનું મનોહર અને વિસ્તારવાળું વર્ણન સદ્ભાવપૂર્વક આપે છે. ઉજ્જયિની એમના આશ્રયદાતા મહાન્ વિક્રમની રાજધાની હતી અને એ કાળિદાસનું નિવાસસ્થાન હતું એમ આપણે આગળ કહી ગયા છીએ. કવિએ અલકા સિવાય કોઇ પણ નગરનું આવું વિસ્તૃત વર્ણન આપ્યું નથી. તેમ કવિઓને પોતાના નગરની મહત્તા પ્રત્યે સ્વાભાવિક અભિરુચિ હોય છે એ વાત ધ્યાનમાં લેતાં કાલિદાસ એ ઉજ્જયિનીના વિક્રમનો આશ્રિત કવિ હતો એના આ પણ એક સવિશેષ પુરાવો છે.

શ્લોક ૩૨—* પાઠાન્તર-પ્રથમ રતિનો વારીનો થાક ટાળે.

+ ફરી વિનવતા. આ શ્લોકમાં કવિ સીપ્રાનદીનું અને ઉજ્જયિનીના પ્રભાતનું વર્ણન કરે છે.

લંબાવીને ઇ.–તીરે બેઠેલાં સારસ પક્ષીઓના મદથી ભરેલા કલરવોને લંબાવીને, અર્થાત્ આખા નગરમાં સંભળાય તેમ વહન કરીને. પવન શબ્દને વહન કરે છે એ સર્વવિદિત છે. પ્રભાતમાં થતા મધુર સારસોના કલરવને લાંબે સુધી વહન કરતો તથા નદીમાં ખીલી રહેલાં કમળોની રજના સ્પર્શથી સુગન્ધવાન થયેલો મંદમંદ વાયુ સીપ્રા નદી ઉપરથી નગર ભણી વાહાય છે.

બન્દીજનોના શબ્દની પેઠે સારસોના મધુર કલરવથી પૌરજનો નિદ્રાથી મુક્ત થતા હશે અને મધુર સ્પર્શવાળો સુગન્ધવાન્ વાયુ તેમને અત્યંત આલ્હાદજનક થતો હશે હે મેઘ! તને પણ તારા માર્ગના શ્રમ ઉતારવામાં આ પવન ઘણો જ અનુકૂળ થશે એવું આમાં સૂચન છે.

ગુંથી મોંઘા મણિ ધરિ મુક્યા મોતીના શુભ્રહારે,
દૂર્વા વર્ણા, જળહળ થતાં, કોટિ વૈડૂર્ય રત્નો;
પર્વાળાંના ઢગથી. શિપથી મોતીનો, જ્યાં બજારો;
જોતાં લાગે જળથીજ ભર્યા હોય તેવા સમુદ્રો. ૩૩

---

સીપ્રાવાયુ=જેમ કોઇ પ્રિયતમ રતિશ્રમથી થાકેલી પોતાની પ્રિયાને પ્રભાતમાં લટી મંદ હસ્તસંવાહનથી તેના શ્રમને ઉતારે, તેમ આ સુગંધી થયેલો અને મંદગતિવાળો સીપ્રાનો વાયુ સુરત-શ્રમિત પૌરસ્ત્રીઓના અંગનો મૃદુ સ્પર્શ કરી, તેમના શ્રમને ઉતારે છે. અર્થાત્ તેમને અત્યંત પ્રિય અને અનુકૂળ થઇ પડે છે.

સ્પર્શી ધીરે-મંદ સ્પર્શથી અંગને ચાંપીને. સુરતશ્રમિત સ્ત્રિઓને પ્રિયતમના હાથનું સવાહન અત્યત પ્રિય હોય છે. જુવો આગળ પણ કવિએ ઉત્તરમેઘમાં કહ્યું છે કે संभोगान्ते मम समुचितो हस्तसंवाहनानां-જુવો ઉત્તર રામચરિત-अशिथिलपरिरंभैर्दत्तसंवाहनानि। અમરુ શતક શ્લોક ૫૮ મો. આથી સીપ્રાના કીનારાનાં ઉપવનોનું વિહારયોગ્યત્વ સૂચવ્યું છે. જુવો રઘુવંશ-સર્ગ ૬.

अनेन यूना सह पार्थिवेन रंभोरु कच्चिन्मनसो रुचिस्ते ।
सिप्रातरंगानिलकम्पितासु विहर्तुमुद्यानपरंपरासु ॥

---

શ્લોક ૩૩—આ શ્લોકમાં કવિ ઉજ્જયિનીની ધન સમૃદ્ધિનું વર્ણન કરે છે.

મણિ-એક જાતનું મહાકીમતી રત્ન. શુભ્રહાર-ધોળાહાર. દૂર્વાવર્ણા-ધ્રોના ઘાસ જેવાં લીલાં. વૈડૂર્યરત્ન-નીલા ઘેરા રંગનાં રત્ન, અર્થાત્ જેમાંથી લીલા ઘેરા રંગનાં ધ્રોના ઘાસ જેવાં કિરણો પ્રસરે છે એવાં રત્નો.

ઉજ્જયિનીનાં આવાં કરોડો રત્નોથી ભરેલાં બજાર જોતાં, રત્નોના ઉત્પત્તિ સ્થાનરૂપ સમુદ્રો તેમની આગળ જાણે માત્ર જળ-

આ સ્થાનેથી હરિ ઉદયને પુત્રી પ્રદ્યોતકેરી,
એની આંહિ હતી કનકની ઝાડીઓ તાડકેરી;
હસ્તી ગાંડો નલગિરિ અહિં સ્તંભ ખેંચી ભમ્યોતો,
કે'તા એવી વિધ વિધ કથા, સ્નેહિને ભોમિયાઓ. ૩૪

થીજ ભરેલા હોય તેવા લાગે છે, અર્થાત્ રત્નાકરોનાં કરતાં પણ ઉજ્જયિની વિશેષ રત્નોવાળી છે.

મલ્લિનાથ આ અને પછીના બે શ્લોકોને ક્ષેપક-પાછળથી ઉમેરેલા ગણે છે, પરંતુ તે પાર્શ્વાભ્યુદયમાં અને બીજી ઘણી હસ્તલિખિત પ્રતોમાં મળી આવે છે. માત્ર તેમના ક્રમમાં ફેરફાર છે, એટલે એમને ક્ષેપક ન ગણતાં મૂળમાં લીધેલા છે.

જુવો ઇન્દુદૂત-શ્લોક ૭૫

मुक्तापुंजान्प्रतिपद......हन्रत्नराशीन् प्रवाला-
ङ्कुरान्शंखान्मृगमदसरान्वीक्ष्य भूयो वरांश्च ।
माज्ञासीस्त्वं स्वपितुरुदधेर्हत सर्वस्वमात्तं-
रत्नो ह्येषः प्रकृतिगुणतो ज्येष्ठरत्नाकरोस्ति ॥

શ્લોક ૩૪—આ સ્થાનેથી—ઉજ્જયિનીમાંથી. ઉદયન—આને માટે જુવો ટીકા-શ્લોક ૩૧. પ્રદ્યોતકેરી—ઉજ્જયિનીનો રાજા પ્રદ્યોત અથવા જેનું બીજું નામ ચંડમહાસેન હતું તે. આ રાજાની કથા કથાસરિત્સાગરમાં આપેલી છે તેનો સાર નિચે પ્રમાણે છે. ઉજ્જયિનીના રાજા મહેન્દ્રવર્માને એક જયસેન નામે પુત્ર હતો. તેને મહાસેન નામે એક પુત્ર થયો, જેનું બીજું નામ પ્રદ્યોત હતું. ઘણો કાળ રાજ્ય કરતાં એને એક દિવસ એવો વિચાર આવ્યો કે મારી પાસે મારે લાયક તરવાર અને પટરાણી નથી, માટે મારે દુર્ગાદેવીનું આરાધન કરવું. આથી દેવીના આગળ ઘણા ઉપવાસ કરી પોતાના માંસનું તેણે બળિદાન આપવા માંડયું. દેવી પ્રસન્ન થયાં અને કહ્યું કે તેં આવું ચંડ-ભયંકર કાર્ય કર્યું માટે તારું નામ ચંડમહાસેન

કહેવાશે. તને આ હું એક તરવાર આપું છું જેથી તને શત્રુઓ જીતી શકશે નહીં અને અંગારક નામના દૈત્યની ત્રિભુવનમાં પણ જેનો જોટો ન મળે તેવી અંગારવતી નામે પુત્રી, તારી પટરાણી થશે. આ વરદાન લઇ રાજા આનંદ પામી ઘેર ગયો. તે આ શક્તિથી તથા નલગિરિ નામના મહા મદોન્મત્ત હાથીથી પોતાને વજ્ર અને ઐરાવતવાળા ઇન્દ્ર સમાન માનવા લાગ્યો. એક દિવસે મૃગયા કરવા ગયો ત્યાં તેણે એક મોટા વરાહને દીઠો. તે વરાહની પાછળ પડતાં તે એક ગુહામાં પેઠો, ત્યાં અલૌકિક નગરી તેના દીઠામાં આવી. ત્યાં તે વિરામ લેતો હતો તેવામાં સેંકડો દાસીઓથી પારવૃત એક મનોહર કુમારિકા તેના જોવામાં આવી, તેણે રાજા પાસે આવી હકીકત પુછતાં રાજાએ સર્વ વાત વિદિત કરી. આ સાંભળી તે અત્યંત રડવા લાગી, ત્યારે રાજાએ તેને કારણ પુછતાં તે બોલી કે, મહારાજ મારું અંતર તમારાપર આસક્ત થયું છે, પરંતુ આ વરાહ જે મારો પિતા અને જાતનો રાક્ષસ છે, તે નિદ્રાથી જાગ્યા પછી તમને મારી નાંખશે અને મારી બધી આશાઓ વિફળ જશે. મારું નામ અંગારવતી છે, અને હું આ અંગારક દૈત્યની પ્રિય પુત્રી છું. આ અનેક દાસીઓ રાજકન્યાઓ છે, જેને મારા પિતાએ મારી સેવામાં રાખેલી છે.

આ સાંભળી રાજાએ તેને કહ્યું કે તું તારા પિતાને એમ કહી રડી પડજે કે તમારો કોઇ વધ કરે તો પછી મારી શી દશા ? આથી તેને તારા ઉપર દયા આવશે. તેણે પિતાની પાસે જઇ તેમ કર્યું, ત્યારે તે બોલ્યો કે મારું આખું અંગ રક્ષિત છે. માત્ર મારો ડાબો હાથ મારું મર્મ સ્થાન છે, તેનું રક્ષણ મારું ધનુષ કરે છે. રાજાએ આ વચનો સાંભળ્યાં. પછી રાક્ષસ શિવપૂજન કરવા બેઠો ત્યારે રાજાએ આવી ધનુષ્ય છિનવી લઇ બાણ મારવાનો વિચાર કર્યો, પરંતુ દૈત્યે પોતાનો ડાબો હાથ ઉંચો કરી તેને થોભવાનું કહ્યું. રાજાએ ન થોભતાં બાણ મારી તેનો નાશ કર્યો અને તેની પુત્રી

જાળી માર્ગે થઇ પસરતા કેશસંસ્કારધૂપે,
ઘેરાવાથી જલધર થશે, તાહરાં અંગ ભારે;
નાચી રે'શે થનથન તને જોઈ માંડી કળાઓ,
બંધુ પ્રીતિ ધરી, ભવનના માન દેતા મયૂરો;
માટે માર્ગે શ્રમ બહુ થતાં બેસજે થાક ખાવા,
ત્યાં મ્હેલોમાં ધનિકજનના, પુષ્પથી મ્હેકી રે'તા,
જોતો શોભા, કુમકુમ ભરી પાદની પંક્તિઓની;
ધીમે ધીમે લલિતવનિતા ચાલવાથી પડેલી. ૩૫

---

અંગારવતીને પોતાને ત્યાં આણી. આ રાણીથી તેને ગોપાલક અને બાળક એવા બે પુત્રો થયા. છેલ્લા પુત્રના જન્મોત્સવમાં તેણે ઇન્દ્રને આમંત્રણ કરી પ્રસન્ન કર્યો તેથી તેણે વરદાન આપ્યું કે તારે એક ચંદ્રની લેખા જેવી મનોહર પુત્રી થશે. આ પુત્રીનો જન્મ થતાં રાજાએ તેનું વાસવદત્તા—ઇન્દ્રની આપેલી—એવું નામ પાડ્યું. વાસવદત્તાના રૂપ ગુણ લાવણ્યની કીર્ત્તિ સાંભળી વત્સરાજે ઉજ્જયિનીમાંથી તેનું હરણ કર્યું. પ્રદ્યોતરાજાને મૃગયાનો ઘણો શોખ હતો.

કેતા આવી—જુનાં સ્થાનોના ભોમિઆઓ જેમ યાત્રાળુઓને અથવા સ્નેહીઓને બધી કથાઓ કહે છે તેમ ત્યાંના વૃદ્ધ મનુષ્યો આ રાજાનાં જુનાં જુનાં સ્થાનો ઓળખાવી આનંદ આપે છે.

---

શ્લોક ૩૫—કેશસંસ્કાર ધૂપે—સ્ત્રીઓ ચોળેલા વાળને સૂકાવાને અને સુગંધી કરવાને માટે અગરુ ચંદન આદિ સુગંધી દ્રવ્યોનો ધૂપ દે છે, તેના ધૂમાડાથી.

ઘેરાવાથી—હે મેઘ! હજારો સ્ત્રીઓ આમ કેશને ધૂપ દેતી હશે તેના ધૂમાડાના જાળીઓમાંથી નીકળતા ગોટને લીધે તું ઘેરાઇ જતાં તારાં અંગ ભારે થશે, અર્થાત્ તારું સ્વરૂપ ધૂમ્રના અને તારા એક રંગથી ઘણું મોટું દેખાશે. આથી ઉજ્જયિનીની સ્ત્રીઓનું વિલાસિત્વ અને અંગસંસ્કારમાં કુશળતા બતાવી છે.

**બંધુ પ્રીતિ**—મેઘને જોતાં મોરને અત્યંત હર્ષ થાય છે અને કળાઓ માંડી કેકા શબ્દ કરી ઘણોજ આનંદ બતાવે છે, આથી મેઘને તેમનો બંધુ કહ્યો છે.

હે મેઘ! તને મિત્રને જોતાં મહેલોમાં પાળેલા મયૂરો અત્યંત આનંદ પામી કળાઓ કરી નૃત્ય કરવા મંડી જશે. વિલાસિની સ્ત્રીઓ આનંદને અર્થે મયૂરાદિ પક્ષીઓ પાળે છે તેનું અત્રે સૂચન છે.

**માટે માર્ગે**—માર્ગમાં બહુ શ્રમ થતાં તું ત્યાં પૂજાનાં તથા ઉપભોગાર્થે આણેલાં પુષ્પોના ઢગલાઓથી મેહેકી રહેતા મહેલો ઉપર વિશ્રામ લેવા બેસજે. પુષ્પાદિથી નગરજનોનું મોજીલાપણું અને વૈભવ સૂચવ્યાં છે. મહેલોપર મેઘને વિશ્રામ લેવાનું કહેવાથી આકાશમાં મેઘને વિરામ આપે તેવા ઉંચા અને પ્રૌઢ પર્વતો જેવા મહેલ ત્યાં શોભી રહ્યા છે એમ સૂચવ્યું છે.

ઉજ્જયિનીના મહેલો ઉપર બેસી વિશ્રામ લેવાની સાથે તને ત્યાંનું સ્ત્રી સૌન્દર્ય પણ જોવાનું મળશે

**કુમકુમભરી પાદની પંક્તિઓની**—કંકુનાં પગલાંની ઓળા-પંક્તિઓ.

**લલિત વનિતા**—લાવણ્યવાળી સ્ત્રીઓ.

મહેલમાં આમ તેમ ધીમે ધીમે ફરતી લાવણ્યવતી સ્ત્રીઓના પગે ચોપડેલા મેંદી, અળતા વગેરેના ભીના રંગથી પડેલી કંકુનાં પગલાંના જેવી ઓળો જોતો જોતો તું મહેલોપર વિરામ લેજે; અથવા આલતાં લાલપોથી જેવી પાનીઓની રક્ત કાન્તિથી જેમ કંકુનાં પગલાંની હારો પડી હોય તેવા શોભતા મહેલોમાં આવું અલૌકિક સ્ત્રીસૌન્દર્ય જોજે. આથી ત્યાંની સ્ત્રીઓના પગની સુકુમારતા અને ઉત્તમ સૌન્દર્યનું સૂચન કર્યું છે.

ભાવાર્થ એ કે ધૂપાદિ કેશસંસ્કાર અને શરીરસંસ્કારમાં ત્યાંની સ્ત્રીઓ અત્યંત કુશળ છે, કેશને સુવાસિત કરવા પુષ્પ વગેરે ગુંથવાં એ સ્ત્રીઓના સ્વાભાવિક વિલાસ છે. જુવો કુમારસંભવ—

જોશે ન્યાળી શિવગણુ, ગણી શંભુના કંઠરૂપ,
જાતાં ચણ્ડીપતિ શિવતણા ધામમાં ત્યાં પવિત્ર;
ગંધાળીના રમતી જળમાં, નારીના અંગરાગે,
ઠંડા વાયુ કમળ સુરભી, વાડીઓને ઝુલાવે. ૩૬

धूपोष्मणा त्याजितमार्द्रभावं ।
केशान्तमन्तः कुसुमं तदीयम् ॥

મયૂરાદિ પક્ષીઓ પાળી અનેક પ્રકારના વિનોદ કરનારી તથા અત્યંત સુકમાર અને લાવણ્યવતી સ્ત્રીઓથી ઉજ્જયિની શોભાયમાન છે–માટે ખાસ આડે માર્ગે થઇને પણ તું એ નગર જોયા વિના જતો નહીં.

શ્લોક ૩૬—હે મેઘ ! મહાકાલેશ્વરના ધામમાં જતાં તેમના ગણો-શિવના ગણો-તને શંભુના કંઠરૂપ-કંઠ જેવો શ્યામ-ગણી આદરપૂર્વક નિહાળશે. પોતાના સ્વામી શંભુના કંઠ જેવો તારો વર્ણ શ્યામ હોવાથી હે મેઘ! શિવના ગણો તને માન અને સદ્ભાવથી જોઇ રહેશે.

શંકરનું બીજું નામ નીલકંઠ–શ્યામ કંઠવાળા એવું છે. જ્યારે દેવો અને દાનવોએ સમુદ્રનું અત્યંત મંથન કર્યું ત્યારે તેમાંથી હલાહલ વિષ નિકળ્યું અને ત્રિભુવનમાં તેની ઝેરી જ્વાળાઓ પ્રસરવા લાગી. આથી બ્રહ્માની પ્રાર્થનાથી ભગવાન્ શંકરે તે ઝેરનું પાન કરી પેટમાં ન ઉતારતાં તે પોતાના કંઠમાં ધારણ કરી રાખ્યું, જેથી એમનો કંઠ શ્યામ વર્ણનો થઇ રહ્યો છે.

આ મહાકાળેશ્વરનું ધામ ઘણા જૂના વખતનું છે અને પરમ શ્રેયને આપનારું છે–જુવો સ્કંદપુરાણ—

आकाशे तारकं लिंगं पाताले हाटकेश्वरम् ।
मर्त्यलोके महाकालं दृष्ट्वा काममवाप्नुयात् ॥

જો તું હા'ડે જલધર મહાકાલને ધામ પે'ચું,
તો ત્યાં રે'જે દિવસ સઘળો આથમે ત્યાં સુધી તું;
સંધ્યા પૂજા શિવતણી થતાં, ગર્જના રૂપ તારી,
કર્જે આત્મા સફળ, મધુરી નોબતો ગર્ગડાવી. ૩૭

---

આ મહાકાલનું સ્થાન માત્ર મુક્તિનું સ્થાન છે એટલુંજ નહિ પણ અપૂર્વ વિહારનું સ્થાન પણ છે.

ઝૂલે જેનાં—જે ધામનાં ઉપવન—વાટિકાઓ, પાસે વહેતી ગંધવતી નદીના જળમાં વિહાર કરતી યુવતીઓના અંગરાગથી—સ્નાન કરતાં ચોળેલાં સુગંધી દ્રવ્યોની પરિમળથી—તથા કમળના પરાગથી સુગંધી થયેલા પવનથી નિરંતર ઝુલ્યા કરે છે એવો ઉત્તરાર્દ્ધનો અર્થ છે. મોક્ષ ઇચ્છનારને આ મોક્ષનું સ્થાન છે અને વિલાસીઓને વિલાસ કરવાનું પણ આ અપૂર્વ સ્થાન છે.

પાઠાન્તર—ખેલંતી ગંધવતી જળમાં નારીના અંગરાગે;
મીઠા વાયુ કમળરજથી, વાડીયો જ્યાં ઝુલાવે.

---

શ્લોક ૩૭—જલધર—મેઘ. મહાકાલ—ઉજ્જયિની પાસે મહાકાલ નામનું શિવધામ—દેવાલય. સંધ્યાપૂજન-સંધ્યા સમયની આરતી. સંધ્યાકાળની આરતી વખતે તારી ગર્જનારૂપ નોબતો વગાડીને, એ પ્રસંગમાં ભાગ લઇને તારૂં જીવન સફળ કરજે.

મહાકાલેશ્વરનું ધામ ઘણું પ્રસિદ્ધ છે. કાલિદાસ ઉજ્જયિનીના વર્ણનમાં રઘુવંશમાં પણ તેનું વર્ણન કરે છે.

असौ महाकालनिकेतनस्य वसन्नदूरे किल चंद्रमौलेः ।
तमिस्रपक्षेपि सह प्रियाभिर्ज्योत्स्नावतो निर्विशति प्रदोषान् ॥

દેખાયે છે ત્રિવલી ઉદરે, જેની રત્નપ્રભાથી,*
એવાં તેજે જળહળી રહ્યાં ચામરો હાથ ઝાલી;
લીલાથી ત્યાં ચમરી શિવને ઢોળતાં, હાથ થાકે,
નૃત્યે જેના પગ ઠમકતાં, મેખલા ઝીણી વાગે;
પાયે દૂખે ઘસઇ નખિયાં, અંગુઠે તાલ આપી,×
તેને જ્યારે નવજલકણે, મેઘ! તું દેશ શાન્તિ,
ત્યારે તા'રાભણિ મુખ કરી, ત્યાંની વારાંગનાઓ,
જોશે નાખી મધુકરતણી શ્રેણી જેવાં કટાક્ષો. ૩૮

શ્લોક ૩૮—આ શ્લોકમાં મહાકાલેશ્વરની સંધ્યા પૂજા વખતે નૃત્ય કરતી માલવદેશની ગણિકાઓનું વર્ણન છે.

હાથે પહેર્યાં—મૂળમાં रत्नच्छायाखचितवलिभिः એવું પદ છે તેનો મલ્લિનાથ, કંકણોમાં જડેલાં રત્નોની ઝળકથી જેના દાંડાઓ તેજોમય થઇ રહ્યા છે એવાં—ચામરો—એવો અર્થ લે છે.

બીજા ટીકાકારો, જડેલાં રત્નોવડે—રત્નોના તેજથી, ઉદર ઉપરની ત્રિવલીને—માંસલ અંગવાળી સ્ત્રીઓના પેટપર પડતા ત્રણ વાટા દેખાડી આપતાં ચામરો, એમ અર્થ લે છે. કહેવાનું તાત્પર્ય એમ કે હાથમાં ઝાલેલાં ચામરોના દંડમાં જડેલાં મણિ રત્નોનો ઝળકાટ વારાંગનાનાં આછાં વસ્ત્રમાંથી અંગની ત્રિવલી દેખાડી આપે છે. શ્લોકના ભાવને આ ઉપરનો અર્થ વધારે અનુકૂળ અને રસનો પોષક લાગે છે, માટે ભાષાન્તરમાં તે લીધો છે.

વારાંગનાઓ હાથમાં મણિઓ જડેલાં ચામરો ઝાલી નૃત્ય કરતાં આમતેમ ચામર ઢોળે છે, તેનાં રત્નોના પ્રકાશથી તેમના ઉદરપરની ત્રિવલી આછાં વસ્ત્રમાંથી દેખાય છે, એમ કહેવાનો ભાવાર્થ છે.

લીલાથી—લટકદાર હાથની છટાથી—આથી નૃત્ય કરતી ગણિકાઓની હાથ વગેરેની અંગચેષ્ટા દર્શાવી છે.

હાથ થાકે—એ શબ્દે એમની સુકુમારતા બતાવી છે.

નૃત્યે—નાચતાં પગના ઠમકાથી જેની કમર ઉપરની મેખલાની ઘુઘરીઓ ઝીણી ઝીણી વાગે છે—આથી નૃત્યમાં પગની ચપળતા બતાવી છે.

પાયે દૂખે=વાદ્યની સાથે પગની ઘૂઘરીનો તાલ મેળવવા અંગુઠો ઠોકી તાલ આપવો પડે, તે વારંવાર કરવાથી જેના નખ ઘસાતાં અંગુઠાના નખિયાં—અગ્રભાગ આળા થઇ દુખતા હશે. એવી વારાંગનાઓને જ્યારે તું નવા જળકણુની શાંતિ આપીશ ત્યારે તારા સામુ મુખ કરી ઉપકાર બુદ્ધિથી તેઓ કાળાં વિશાળ નેત્રથી તારા સામી દૃષ્ટિ કરી જોશે.

જોશે નાંખી—નેત્રને કમળની ઉપમા અને વચમાંની કાળી કીકીમાંથી નીકળતી દૃષ્ટિને કમળમાંથી ઉડતી કાળા ભ્રમરોની પંક્તિની ઉપમા છે. જેમ કમળમાંથી કાળી, ભમરોની હારની હાર ઉડે તેમ એમનાં નેત્રમાંથી પ્રસરતી ધવળ શ્યામ દૃષ્ટિ તારી તરફ પ્રસરશે.

કાલિદાસને આ ઉપમા અત્યંત પ્રિય છે. જુવો—

રઘુવંશ—विलोलनेत्रभ्रमरैगवाक्षाः सहस्रपत्राभरणा इवासन् ।

આ ગણિકાઓનું દૈશિકનામનું નૃત્ય અહીં બતાવ્યું છે. જુવો નૃત્યસર્વસ્વમાં એનું લક્ષણ—

खड्गकंदूकवस्त्रादि दंडिकाचामरस्रजः
वीणां च धृत्वा यत्कुर्युस्तन्नृत्यं दैशिकं विदुः ।

આ શ્લોકમાં કવિએ માલવદેશની ગણિકાઓનાં સ્વરૂપ, લાવણ્ય, મૃદુતા, વિલાસકુશળતા અને નૃત્યનું કૌશલ બતાવ્યું છે.

*પાઠાન્તર—હાથે પ્હેર્યાં, મણિથકી જડયાં કંકણોની પ્રભાથી,
દાંડી જેની જળહળથતી જેમ રત્ને જડેલી,
* * * * *
×કુંળાં ગાત્રે નખપદ પડી દૂખતાં સ્હેજ સ્હેજે
તેને તાજા જળકણવડે મેઘ તું શાન્તિ દેજે—

નૃત્યારંભે કર, શિવતણા મંડલાકાર ઘેરી,*
રાતું સંધ્યાતણું નવજપાપુષ્પશું તેજ પામી;
તું હસ્તીના રુધિર ગળતા ચર્મરૂપે થવાથી,
ભક્તિ તારી સ્થિર નયનથી જોઇ રે'શે ભવાની. ૩૯
ચાલી જાતી રમણ સમીપે નારીને, રાજમાર્ગે,
મોઢે મોઢું જરી નવ સુઝે એવી અંધારી રાત;
સોના રેખા સમ વિજળાંથી માર્ગ દેજે બતાવી,
ના તું વૃષ્ટિ કરી ગરજતો, બ્હી જશે તે બિચારી. ૪૦

---

શ્લોક ૩૯—નૃત્યારંભે શિવ, સંધ્યા સમયે જ્યારે નૃત્ય કરે ત્યારે. મંડલાકાર ઘેરી—ચારે તરફ ઘેરાઇને.

*પાઠાન્તર-નૃત્યારંભે તરુવનરુપી શંભુના હાથઘેરી.

રાતું સંધ્યાતણું–સંધ્યા કાળનું, નવાં જપાપુષ્પ–રાતા રંગનાં પુષ્પ, તેનાં જેવું તેજ ધારણ કરીને.

તું હસ્તિના ઇ–તું શ્યામ વર્ણનો છે, તેમાં સંધ્યાકાળનું રાતું તેજ ભળવાથી નૃત્યમાં શંભુને રુધિર ગળતા ગજચર્મની જરૂર નહી પડે–અર્થાત્ તુંજ એમના ઉપર ગજચર્મરૂપે થઇ ઉભો રહેજે, જેથી ભવાની તારી શિવ ઉપરની ભક્તિને સ્થિર નયનથી જોઇ રહેશે. જ્યારે ગજાસુર નામનો દૈત્ય અત્યંત ઉન્મત્ત થઇ દેવોને અને ઋષિઓને પીડવા લાગ્યો ત્યારે તેઓએ કાશીમાં જઇ શિવના દેવળમાં આશ્રય લીધો, આથી તેમનો ભય નિવારવાને શિવે ગજાસુરને માર્યો અને તેનું લોહીથી ભીનું ચામડું ઉનારી તાંડવ નૃત્ય કર્યું હતું, એ પુરાણ પ્રસિદ્ધ વાતનો અહીં ઉલ્લેખ છે.

શંભુ જ્યારે ગજચર્મ ઓઢી તાંડવ કરે છે ત્યારે ભવાની ભય પામે છે, પણ તું કાળા રંગનો છે અને સંધ્યાનું તેજ તારામાં મળશે એટલે ગજચર્મરૂપ દેખાવાથી ભવાની વગર ભયે તારી ભક્તિને સ્થિર દૃષ્ટિથી જોશે.

---

શ્લોક ૪૦.—મહાકાલનું આરાધન કરી યક્ષ મેઘને ઉજ્જયિ-

ત્યાં સૂતેલાં કબુતરભર્યાં મ્હેલના કો ઝરુખે,
ખોલી થાક્યાં વિજળી વહુનો થાક ઊતારવાને;
રાત્રિ ગાળી, સુરજ ઉગતાં કાપજે બાકી માર્ગ,
*માથે લીધા પછી સુહ્રદનું છોડી દે કાર્ય કોણ. ૪૧

---

નીમાં રહેવાનું કહે છે. અહિં ઉજ્જયિનીની અભિસારિકાઓનું વર્ણન છે.

**રમણસમીપે**–પોતાના પ્રિયની પાસે.

**નારીને**–અભિસારિકાઓને–સંકેત પ્રમાણે પ્રિયને મળવા જનારી સ્ત્રીઓને.

**સોનારેખાસમ**–સોનાની લીટીઓ દોરી હોય તેવી ઝીણી વિજળીના ચમકારાથી, અત્યંત અંધકારમાં રાજમાર્ગે ચાલી જતી સ્ત્રીઓને અંધારામાં અથડાવા ન દેતાં માર્ગ દર્શાવજે; તેમ તું વૃષ્ટિ કરી ગર્જતો [illegible] કારણકે તે ડરી જશે. અર્થાત કોઇ પણ રીતનું એમને વિઘ્ન કરા[illegible] [illegible]ડા, કારણ કે सततं नरके वासो स्नेहविक्षेपकारिणः કોઇના સ્નેહમાં વિક્ષેપ પડાવનારનો નરકમાં વાસ થાય છે.

જુવો આવી જાતનો ભાવ–

गच्छन्तीनां निशि पतिगृहं येन्धकारं सृजान्ति,
तांस्त्वं स्त्रीणां स्थगितनयनं छादयित्वाब्जताराः
दूरीकुर्या विरहिविषदानम्बुवाहान् स्वशक्त्या
प्रायः सन्तः शिशुतरुणिषु ह्यार्द्रचित्ता भवन्ति–પવનદૂત–૧૬

કાલિદાસનાં કાવ્યોમાં આવું વર્ણન ઘણીવાર આવે છે. જુઓ–
सुतीक्ष्णमुच्चैर्ध्वनतां पयोमुचां घनान्धकारावृतशर्वरीष्वपि
तडित्प्रभादर्शितमार्गभूमयः प्रयान्ति रागादभिसारिकाः स्त्रियः–ઋતુસંહાર.

---

*શ્લોક ૪૧—સૂતેલાં કબુતર–કબુતરોને મોટાં ઘરોના જરુખા છજાં વગેરેમાં વાસ કરી રહેવાની સ્વાભાવિક રીતે ટેવ હોય છે.

લૂછે આંસુ, પ્રિય ઘરભણી આવીને ખંડિતાનાં,
તે વેળા તું વિખરઈ જજે, સૂર્ય ના ઢાંકી દેતાં;
હીમાશ્રુને નલિની મુખથી લૂછવા એય જાશે,
માટે એના કર રુંધિશતો, ખૂબ રોષે ભરાશે. ૪૨

સારોદ્ધારિણી, વલ્લભ વગેરેના અભિપ્રાય પ્રમાણે આ પાળેલાં કબુતરો હોય છે. એ પ્રાણીના અત્યંત મદથી ભરેલા હું હું શબ્દ કામોદ્દીપક હોવાથી ભોગી લોકો એમને ઘરમાં પાળે છે.

જુવો વિક્રમોર્વશીય અને માલવિકાગ્નિમિત્રમાં,

धूपैर्जालविनिसृतैर्वलभयः संदिग्धपारावताः ।
सौधान्यत्यर्थतापाद्वलभिपरिचयद्वेषिपारावतानि ॥

ખેલી થાકયાં ઇત્યાદિ—આખો દિવસ વિવિધ પ્રદેશો જોવાથી તથા તારી સાથે વારંવાર વિલાસ કરવાથી થાકી ગયેલી તારી પ્રિયા વિજળીનો શ્રમ ઉતારવાને. તારી ખાતર નહીં તો તારી સુકુમાર પ્રિયાની ખાતર પણ તારે આવા મહેલોમાં વિશ્રામ લેવો પડશે.

માથે લીધા પછી ઇ—મિત્રનું કામ માથે લીધા પછી ગમે તેવો મૂઢ પણ તે કામ છોડી દે નહીં તો પછી તું તે કર્યા વિના રહેશે જ નહી, એમ કહેવાનો ભાવાર્થ છે. એકવાર સ્નેહીનું કાર્ય માથે લઇ છોડી દેવું એ મહાપાતક છે. જુવો

सुहृदर्थं प्रतिश्रुत्य यश्च पश्चादकुर्वतां
तेनं पापेन लिप्येयं यद्यहं नागमे पुनः—મહાભારત.

*પાઠાન્તર—જે લે માથે પ્રિય સુહૃદનું, કાર્ય છોડે ન તેહ.

શ્લોક ૪૨—લૂછે આંસુ ઇત્યાદિ—પ્રભાત એ ખંડિતા નાયિકાનાં આંસુ લૂછવાનો સમય છે. રાત્રિએ અન્ય સ્થળે આનંદ કરી પ્રભાતે ઘેર આવેલો પતિ, રીસાયેલી ખંડિતા નાયિકાને મનાવતાં આંસુ લૂછી તેને પ્રસન્ન કરે છે.

ખંડિતા—બીજે આસકત હોવાથી મોડી આવતાં પતિના ઉપર રોષ, ઈર્ષ્યાથી કુપિત થયેલી તથા માન ખંડન પામેલી નાયિકા—આ કાવ્યશાસ્ત્રની આઠ નાયિકાઓમાંની એક છે—એનું લક્ષણ આ પ્રમાણે છે.

निद्राकषायमुकुलीकृतताम्रनेत्रो नारीनखव्रणविशेषविचित्रितांगः ।
यस्याःकुतोपि गृहमेति पतिःप्रभाते सा खंडितेति कथिता कविभिः पुराणैः॥

કાવ્યશાસ્ત્રોમાં જે અષ્ટ નાયિકાના ભેદ પાડયા છે તે નીચે પ્રમાણે છે ૧ સ્વાધીનભર્તૃકા, ૨ ખંડિતા, ૩ અભિસારિકા, ૪ કલહંતરિતા, ૫ વિપ્રલબ્ધા, ૬ પ્રોષિતભર્તૃકા, ૭ વાસકસજ્જા, ૮ વિરહોત્કંઠિતા—આ સિવાય બીજા નાના ભેદ છે, જે અત્રે વિસ્તારભયથી આપ્યા નથી.

હે મેઘ—પ્રભાતે જ્યારે શઠનાયકો પોતાની ખંડિતા પ્રિયાનાં આંસુ લૂછે અને પટાવી સમજાવે, ત્યારે તું સૂર્યને પણ ઢાંકી ન દેતો, કારણ કે એ પણ પોતાની ખંડિતા થયેલી કમલિનીરૂપી નાયિકાનાં આંસુ લેવા પોતાના કર—હાથ—અથવા કિરણો પ્રસારતો હશે. અહિં કવિએ સૂર્યને નાયક કલ્પ્યો છે, તે કમલિનીને બીડાયેલી મૂકી અન્ય સ્થળે રાત્રી ગાળી પ્રભાતમાં કમલિનીને પ્રસન્ન કરે છે. કમલિનીને ખંડિતા નાયિકા કલ્પી છે. પ્રભાતમાં થતાં ઓસનાં—ઝાકળનાં બિન્દુ જે કમલિનીના પત્ર ઉપર ઠરી રહ્યાં હોય, તેને આંસુ કલ્પ્યાં છે અને સૂર્યનાં કિરણો પડયાથી તે ઝાકળનાં ટીપાં સુકાઇ જાય છે, તેને સૂર્ય પોતાના કર—હાથ અથવા કિરણોથી રીસાયલી કમલિની પ્રિયાના મોં ઉપરથી લુછી નાખે છે, એવી કલ્પના કરી છે. સૂર્ય આમ મનામણાં કરવા જતો હશે, માટે તું એના કર—કિરણોરૂપી હાથ, વાદળથી રોકી રાખીશ તો તે રોષે ભરાશે.

ગંભીરાના હ્રદય સરખા સ્વચ્છ વારિપ્રવાહે,
તા'રો આત્મા સુભગ, ઠરશે ત્યાં જઇ છાયારૂપે;
ઉડી રે'તાં કુમુદવરણું મત્સ્ય રૂપી કટાક્ષો,
જોજે એનાં અફળ કરતો, મેઘ થૈ મૂખ મોંઘો. ૪૩

શ્લોક ૪૩—ગંભીરાના—ગંભીરા નામની નદીના—અથવા ગંભીર સ્વભાવવાળી કોઇ નાયિકાના.

હ્રદય સરખા સ્વચ્છ—હૃદય જેવા સ્વચ્છ—પ્રસન્ન. પ્રસન્ન થયેલી સ્ત્રીના હૃદય જેવા. આ વારિપ્રવાહનું વિશેષણ છે.

સુભગ ! સુંદર—

તારો આત્મા છાયા રૂપે ઠરશે—તારા દેહનું છાયારૂપે ગંભીરાના સ્વચ્છ જળમાં પ્રતિબિંબ પડશે—અથવા છાયા એટલે કાન્ત ચિત્ર એ રૂપે, એમ પુરૂષ પક્ષે લેવાય છે.

જેમ કોઇ ભાગ્યશાલી સુંદર પુરૂષની કાંતિની છબિ અનુરક્ત થયેલી ગંભીર નાયિકાના પ્રસન્ન થયેલા અંતઃકરણમાં વશી જાય છે, તેમ હે મેઘ, ગંભીરા નદીના સ્વચ્છ હૃદયરૂપ વારિપ્રવાહમાં તારા દેહની છાયા પ્રવેશ કરશે—અર્થાત્ તું છાયારુપે એના અંતરમાં વશી રહીશ. કવિએ અહિં મેઘનો અને નદીનો નાયક—નાયિકારૂપે સંબંધ કલ્પ્યો છે.

ગંભીરા તારા ઉપર અનુરક્ત થશે માટે તું મોંઘો થઇ, કટાક્ષ જેવી ચંચળ અને ધોળી તથા આમ તેમ ઉડતી માછલીઓ-રૂપી એ નદીનાં તારા પ્રત્યે પ્રેમ દર્શાવતાં કટાક્ષને અફળ ન કરીશ—અર્થાત્ એના પ્રત્યે બેદરકારી બતાવી એમને વ્યર્થ જવા દઇશ નહી. કારણ કે—

नानुरक्तामुपेक्षेत लज्जासंवृतभावनाम्

લજ્જાથી ભાવનાને પ્રકટ નહી કરી શકતી હોય એવી અનુરક્તાની પ્રેમીએ અવગણના ન કરવી.

ઢીલું થાતાં, ઉતરી પડતું ચીરરૂપી નિતંબે,
લાજી એણે, કરથી પકડી રાખીયું હોય જાણે;
તેવી રીતે તટપર ઉગી નેતરોમાં ભરાયું,
ખેંચી લેતાં જળરૂપી રૂડું શ્યામળું વસ્ત્ર એનું.
નિશ્ચે તા'રૂં ઝુકી ઝુકી જશે ભારથી પૂર્ણ અંગ,
ધારૂં છું જે બહુ કરીશ તું, ત્યાંથી જાતાં વિલંબ;
ચાખ્યા કેડે સુરતરસને કોણ એવો હશે જે,
પાસે ઊભી વિવૃતજઘના કામિની છોડી દેશે. ૪૪

શ્લોક ૪૪—આમાં ગંભીરા નદીનું નાયિકારૂપે અને મેઘનું નાયકરૂપે વર્ણન છે અને સંયોગશૃંગારની ચેષ્ટાનું નિરૂપણ છે. નદી નાયિકારૂપે છે. એનો શ્યામ દેખાતો જળનો પ્રવાહ વસ્ત્રરૂપે છે. ઊંચા પોળા તટ નિતંબરૂપે છે અને જળપ્રવાહને અટકાવતા વેતસ હાથરૂપે છે. મેઘ અનુરક્ત નાયક છે. ગંભીરા અનુકૂળ થતી નાયિકા છે.

ઢીલું થાતાં ઉતરી પડતું—આ વસ્ત્રનું વિશેષણ છે. વસ્ત્ર ઢીલું થઇ જવું અને નિતંબપરથી સરી પડવું, એ નાયિકાની અનુકૂળતા અને પ્રબળ મદનભાવના બતાવે છે. વસ્ત્ર સરી સરી જાય છે તેને મુકી દેવા ઇચ્છતી છતાં ગંભીરા લજ્જાથી નેતરોરૂપી કરવડે ખેંચી રાખતી નથી પણ રોકી રાખે છે.

જેમ કોઇ કામી અનુકૂળ નાયિકાનું વસ્ત્ર સરી પડતું હોય તેને ખેંચવા જતાં લજ્જાથી તે સ્ત્રી તેને અટકાવી રાખે છે તેમ જળરૂપી વસ્ત્રને મેઘ ખેંચી લેતાં ગંભીરા નેતરોરૂપી હાથથી લજ્જાની મારી અટકાવી રાખે છે.

યક્ષ કહે છે કે, હે મેઘ! આ શૃંગારચેષ્ટામાં લુબ્ધ થવાથી

વર્ષાબિન્દુ પડી ઉપસતી પૃથ્વીના ગંધવાળો,
હસ્તીઓથી મધુર સુંઢના સૂસુવાટે પિવાતો;
ઠંડો વાયુ ફળ પકવતો ઉંબરાનાં વનોમાં,
*વા'શે ધીરે અનુકૂળ થતો દેવગિરિ જતાં ત્યાં. ૪૫

તું ત્યાંથી ચાલતાં બહુ વિલંબ કરીશ. અર્થાત્ તું ત્યાંથી નહી જ ખસી શકે—નીચેનાં બે ચરણમાં તેનું કારણ બતાવ્યું છે.

વિવૃતજઘના—જેનું જઘન—કમ્મરથી નીચેનો ભાગ; ઉઘડી ગયું છે એવી.

કામિની=અનુકૂળ ઇચ્છાવાળી સ્ત્રી.

રસનો અનુભવી થયા પછી એવો કોણ હોય કે જે આવા રસોપભોગને જતો કરે, અર્થાત્ કોઇ એવો અરસિક હોય જ નહીં કે જ્હોં આગળ આવેલું અમૃત ઢોળી નાંખે—

શ્લોક ૪૫—વર્ષાબિન્દુ ઇત્યાદિ=તાજી વૃષ્ટિથી ભીંજાવાથી ઉપસી આવતી પૃથ્વીના સુવાસવાળો. આ વાયુનું વિશેષણ છે.

હસ્તીઓને ભૂમિની વાસ અત્યંત પ્રિય હોય છે તેથી ભૂમિના સુવાસવાળા પવનને સૂંઢમાં ખેંચતા હસ્તીઓનાં ટોળાં ત્યાં ફરતાં હશે એમ સૂચવ્યું છે.

ઉંબરાનાં વનો=વર્ષાકાળમાં ઉંબરાં પરિપક્વ થાય છે. અંજીર જેવા ફળવાળાં ઉંબરાનાં વૃક્ષો

દેવગિરિ=પ્રો. વિલ્સન આને માલવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણે આવેલા દેવગઢની પાસેનો પર્વત કહે છે. આ પર્વત ઉપર કાર્ત્તિકેયસ્વામિનું દેવળ છે, જેનું વર્ણન આની પછીના શ્લોકમાં કવિએ આપેલું છે.

*પાઠાન્તર-ધીરે ધીરે વ્યજન કરશે.

ત્યાં તું પુષ્પોરૂપ બની જઈ, વ્યોમ ગંગાપ્રવાહે-
ભીનાં પુષ્પો વરસી, વસતા સ્કંદને પૂજી લેજે;
રક્ષા માટે ધર્યું શિવજીએ ઇન્દ્રસેનાની એહ-
અગ્નિ કેરા મુખમહિં, મહા સૂર્યથી ઉગ્ર તેજ. ૪૬

શ્લોક ૪૬—અહિં યક્ષ મેઘને કાર્તિકસ્વામીનું પૂજન કરવાનું સૂચન કરે છે.

**પુષ્પોરૂપ બની જઈ**=મેઘને પ્રથમથીજ ઇચ્છાનુકૂળ સ્વરૂપ ધરનાર કહ્યો છે તેથી યક્ષ તેને કહે છે કે-તું પુષ્પરૂપે બની જઇ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરજે.

**વ્યોમગંગા**-આકાશગંગા-આકાશગંગાના જળકણથી ભીનાં પુષ્પોથી તું કાર્તિક સ્વામીનું પૂજન કરજે.

**સ્કંદ**=કાર્તિકસ્વામી. તારકાસુરને મારવાને માટે શિવે અગ્નિના મુખથી ઉત્પન્ન કરેલો પુત્ર. મહાભારત અને રામાયણ પ્રમાણે એ સ્ત્રીની સહાય વિના શિવે ઉત્પન્ન કરેલો પુત્ર છે. શિવે પોતાનું તેજ અગ્નિના મુખમાં નાંખ્યું, જે અત્યંત ઉગ્ર હોવાથી અગ્નિ સહન કરી શકયો નહીં, તેથી તેણે ગંગામાં નાંખ્યું. ગંગાએ શંભુના તેજને સરખટના વનમાં નાંખ્યું અને ત્યાં કાર્તિકસ્વામીની ઉત્પત્તિ થઇ; તેથી એમનું શરભવણ, શરજન્મા એવું નામ પડયું. ત્યાં કૃત્તિકાએ તેમને ઉછેર્યા, તેથી કાર્તિકેય કહેવાયા. એમનાં મહાસેન, સિદ્ધસેન, ગંગાપુત્ર, દ્વાદશકર, ઇત્યાદિ નામો છે. હિમાલયમાં જે ક્રૌંચરંધ્ર નામે આરપાર જવાનો માર્ગ છે, તે કાર્તિકસ્વામીએ શક્તિનો પ્રહાર કરી પાડયો છે એમ વાયુપુરાણમાં કથા છે. એમને કોઇ સ્થળે અગ્નિના પુત્ર પણ કહેવામાં આવે છે. એમનું વાહન મોર છે. એમની સ્ત્રીનું નામ કૌમારી અથવા સેના છે.

તારકાસુરને મારવાને માટે કાર્તિકસ્વામીને દેવસેનાનું અધિપતિપણું આપવામાં આવ્યું હતું.

કાર્તિકસ્વામીની ઉત્પત્તિને માટે જુવો કુમારસંભવ સર્ગ-૯. રામાયણ-બાલકાંડ. અધ્યાય ૩૭.

*જ્યોતિર્લેખાથકી ચગકતું પિચ્છ જેનું ભવાની,
પુત્ર પ્રેમે કુવલય તજી રાખતાં કાન પે'રી;
નેત્રો જેનાં ધવલ શિવના ચંદ્રથી તે મયૂર,
ગાજી રે'તી ગિરિકુહરમાં ગર્જનાથી નચાવ. ૪૭
જાતાં વંદી શરજનમને, છોડશે માર્ગ તા'રો,
સિદ્ધ દ્વંદ્વો જળકણ ભયે ઢાંકી દેતાં વિણાઓ;
કીર્ત્તિ ગૌના વધની સરિતારૂપમાં રંતિદેવે,
મુકી હોયે, અહિં, તું નમજે, એવી ચર્મણ્વતીને. ૪૮

શ્લોક ૪૭—જ્યોતિર્લેખા થકી ચગકતું-તેજની રેખાઓથી ચગકતું. આ પિચ્છ-પિછાનું વિશેષણ છે.

* પાઠાન્તર-ચંદ્રોવાળું લઇ, ખરી જતાં, પિચ્છ જેનું ભવાની.

ભવાની-પાર્વતી. પુત્રપ્રેમે-કાર્ત્તિકસ્વામિ પોતાના પુત્ર છે અને મયૂર એમનું વાહન છે તેથી મયૂરનું પિચ્છ કાને પહેરવુ એમને અત્યંત પ્રિય છે. કુવલય તજી-કાનમાં કમળ નહી પહેરતાં, પાર્વતી પુત્રસ્નેહથી કાર્ત્તિકસ્વામીના મયૂરનું પિચ્છ પહેરી રાખે છે. कुवलयपदप्रापि એ પાક અહિં ઠીક લાગે છે. નેત્રો જેનાં—શિવના ચંદ્રના તેજથી જેનાં નેત્ર ધવળ દીસે છે એવો—મયૂર. ગિરિકુહર-ગિરિગુફાઓ. ગિરિગુફાઓમાં ગાજી રહેલી તારી ગર્જનાથી કાર્ત્તિકસ્વામીના મયૂરને નૃત્ય કરાવી તું એમની આરાધના કરજે.

શ્લોક ૪૮—જાતાં વંદી શરજનમને-કાર્ત્તિકસ્વામીને વંદીને તું આગળ જાશે ત્યારે. સિદ્ધદ્વંદ્વો-સિદ્ધ દંપતીઓ. જળકણ ભયે-હાથમાં વીણાઓ ધારી જતાં સિદ્ધોનાં જોડાં, તારાં જળકણો વીણાઓ ઉપર પડવાથી તેના તાર બગડી જાય એવા ભયથી તારો માર્ગ છોડી દેશે; અર્થાત્ તું જે માર્ગે જતો

હોઇશ તે માર્ગમાંથી આઘો પાછો થઇ જશે. પાણીના સ્પર્શથી તંત્રીના તાર બગડી જાય માટે તેને ઢાંકી દઇ સિદ્ધો દૂર જતા રહેશે, એમ કહેવાનો ભાવાર્થ છે.

કીર્તિ ગૌના વધની—રન્તિદેવ રાજાએ હજારો ગાયોના વધ કરી ગોયજ્ઞ કર્યા હતા. તેમના ચામડામાંથી ગળતા રુધિરથી ઉત્પન્ન થયેલી અને નદીરૂપે જાણે રન્તિદેવની કીર્તિ આ જગતમાં રહી હોય એવી ચર્મણ્વતી નદીને તું નમજે. એ ધર્મશીલ રાજાના યજ્ઞોથી ઉત્પન્ન થયેલી ચર્મણ્વતીને નમન કરવા તું નીચે ઉતરજે. પરંપરા સાંભળેલા ધર્મનું પણ ઉલ્લંઘન કરવું નહીં, કારણ કે આ પરંપરાથી પૂજ્ય ગણાતી નદી છે.

धर्मः श्रुतो वा दृष्टो वा स्मृतो वा कथितोपि वा

अनुमोदितो वा राजेन्द्र पुनाति पुरुषं सदा. મહાભારત.

ચર્મણ્વતી એ ગંગા આદિ પવિત્ર નદીઓમાંની એક પાપ હરનારી નદી ગણાય છે. જુવો—

यागे तथा विधिकृते विबुधा प्रसन्नाः

तस्मिन्वरं सुकृतिने कृतिने वितेरुः

चर्मण्वतीति तव कीर्तिरनंतकीर्तेः

शश्वत्पुनातु धरणीं सरिदात्मनेति. મહાભારત.

રન્તિદેવ=ભરતથી છઠ્ઠી પેઢીએ થયેલો ચંદ્રવંશનો રાજા. એના પિતાનું નામ સંકૃતિ હતું અને દશપુર એની રાજધાની હતી. આ રાજા અત્યંત લક્ષ્મીવાન્, ધાર્મિક, અને ઉદાર હતો. એના રસોડામાં બે લાખ રસોઇઆ હતા. તે દરરોજ ૨૦૦૦ ગાયોનો ભોગ આપી ગોયજ્ઞ કરતો હતો. આવા નિરંતર યજ્ઞોથી, ગાયોના ચર્મના રુધિરના પ્રવાહથી ત્યાં એક નદી વહેવા લાગી, જે ચર્મણ્વતી નામે પ્રસિદ્ધ છે. આ ચર્મણ્વતી એ હાલની ચંબલ નદી છે અને દશપુર એ ધોલપુર છે. (ટીકા—૫૧) રન્તિદેવની વિશેષ કથાને માટે જુવો દ્રોણપર્વ અ. ૬૭, વનપર્વ અ, ૨૯૪, શાન્તિપર્વ અ. ૨૯. ભાગવત. નવમ સ્કંધ.

જ્યારે લેવા જળ, નમિશ તું કૃષ્ણના વર્ણચોર !
જોશે ઠારી નજર નભથી, સિદ્ધ ગંધર્વ સર્વ;
એનો મોટો પટ દૂરથકી લાગતો સેર રૂપે,
જાણે માળા ભૂમિની વચમાં શોભતી ઈન્દ્રનીલે. ૪૯

તે ઓળંગી, કુશળ આતશે ભૂલતા વિભ્રમોમાં,
કાન્તિ કાળી ધવળ પસરે પાંપણો ઉંચી થાતાં;
કુન્દો જાણે મધુકરભર્યા ડોલતાં હોય તેવી,
જોવાતો જા, દશપુરતણી નારીની દૃષ્ટિઓથી.* ૫૦

શ્લોક ૪૯—જ્યારે લેવા=જ્યારે તું જરા નીચે નમી ચર્મણ્વતીનું જળ લેવા જઈશ ત્યારે.

કૃષ્ણના વર્ણચોર=કૃષ્ણના સ્નિગ્ધ, શ્યામ, અને સુંદર વર્ણને ચોરી લેનાર. મેઘનો કૃષ્ણના જેવો શ્યામ વર્ણ છે. તે મેઘે જાણે ચોરી લીધો હોય એમ કહેવાનો ભાવાર્થ છે. આ શ્લોકમાં કવિએ બહુ જ મનોહર કલ્પના કરી છે, પરંતુ તે ડા૦ વિલ્સન કહે છે તેમ આપણે મેઘ માર્ગની ઉપર છીએ અને ત્યાંથી મેઘને, નદીને અને ભૂમિને જોઈએ છીએ, એમ કલ્પીએ ત્યારે સંપૂર્ણ રીતે ધ્યાનમાં આવે તેમ છે. કાવએ પૃથ્વીને સ્ત્રી કલ્પી છે. અત્યંત ઊંચેથી જોતાં વિસ્તીર્ણ છતાં સફેત મોતીની એક સેર સમાન દેખાતા નદીના પ્રવાહને પૃથ્વીની એક સેરની મોતીની માળા કલ્પી છે અને ઉપરથી જોતાં સુંદર શ્યામ રંગનો અને હજારો જળકણોમાં સૂર્યનાં કિરણોનો પ્રવેશ પામવાથી રત્નના જેવા ઝગકારા મારતો મેઘ જે નદીના ઉપર ઝુકી રહ્યો છે, તેને સેરમાં ગુંથેલો ઇન્દ્રનીલમણિ કલ્પ્યો છે. મેઘમાર્ગની ઉપર વિમાનોમાં ફરતા સિદ્ધ ગંધર્વાદિ, ભૂમિએ જાણે વચમાં ગુંથેલા ઇન્દ્રનીલમણિવાળી મોતીની માળા પહેરી હોય તેવી નયનને અત્યંત આનંદ આપનારી આ શોભા નજર ઠારીને જોઈ રહેશે. આ આકાશમાંથી દેખાતા સૃષ્ટિસૌન્દર્યનું અપૂર્વ વર્ણન છે.

શ્લોક ૫૦—આ શ્લોકમાં કવિ દશપુરની સ્ત્રીઓનું વર્ણન કરે છે.

દશપુર=આ દેશનું તથા તેની રાજધાનીનું નામ હશે. મલ્લિનાથ એને રંતિદેવનું નગર કહે છે. આ ચંબલના કિનારાપરનો ઉજ્જયિનીથી ઉત્તરે આવેલો પ્રદેશ હશે, જેને પ્રાચીન શોધ કરનારા મંદેસુર કહે છે. પ્રો. વિલ્સન્નું એમ માનવું છે કે આ ચંબલની ઉત્તરે આવેલું રંતિમપુર હશે, કારણ કે તે ઉજ્જયિનીથી ઉત્તરે મેઘને જવાના માર્ગમાં આવે છે. આના સંબધમાં ડા૦ ફ્લીટ, ડા૦ ભગવાનલાલ ઇન્દ્રજી વગેરેના જુદા જુદા મતોનો કંઇ પણ નિર્ણય થઇ શકે તેમ નથી, એટલે એમના લાંબા અભિપ્રાયની તકરાર અત્રે ટાંકી નથી, પણ ઘણે ભાગે એ રંતિપુર હશે.

તે ઓળંગી–તે ચર્મણ્વતીને ઓળંગીને, દશપુરની સુંદરીઓની દૃષ્ટિથી જોવાતો તું આગળ જજે એવો ભાવાર્થ છે.

પ્રથમ ત્રણ ચરણોમાં કેવી દૃષ્ટિઓ, તેનું વર્ણન છે. ભ્રૂલતા વિભ્રમોમાં અતિશે કુશળ–વાંકી ભમરોના વિલાસ–ચેષ્ટાઓમાં અત્યંત કુશળ–પાંપણો ઉંચી કરીને જોતાં જેમાંથી નેત્રની ધોળી અને કાળી કીકીઓની કાળી કાન્તિ લાંબે સુધી પ્રસરે છે એવી. આ પ્રમાણે ધોળી અને કાળી એમ મિશ્ર થયેલી શોભાવાળી તથા લાંબે સુધી પ્રસરતી દશપુરની સ્ત્રીઓની દૃષ્ટિ, જાણે ડોલતાં કુન્દ પુષ્પ (મોગરાનાં પુષ્પ)ની પાછળ દોડતી કાળા ભમરાઓની પંક્તિઓ ન હોય તેવી મનોહર લાગશે; તે વડે આતુરતાપૂર્વક જોવાતો આગળ જજે,

અર્થાત્ આવી દશપુરની સ્ત્રીઓના નેત્રના વિલાસ અને ભમરોના વિભ્રમ અનુભવતો તું આગળ ચાલજે.

*પાઠાંતર–દશપુરવધૂદષ્ટિએ, કૌતકેથી.

મુખના ઉપર જે વિકાર જણાય તે હાવ, ચિત્તના જે વિકાર તેને ભાવ, નેત્રની ચેષ્ટાને વિલાસ અને ભમરના વિકારને વિભ્રમ કહેવાય છે.

हावो मुखविकारः स्यात् भावश्चित्तसमुद्भवः

विलासो नेत्रयोर्ज्ञेयो, विभ्रमो भ्रूसमुद्भवः

સામાન્ય વ્યાખ્યા આવી છે પણ ઉપયોગમાં તેને બહુ અનુસરવામાં આવતું નથી.

બ્રહ્માવર્તે જલધર પછી પેસતાં છાયરૂપે,
ક્ષત્રિઓના વધ સૂચવતું. તું કુરુક્ષેત્ર જોજે;
વર્ષે છે તું કમળવનમાં, તેમ ગાન્ડીવધન્વા,
રાજાઓને મુખ વરસતો, બાણુની વૃષ્ટિઓ જ્યાં. ૫૧

શ્લોક ૫૧—દશપુર મૂકયા પછી યક્ષ મેઘને. પરમ તીર્થરૂપ બ્રહ્માવર્તમાં આવેલા કુરુક્ષેત્રમાં જવાનું કહે છે.

બ્રહ્માવર્ત=હસ્તિનાપુરથી વાયવ્ય ખુણામાં આવેલા પ્રદેશને બ્રહ્માવર્ત કહે છે. એ સરસ્વતી અને દૃષદ્વતીની વચ્ચે આવેલો પ્રદેશ છે.

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते-मनु. ॥

પેસતાં છાયરૂપે=હે મેઘ! તારા ઉપર સૂર્યનો તડકો પડતાં. તારી છાયા નીચે બ્રહ્માવર્ત ઉપર પડશે, તે રૂપે તું એ પવિત્ર દેશમાં પ્રવેશ કરી ત્યાં આવેલું અનેક તીર્થોથી ભરેલું પવિત્ર કુરુક્ષેત્ર જોયા વિના જતો નહીં.

કુરુક્ષેત્ર—આનંદોરામ બરૂઆ કહે છે કે, કુલૂતની દક્ષિણ પૂર્વનો અને ત્રિગર્તની પેલી તરફનો પ્રદેશ કુરુક્ષેત્ર કહેવાય છે અને ત્યાં વહેતી સરસ્વતી નદીને લીધે ત્યાંના વાસી સારસ્વત કહેવાતા હતા. સ્થાનેશ્વરની દક્ષિણનો આ પ્રદેશ છે, એટલે સરસ્વતીની અને દૃષદ્વતીની વચ્ચેનો બધો પ્રદેશ આમાં સમાઇ જાય છે. જુવો મહાભારત વનપર્વ—અ. ૮૩-૪.

दक्षिणेन सरस्वत्या दृषद्वत्योत्तरेण च ।
ये वसन्ति कुरुक्षेत्रे ते वसन्ति त्रिविष्टपे ॥

આ કુરુક્ષેત્રનો પ્રદેશ અત્યંત પાવન ગણાય છે અને એમાં યુદ્ધ કરી દેહ મુકે, તે સ્વર્ગને પામે છે-જુવો—મહાભારત. શલ્યપર્વ. અ૦ ૫૫.

कुरुक्षेत्रं परं पुण्यं पावनं स्वर्ग्यमेव च ।
तत्र वै योत्स्यमाना ये देहं त्यक्ष्यन्ति मानवाः ।
तेषां स्वर्गे ध्रुवो वासः शक्रेण सह मारिष ॥

આ પવિત્ર પ્રદેશમાં કૌરવ પાંડવોનું યુદ્ધ થયું હતું. પરંપરાથી પવિત્ર મનાતા આ ક્ષેત્રમાં અનેક તીર્થસ્થાનો છે.

આના વચ્ચેના ભાગમાં પંચહ્રદ ( પાંચ કુંડ ) તીર્થરૂપ છે, તે પરશુરામે ક્ષત્રિઓનો સંહાર કરીને કર્યાં હતા.

ततो रामह्रदान् गच्छेत् तीर्थसेवी समाहितः ।
क्षत्रमुत्साद्य वीरेण ह्रदाः पंच निवेशिताः ॥

મહાભારત. વનપર્વ. અ. ૮૩.

અહિં સૂર્ય તીર્થ નામનું સ્થાન છે. જ્યાં સૂર્યને સર્વ ગ્રહોનું અધિપાતપણું પ્રાપ્ત થયું હતું અને સૃષ્ટિના પ્રારંભમાં વિષ્ણુએ મધુ તથા કૈટભ નામના દૈત્યોનો નાશ કર્યો હતો.

तत्र हत्वा पुरा विष्णुरसुरौ मधुकैटभौ–મહાભારત શલ્યપર્વ. અ. ૪૮.

આ સૂર્ય કુંડ સ્થાનેશ્વરથી થોડા મૈલને અંતરે છે. અહીં વિશ્વામિત્રને બ્રાહ્મણત્વ પ્રાપ્ત થયુ હતું.—મહાભારત. શલ્યપર્વ. અ. ૩૯.

ब्राह्मण्यं लब्धवान् यत्र विश्वामित्रस्तथा मुनिः ।

અહિં સરસ્વતીના ઉત્તર તીર ઉપર પૃથૂદક નામે તીર્થ છે, જ્યાં બળરામ ગયા હતા. ત્યાં મરણ થવાથી આત્માને મુક્તિ મળે છે.

सरस्वत्युत्तरे तीरे यस्त्यजेदात्मनस्तनुम् ।
पृथूदके जप्यपरो नचैनं मरणं तपेत्–મહાભારત. શલ્યપર્વ.

અહીં બીજું સ્થાણુ તીર્થ–સ્થાણેશ્વર છે, જ્યાં શંકરે સરસ્વતીનું પૂજન કરીને એ તીર્થનું સ્થાપન કર્યું હતું, તથા દેવતાઓએ કાર્તિક સ્વામિને સેનાપતિ તરીકે નીમ્યા હતા. અહિં વસિ-

ષનો આશ્રમ છે. ( શલ્ય પર્વ અ. ૪૨. ) બીજું ચક્રતીર્થ છે, જ્યાં ભીષ્મ પિતામહને મારવાને માટે જ્યારે અર્જુન અસમર્થ થયો, ત્યારે કૃષ્ણ ભગવાનને સુદર્શન ચક્ર હાથમાં લેવું પડયું હતું. જેમાં અભિમન્યુ મરાયો હતો તે ચક્ર વ્યૂહનું સ્થાન પણ હજી ત્યાં બતાવવામાં આવે છે. (દ્રોણ પર્વ અ. ૪૯.) અહીં દધિચિ તીર્થ છે, જ્યાં આગળ ઇન્દ્રે દધિચિના અસ્થિથી વૃત્રાસુરને માર્યો હતો. આને સારસ્વત તીર્થ પણ કહે છે, જ્યાં મહાતપસ્વી અંગિરસનો જન્મ થયો હતો, અને અહીં જ કાર્તિક સ્વામિએ તારકાસુરને માર્યો હતો. અહીંઆં કૌશિકી અને દૃષદ્વતીના સંગમ પાસે વ્યાસસ્થલી કરીને તીર્થ છે, ત્યાં ભગવાન્ વેદવ્યાસે પુત્રોના શોકથી [illegible] હતો. આને હાલ પણ વ્યાસથલી કહેવામાં આવે છે. વળી સપ્તસારસ્વત એટલે સાત સરસ્વતીઓનો ( નદીઓનો ) સંગમ એ નામનું તીર્થ પણ અહીં છે. આ સિવાય મહાભારતમાં કહેલાં અનેક તીર્થો આ પ્રદેશમાં આવેલાં છે. પરંપરાથી આ આર્ય લોકોનું યુદ્ધક્ષેત્ર છે અને તેણે હજારો ક્ષત્રિયોનાં અને રાક્ષસોનાં રુધિર પીધાં છે. લોકકથા પ્રમાણે એ ભૂમિ ઘણી દયાહીન ગણાય છે. ત્યાંનાં હવાપાણીનો જ એવો ગુણ છે કે, ત્યાં સ્નેહ અને દયાની વૃત્તિ રહેતી નથી. કૌરવ પાંડવોએ પણ પોતાના ગુરુજનોનો તથા સગાસંબંધીઓનો અહિં જ વિનાશ કર્યો હતો. ગમે તેમ હો પણ આ ભૂમિ લોહીની તરશી છે, એમ તો પરંપરાથી મનાતુંજ આવ્યું છે.

આવા કુરુક્ષેત્રનાં દર્શન કર્યા વિના હે મેઘ ! તું જતો નહીં, કારણ કે તે આત્માને પાવન કરનાર અનેક તીર્થના સ્થાનરૂપ છે.

હે મેઘ ! જેમ તું કમળનાં વનોમાં ધારાઓની પરંપરાથી અસાધારણ વૃષ્ટિ કરે છે, તેમ ગાંડીવધન્વા—અર્જુન—જેના ધનુષનું નામ ગાંડીવ હતું તે—રાજાઓનાં કમળ જેવાં મુખો ઉપર હજારો બાણની વૃષ્ટિ કરતો હતો. બાણની વૃષ્ટિ એ શબ્દે અર્જુનનું ધનુર્વિદ્યાનું કૌશલ બતાવ્યું છે.

બંધુપ્રીતિ ધરી હલધરે, એઉશું યુદ્ધ છોડી,
ત્યાગી *ઝાઝી ગમતી મદિરા રેવતી નેત્ર સોતી;
સેવ્યાં સારસ્વતી જલ જઈ સેવતાં તે તું આજ,
રે'શે શુદ્ધિ હૃદયની થતાં, દેહથી શ્યામ-વર્ણ. ૫૨

શ્લોક ૫૨ — *પાઠાન્તર—
ત્યાગી શોભા ધરતી મદિરા રેવતી લોચનોની,
ત્યાગી ઝાઝી ગમતી મદિરા રેવતી નેત્ર સોતી—
ત્યાગી વ્હાલી રસભરી સુરા રેવતી નેત્ર સોતી.

હલધરે–હળને ધરનાર. આ કૃષ્ણના મોટાભાઈ બળરામનું નામ છે. જ્યારે મહાભારતનું યુદ્ધ થયું ત્યારે કૃષ્ણ પાંડવોના પક્ષમાં રહ્યા હતા, પરંતુ પાંડવો અને કૌરવો બંને મારે તો સમાન છે એમ માની બળરામે બંધુના વધના પાપમાંથી મુક્ત રહેવાને માટે સરસ્વતીના કિનારે જઈ વાસ કર્યો હતો.

બળભદ્રને મદિરા પિવાનો અત્યંત શોખ હતો. રેવતી તેમની સ્ત્રી હતી જેના ઉપર એમની અનન્ય ભાવના હતી અને તે પણ મદ્યની રસીયણ હતી. વૈષ્ણવ સંપ્રદાય પ્રમાણે કૃષ્ણ એ સાક્ષાત્ વિષ્ણુરૂપે છે અને બળરામ શેષાવતાર મનાય છે, પરંતુ મહાભારતનાં તેમને સમાન ગણવામાં આવ્યાં છે. વિષ્ણુના બે રૂપ, વાળ–બળરામ અને કૃષ્ણરૂપે–દેવકીને પેટે ઉત્પન્ન થયા હતા. તેમનો જન્મ થતાંજ તેમને કંસના ભયથી ગોકુળમાં લઈ જવામાં આવ્યા હતા જ્યાં તેમને નન્દે ઉછેરી મોટા કર્યા. કૃષ્ણ અને બળરામ બંને સાથે ઉછર્યા હતા અને જ્યારે કૃષ્ણ મથુરા ગયા અને કંસને માર્યો ત્યારે તે તેમની સાથે ગયા હતા. બળરામ અત્યંત દારૂ પીતા હતા. એક વખતે દારુના ઘેનમાં તેમણે યમુનાને આજ્ઞા કરી કે તું મારી પાસે આવ, કારણકે મારે તારામાં સ્નાન કરવું છે. યમુના આવી નહીં તેથી કોપાયમાન થઈ બળભદ્રે પોતાના હલવતે એને ખેંચી આણી, આથી એમને કાલિન્દીકર્ષણ કહે છે. કૃષ્ણના પુત્ર સામ્બને જ્યારે દુર્યોધને હસ્તિનાપુરમાં પકડીને કેદ કર્યો હતો, ત્યારે બળરામે તેને છોડી મુકવાનું કહ્યું. દુર્યોધને એ વાત માની નહીં તેથી

ક્રોધ કરી બળરામે હસ્તિનાપુરના કોટને હળથી તોડી નાંખી સામ્બને છોડાવ્યો હતો. એ મહાપરાક્રમી હતા, પરંતુ મહાભારતના યુદ્ધમાં તેમણે બન્ને પક્ષના સંબંધને લીધે ભાગ લીધો નહતો. એ ગદાયુદ્ધમાં બહુ કુશળ હતા અને દુર્યોધન તથા ભીમને ગદાયુદ્ધ કરતાં એમણે શિખવ્યું હતું. પુરાણોમાં એમને શેષનો અવતાર પણ માનેલા છે અને જ્યારે એ મરણ પામ્યા ત્યારે શેષનાગ એમના શરીરમાંથી નિકળ્યા હતા એમ કહેવાય છે. એ સ્વભાવે બહુ ઉગ્ર હતા અને ઘણા પ્રસંગે મતભેદ પડતાં કૃષ્ણ સાથે પણ લડી પડતા હતા. રેવતી ઉપર તેમને ઘણી પ્રીતિ હતા તેનાથી એમને નિશઠ અને ઉલ્મુક નામે બે પુત્રો થયા હતા. એ હમેશાં શ્યામવસ્ત્ર પહેરતા અને ગૌરવર્ણના હતા.

ત્યાગી વ્હાલો ઇત્યાદિ—રેવતી હમેશાં મદિરાપાનમાં એમની સાથે રહેતી, તેથી જે મદિરામાં રેવતીનાં નેત્રનું પ્રતિબિંબ પડતું એવી અત્યંત પ્રિય મદિરાનો ત્યાગ કરીને—અર્થાત્ મદિરા અને રેવતી બંનેનો ત્યાગ કરીને સરસ્વતીના તીરનું સેવન કર્યું—ત્યાં જઇ વાસ કર્યો.

સારસ્વતી જળ—સરસ્વતી નદીનાં તીર્થરૂપ જળ. છંદમાં ન બેસવાથી સારસ્વતી એમ મુકવું પડયું છે. બળરામે સર્વનો ત્યાગ કરી આ પવિત્ર નદીને તીરે વાસ કર્યો હતો.

સરસ્વતી—હિમાલયના દક્ષિણ ભાગમાંથી નીકળી કુરુક્ષેત્રની ઉત્તર પશ્ચિમે વહે છે અને ગંગા તથા યમુનાના જેટલીજ પવિત્ર ગણાય છે. આગળ જતાં તે રણમાં પ્રવેશ કરી સમાઇ જાય છે, સમુદ્રને મળતી નથી.

સેવતાં તે તું આજ=આજે એ સરસ્વતીનાં જળને સેવતાં હે મેઘ! તું તારી અંતઃશુદ્ધિ થવાથી—તારાં તમામ પાપનો નાશ થવાથી, માત્ર વર્ણમાં—રંગમાં શ્યામ રહેશે. અર્થાત્ અંતઃકરણ શુદ્ધ થવાથી તારાં તમામ પાપ નાશ થશે, માત્ર તારો કાળો વર્ણ નહીં બદલાય. આમ કહેવાથી સરસ્વતીના જળનું માહાત્મ્ય અને પવિત્રતા દર્શાવ્યાં છે.

જાજે ત્યાંથી, કનખલ જહાં શૈલરાજેથી આવી,
વ્હે છે ગંગા સગરસુતના સ્વર્ગના માર્ગ જેવી;
જાણે કાઢે હસિ ફિણવડે, ગૌરીની ભ્રૂ ચઢેલી,
વીચિહસ્તે ધરિ શશિકલા શંભુના કેશ ઝાલી. ૫૩

શ્લોક ૫૩—અહિંથી હિમાલયના પ્રદેશનું વર્ણન શરુ થાય છે.

કનખલ—આ હરદ્વાર (हरिद्वार)ની પાસે આવેલું ગંગાના પશ્ચિમ કિનારા ઉપરનું ગામ છે જે અત્યંત પવિત્ર અને યાત્રાનું સ્થાન ગણાય છે. સ્કંદપુરાણના ગંગા માહાત્મ્યમાં એને માટે આ પ્રમાણે લખેલું છે.

खलः को नात्र मुक्तिं वै भजते तत्र मज्जनात्।
अतः कनखलं तीर्थं नाम्ना चक्रुर्मुनीश्वराः ॥

કયો ખલ પુરુષ આ સ્થાનમાં સ્નાન કરવાથી મુક્તિ પામતો નથી? આટલા માટે મુનિઓએ એનું નામ ક–ન–ખલ એવું આપેલું છે. હરિવંશ જે મહાભારતનો એક ભાગ ગણાય છે, તેમાં પણ લખ્યું છે કે-गंगाद्वार कनखलं सोमो वै यत्र संस्थितः વળી स्नात्वा कनखले तीर्थे पुनर्जन्म न विद्यते—કનખલમાં સ્નાન કરવાથી પુનર્જન્મ થતો નથી ઇત્યાદિ વચનો એનું માહાત્મ્ય બતાવે છે. હરદ્વારની પાસેના આ સ્થાન આગળથી ગંગાનો પ્રવાહ શિવાલિક પહાડની કંદરાઓમાંથી બહાર પડે છે, તેથી આ સ્થાનને ગંગાદ્વાર કહેવામાં આવે છે. કથા સરિત્સાગરમાં આ પ્રમાણે કહેલું છે કે तीर्थं कनखलं नाम गंगाद्वारेस्ति पावनं, यत्र कांचनपातेन जान्हवी देवदन्तिना, उशीनरगिरिप्रस्थान् भित्त्वा तमवतारिता ॥ આની પાસે કપિલ તીર્થ છે જે હજી એજ નામથી ઓળખાય છે. આ કપિલ તીર્થની પાસે अयोध्या मथुरा माया ઇત્યાદિ સાત મોક્ષદા પુરીઓમાંની માયાપુરી આવેલી છે જ્યાં ચીનાઇ મુસાફર હ્યુયેનત્સંગ ગયો હતો. (જુવો કનિંગહામ્સ જ્યોગ્રાફી. પા. ૩૫૨–૫૩) એ મોટું પવિત્ર ધામ ગણાય છે.

दशाश्वमेधिकं पुण्यं गंगाद्वारं तथैव च ।
नन्दाथ ललिता तद्वत्तीर्थं मायापुरी शुभा ॥ મત્સ્યપુરાણ. અ. ૨૧.

શૈલરાજેથી–હિમાલય પર્વતમાંથી–આવી કનખલ પાસે ગંગા વહે છે ત્યાં જજે.

જન્હુકન્યા–આ નદી જેનાં ભાગીરથી, જહ્નુકન્યા, જાહ્નવી, મંદાકિની આદિ નામો છે તે મહાપવિત્ર નદી ગણાય છે. એ હિમાલયમાં આવેલા ધુરવલના પહાડમાંથી નીકળી આશરે આઠેક માઈલ ચાલ્યા પછી ગંગાદ્રિ જેને આપણા લોકો ગંગોત્રી કહે છે, ત્યાં અત્યંત ઉંચા પર્વતોની વચ્ચે પડી રહેલા બરફના મોટા થરમાંથી બહાર પડે છે. આ ઉંચી કહણો ઉપર રહેલા બરફના ઢગલાનો યોગીની જટા જેવો આકાર દેખાય છે તેમાંથી એ પ્રવાહ બહાર પડે છે તેથી ધર્મ શ્રદ્ધાળુ લોકો તેને શિવની જટા કહે છે જેમાંથી પૌરાણિક કથાઓ પ્રમાણે ગગા વહે છે. જુવો રામાયણ. ૧.૪૫.

निपतेत्यब्रवीद्गंगामाभाष्याकाशगां नदीम् ।
जटाकलापं विपुलं विनिर्कीर्य समन्ततः ॥

પૂર્વે જહ્નુ રાજા તપ કરતા હતા તેમને આ નદીના પ્રવાહથી અડચણ થવાથી તે ગંગાના પ્રવાહને પી ગયા. પછી દેવોની પ્રાર્થનાથી તેમણે એ પ્રવાહને પોતાના કાનમાંથી વહેતો કર્યો. આ પ્રમાણે જહ્નુ રાજાનાથી ઉત્પન્ન થયેલી માટે તેણે જહ્નુકન્યા અથવા જાહ્નવી કહે છે. ઉત્તર તરફના આના પ્રવાહને ભાગીરથી કહેવામાં આવે છે જે દેવપ્રયાગ આગળ અલકનંદાની સાથે મળતાં ગંગા કહેવાય છે. છેક ઉત્તરના ભાગમાં એટલે કૈલાસ આગળ એ મંદાકિની કહેવાય છે. અહિંથી ઉત્તર તરફ મેઘના માર્ગમાં આવતી આ નદીને કવિ મંદાકિની કહે છે. જુવો मन्दाकिन्याः सलिलशिशिरैः सेव्यमाना मरुद्भिः–મેઘદૂત. ઉત્તરમેઘ.

વળી—मंदाकिनीनिर्झरशीकराणां, वोढा मुहुः कांपितदेवदारुः—
कुमारसंभव.

સગર સુતના સ્વર્ગના માર્ગ જેવી–સગર રાજાના પુત્રોને સ્વર્ગ અપાવનારી–અર્થાત્ સ્વર્ગમાં જવાનો માર્ગ હોય તેવી.

સગર–અયોધ્યાના સૂર્યવંશી બાહુ રાજાનો પુત્ર. બાહુ રાજાને હૈહય લોકોએ રાજધાનીમાંથી નસાડી મુક્યો હતો, તે વખતે તેની રાણી સગર્ભા હતી. સગરનો જન્મ થતાં પહેલાં બાહુ રાજા મરણ પામ્યો પરંતુ જ્યારે સગર મોટો થયો ત્યારે તેણે પોતાના પિતાના શત્રુઓનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી. પોતાના ગુરુ ઔર્વમુનિ પાસેથી આગ્નેયાસ્ત્ર મેળવી તેણે હૈહયોનો નાશ કરી પોતાની રાજધાની પાછી મેળવી અને શક, યવન, કમ્બોજ અને પલ્હવ વગેરે લોકોને વશ કર્યા.

સગરને કશ્યપની પુત્રી સુમતિ અને વિદર્ભ રાજાની પુત્રી કેશિની એ નામની બે રાણીઓ હતી, જેમાંની સુમતિથી તેને અસમંજસ નામે પુત્ર થયો અને કેશિનીથી બીજા ૬૦૦૦૦ પુત્રો થયા.

સગર રાજાએ અશ્વમેધ યજ્ઞ કરી તેનો અશ્વ છુટો મુકી પોતાના ૬૦૦૦૦ પુત્રોને તેની રક્ષા કરવા મોકલ્યા. ઇન્દ્રે ઈર્ષાથી ગુપ્ત રીતે આ અશ્વને પાતાળમાં કપિલ મુનિ તપ કરતા હતા ત્યાં લઇ જઇને બાંધ્યો. અશ્વને શોધી કાઢવાને માટે સગરના પુત્રોએ પૃથ્વી ખોદી પાતાળમાં જવાનો માર્ગ કર્યો અને કપિલ મુનિને ચોર સમજી તેમના તપમાં ઉપરોધ કર્યો. આથી મુનિએ કોપીને તે બધા ૬૦૦૦૦ પુત્રોને બાળી ભસ્મ કરી નાખ્યા. પછી અસમંજસના પુત્ર અંશુમાને તેમની શોધ કરી, તો સઘળાઓની ભસ્મ પડેલી જોવામાં આવી. સ્વર્ગગંગાના જળથી આ રાખ ધોવાય તો એ સર્વેનો ઉદ્ધાર થાય એવો મુનિએ અનુગ્રહ કર્યો હતો તેથી, અંશુમાનના પૌત્ર અને દિલીપના પુત્ર ભગિરથે હજારો વર્ષ સુધી તપ કરી ગંગાને સ્વર્ગમાંથી પૃથ્વીપર આણી પોતાના પૂર્વજોનો ઉદ્ધાર

* લંબાવીને મુખ નભથકી, ઇન્દ્રના હસ્તિ પેઠે,
જો ગંગાનું સ્ફટિક સરખું સ્વચ્છ, તું વારિ પીશે;
તો આ તા'રી વિશદ જળમાં, પેસતી શ્યામછાયે,
ગંગા, વચ્ચે મળતી યમુના હોય, તેવી જણાશે. ૫૪

---

કર્યો હતો. ભગીરથ રાજાએ પૃથ્વીપર આણી, માટે ગંગા ભાગીરથી એ નામથી ઓળખાય છે અને એટલા માટે જ તેને આ શ્લોકમાં સગર પુત્રોને સ્વર્ગનો માર્ગ આપનારી કહી છે.

જાણે કાઢે હસી ઇત્યાદિ=આગળ આપણે કહી ગયા તેમ શંભુની જટા જેવા બરફના શિખરમાંથી ગંગાનો પ્રવાહ નીચે પડે છે, ત્યાં ફીણ સિવાય બીજુ કંઇ પણ દેખાતું નથી. આથી કવિ ઉત્પ્રેક્ષા કરે છે કે ગંગા જાણે ફીણરૂપી ધવલહાસ્યથી, શંભુના પોતાના ઉપરના અત્યંત પ્રેમથી, પોતાની સપત્ની ગૌરીની ચઢેલી ભમરને જાણે હસી કાઢતી હોય અને વીચિહસ્તે–તરંગરૂપી હાથથી શંભુની જટામાંના ચંદ્રને વિનોદમાં પકડી, ગૌરીને ઇર્ષા કરાવતી હોય તેવી દેખાય છે. ભગીરથ રાજાએ ગંગાને પૃથ્વીપર આણી ત્યારે ગંગાના ધોધનો ભાર પૃથ્વી ઝીલી નહી શકે એવા ભયથી શંકરે તેને પોતાની જટામાં ઝીલી લઇ ત્યાંથી પૃથ્વીપર વહેતી કરી, એ પુરાણકથા બહુ પ્રસિદ્ધ છે. આમાં કવિએ ગંગા અને ગૌરીના સપત્નીભાવની ઇર્ષા બતાવી છે.

---

શ્લોક ૫૪—લંબાવીને ઇત્યાદિ=ઇન્દ્રના હાથિની પેઠે જ્યારે તું આગળથી નીચો નમીને આ ઠેકાણે ગંગાનું પાણી પીવા માંડીશ, ત્યારે તારા કાળા રંગના પ્રતિબિમ્બથી ગંગા, જાણે કાળા જળવાળી યમુનાની સાથે સંગમ પામતી હોય તેવી દેખાશે. ગંગા અને યમુનાનો સંગમ પ્રયાગ–અલ્હાબાદ આગળ થાય છે. પણ મેઘની કાળી છાયાથી અડધું શ્યામ દેખાતું જળ જાણે ગંગા અને યમુનાનો અસ્થાને સંગમ થતો હોય તેવું દેખાશે.

*પાઠાન્તર—થૈને નીચો, મુંઠ ધરી નભે.

જ્યાં બેઠાથી મૃગ મસમસે કસ્તુરીથી શિલાઓ,
જ્યાંથી ગંગા નિકળિ, ગિરિએ હિમથી શ્વેતવર્ણો;
એને શૃંગે જઇ વિરમતાં, ટાળવા થાક ત્યા'રે,
દેખાશે તું શિવજી વૃષભે પંક જાણે ઉખાડયો. ૫૫
વા'તાં વાયુ, સળગી ઉઠતો, દેવદારુ ઘસાતાં,
પીડે અગ્નિ, ઉડી ચમરીના વાળને બાળતો ત્યાં;
વર્ષાવી તું, શીતલ કરજે, સેંકડો વારિધારા,
માને લક્ષ્મી સફળ, દુખિનાં કષ્ટ કાપી મહાત્મા. ૫૬

શ્લોક ૫૫—મૃગ-કસ્તુરી મૃગ-જે હિમાલયનાં ઉચાં શિખરોમાં ઘણાજ થાય છે તે.

હિમથી શ્વેત વર્ણો-બરફથી સફેદ રંગનો હે મેઘ ! બરફથી ધોળા દેખાતા આ હિમગિરિપર જ્યારે તું વિશ્રામ લઇશ, ત્યારે તારા કાળારંગને લીધે, એ શિખર ઉપર શંકરના નંદીએ જાણે પગથી ખણી કાળારંગનો કાદવ ઉખાડયો હોય તેવો તું દેખાઇશ.

કસ્તુરી ઉપર કહ્યા તેવા મૃગોની નાભિ (ડુંટી) માં થાય છે. તે ઘણે ભાગે બનાવટી આવે છે. કસ્તુરી મૃગોની ઘણી વસતિ તાતાર અને હિન્દુસ્તાનની વચમાં આવેલી હિમાલયની ઉંચી શાખાઓમાં જોવામાં આવે છે, જ્યાંથી મૃગોને મારી પહાડી લોકો કસ્તુરી લાવે છે.

જુવો કસ્તુરી મૃગનું વર્ણન प्रस्थं हिमाद्रेर्मृगनाभिगन्धि, કુમારસંભવ,
दृषदो वासितोत्संगा निषण्णमृगनाभिभिः । રઘુવંશ.

શ્લોક ૫૬—વાતાં વાયુ=આ શ્લોકમાં હિમાલયમાં વાંસ, દેવદાર વગેરે વૃક્ષોના પરસ્પર ઘસાવાથી અનેકવાર સળગી ઉઠતા અને અનેક વનોને બાળી ભસ્મ કરતા દાવાગ્નિનું વર્ણન છે.

ચમરી=એ નામની ગાયો હિમાલયમાં ઘણી થાય છે, જેનાં પુંછડાંની દેવમંદિરો વગેરેમાં વાપરવાની ચમરીઓ થાય છે. આ




પૂર્વમેઘ શ્લોક ૫૫

કોપી મિથ્યા તલપી શરભો, અંગને ભાંગવાને,
રસ્તો કાપ્યા પછીથી, તુજને જાય ઓળંગવાને;
તો તું તેને અતિશય કરા વર્ષી દેજે નસાડી,
*ઠાલા યત્નો અફળ કરતાં હાંસી ના થાય કોની. ૫૭

ગાયો અથવા જેને એક જાતનાં હરિણ પણ કહેવામાં આવે છે તેના પુંછડા ઉપર મોટો વાળનો ભારો હોય છે. તે પુંછડાં કાપી લઇ તેનાં ચામર બનાવવામાં આવે છે. ઘણું કરીને આ ટીબેટ તરફનાં ચાકપ્રાણિ હશે.

દાવાગ્નિ સળગી ઉઠતાં આ ગાયો ભયભીત થઇને નાસે છે, કારણ કે પુંછડાપર અત્યંત વાળ હોવાથી તણખા ઉડતાં તે સળગી ઉઠે છે, માટે યક્ષ કહે છે કે હે મેઘ ! જો ત્યાં આવો અગ્નિ સળગતો તું દેખે તો તારી હજારો જળની ધારાઓ વર્ષાવી તેને તું શાન્ત કરજે; કારણ કે દુઃખીનું દુઃખ કાપવું એ જ મહાત્માની સંપત્તિનું ફળ છે. અર્થાત દાવાગ્નિ શમાવી હજારો પશુપક્ષિ તરુ આદિના ઉપર ઉપકાર કરવામાં તારી જળરૂપી સમૃદ્ધિનો તું ઉપયોગ કરજે. હિમાલયના ભયંકર અગ્નિનું કાલિદાસે ઋતુ સંહારમાં ઘણું હૃદયદ્રાવક વર્ણન આપેલું છે. જુવો ગ્રીષ્મવર્ણન.

*શ્લોક ૫૭—શરભ=એમ કહેવામાં આવે છે કે આ શરભ સિંહના કરતાં પણ વધારે બળવાન્ આઠ પગનાં પ્રાણિ છે જે હિમાલયમાં ઘણાં થાય છે. તે સિંહની પેઠે મેઘને ગર્જતો દેખી ક્રોધથી મોટી છલંગો મારી તેની તરફ કૂદે છે. મલ્લિનાથ આને આઠ પગવાળાં મૃગ જાતિનાં પ્રાણિ કહે છે, પરંતુ એની ખરી હકીકત કોઇ સ્થળે જોવામાં આવતી નથી.

હે મેઘ ! જો આ પ્રાણિઓ તને ઉપદ્રવ કરવા માટે આવે તો તેમના ઉપર મોટા મોટા કરાઓનો વરસાદ વરસાવી તું તેમને નસાડી દેજે.

દેખાયે છે પુનિત પગલાં શંભુનાં, ત્યાં શિલામાં,
ભાવે તેને*ફરી, તું નમજે, યોગિથી જે પૂજાતાં;
જેને જોતાં ટળિ જઈ બધાં પાપ, આસ્થાળુઓની,
થાયે મુકિત શિવગણ પદે, દેહ છોડયા પછીથી. ૫૮

આ શ્લોકના ઉત્તરાર્ધમાં એક બોધક અર્થાન્તરન્યાસ અલંકાર છે. મેઘ અત્યંત ઉચે છે છતાં તેને મારવાને માટે ઠાલા કુદકા મારતાં શરભ પ્રાણિઓ પોતાનાં અંગ ભાંગે છે–તે પ્રમાણે પોતાના ગજા ઉપરાંતના, તથા જેમાં કંઇ જ ફળ થવાનો સંભવ નથી, એવા ઠાલા પ્રયત્નો કરતાં કોણ હાંસીને પાત્ર નથી થતું ?

*પાઠાન્તર-કર્તા યત્નો ફળ વગરના હાંસિ ના થાય કોની ?

શ્લોક ૫૮—પુનિતપગલાં=હરદ્વારની પાસે હરકપાયરી નામે સ્થાન છે તે આ હશે. અહિંઆં શંભુનાં પગલાં છે અને તે મહા પવિત્ર સ્થાન ગણાય છે. શંભુરહસ્યમાં આ સ્થાનને શ્રીચરણન્યાસ કહે છે.

**ભાવે તેને ફરી**–ભાવથી તેની પ્રદક્ષિણા કરીને. આ પવિત્ર શંભુનાં પગલાંનાં દર્શન કર્યાથી શ્રદ્ધાવાન્ લોકો દેહમુકત થયા પછી મુક્તિ મેળવી શિવના ગણના પદને પામે છે. શ્રદ્ધાયુક્ત ભક્તિ વિના મુક્તિ નથી થતી. કહ્યું છે કે–

न काष्ठे विद्यते देवो न पाषाणे न कर्दमे ।
भावेषु वर्तते देवस्तस्माद्भावं न संत्यजेत् ॥

માટે હે મેઘ ! તું ભાવથી તેની પ્રદક્ષિણા કરી અભિવંદન કરજે, જેથી તારાં તમામ પાપ નષ્ટ થઇ જશે.

*પાઠાન્તર-પ્રણમી ફરજે.

પૂરાયેલા પવનથકિ જ્યાં વેણુ વાગે રસાળ,
ભેગાં થૈને ત્રિપુરજયનાં કિન્નરી ગીત ગાય;
† તેમાં તા'રો ધ્વનિ ગરજતાં, જેમ વાગે મૃદંગ;
વાદ્યો કેરો પશુપતિતણો, જામશે સર્વ રંગ. ૫૯
§ જોતો જોતો, હિમગિરિ તણા પ્રાન્તની આવી લીલા,
હંસદ્વારે, ભૃગુપતિતણી કીર્ત્તિના માર્ગમાં, જા;
પેસી વાંકો થઇ વિચરજે ઉત્તરે ક્રૌંચમાંથી,
શોભા પામી બલિદમનમાં વિષ્ણુના પાદજેવી. ૬૦

શ્લોક ૫૯—આ શ્લોકમાં, ભમરાઓએ કોરેલા સુકા વાંસમાં પવન ભરાવાથી પર્વતોમાં વાંસળીના જેવા ધ્વનિ સંભળાય છે તેનું મનોહર વર્ણન છે. આ વાંસળીના જેવા વાંસના મધુર શબ્દો સાથે મળીને કિન્નર લોકની સ્ત્રીઓ, શિવે ત્રિપુરાસુરને જીત્યો હતો તેના વિજયનાં ગીત ગાતી હશે એમ કહેવાનું તાત્પર્ય છે. આ વાંસળીના નાદ સાથે ગવાતાં ગાયનમાં હે મેઘ! ગિરિ ગુફાઓમાં પડઘા પામતી તારી ગર્જનારૂપી મૃદંગોથી શંભુના યશોગાનનો રંગ બરાબર જામી રહેશે. હિમાલય પર્વતમાં થતા આ કુદરતી સ્વરોનું કાલિદાસે ઘણે સ્થળે વર્ણન કર્યું છે. જુવો કુમાર સંભવ.

यः पूरयन्कीचकरन्ध्रभागान् दरीमुखोत्थेन समीरणेन
उद्गास्यतामिच्छति किंनराणां तानप्रदायित्वमिवोपगन्तुम् ॥

વળી રઘુવંશમાં પણ—

सकीचकैर्मारुतपूर्णरन्ध्रैः कूजद्भिरापादितवंशकृत्यम् ॥

† પાઠાન્તર વાગે જાણે, ધ્વનિ ગુજ થતાં કંદરામાં, મૃદંગ.

શ્લોક ૬૦—જોતો જોતો ઇત્યાદિ=હિમાલય પર્વતની આવી અનેક પ્રકારની કુદરતની લીલા જોતો જાતો તું તેને હંસદ્વારમાંથી ઓળંગી જજે.

§પાઠાન્તર-જા, હીમાદ્રિતટ સમિપની ન્યાળતો આગવી શોભા,
(અથવા) જોતો શોભા તટ સમીપની, તું હિમાદ્રિની જા;

હંસદ્વાર=કૈલાસથી દક્ષિણ તરફ આવવાને માટે હિમાલયના અગમ્ય પહાડમાંથી એક મોટું છિદ્ર પાડેલું છે જેને હંસદ્વાર અથવા ક્રૌંચરન્ધ્ર કહે છે. એક પુરાણકથા એવી છે કે ભગવાન્ શિવ પાસે ધનુર્વિદ્યા શીખ્યા પછી કાર્તિકસ્વામીની સાથે સ્પર્ધામાં પરશુરામે એક બાણ મારી હિમાલયના ઉંચા પહાડને માટિના પિંડની પેઠે આરપાર વિંધી નાખ્યો હતો અને ઉત્તરથી દક્ષિણ તરફ આવવાનો માર્ગ કરી આપ્યો હતો. આથી તેને પરશુરામના યશનો માર્ગ કહેલો છે.

જુવો મહાવીર ચરિત—

જેણે એકવીવાર મુગથી હણ્યા ક્ષત્રીયના વંશને,
જે વીરે કરી ક્રૌન્ચરંધ્ર ભ્રામમાં આણ્યા વળી હંસને—

વાયુપુરાણમાં, આ રંધ્ર કાર્તિકસ્વામિએ ઇન્દ્રની સાથે પોતાના બળની સ્પર્ધા કરતાં શક્તિના પ્રહારથી પાડયું હતું એમ લખેલું છે. જુવો મત્સ્યપુરાણ—

एतद्द्वारं महाराज मानसस्य प्रकाशते ।
वर्षमस्य गिरेर्मध्ये रामेण श्रीमता कृतम् ॥

પક્ષિ પણ ઓળંગી ન શકે એવાં હિમાલયનાં અગમ્ય શિખરોને વટાવી ન શકાવાથી માનસ સરોવરપર જનારા હંસો આ દ્વારમાંથી ઉત્તર તરફ ચાલ્યા જાય છે માટે એને હંસદ્વાર કહે છે. મહાભારતમાં આને ક્રૌંચગિરિ કહે છે જે મેરુથી ઉત્તર તરફ આવેલો છે એમ કહેવાય છે.

પેશી વાંકો થઇ ઇત્યાદિ—હે મેઘ ! તું કૈલાસ જવાને માટે વાંકો વળી લાંબો થઇ આ ક્રૌંચ માર્ગમાં પેશી ઉત્તરે જવા માંડીશ

જા કૈલાસે, સુરવધૂતણા સ્વચ્છ આદર્શ જેવા,
કીધા જેના, ઉચકી કરથી રાવણે સંધિ ઢીલા;
ઉંચાં ધોળાં કુમુદ સરખાં શિખરે ઘેરી આભ,
જાણે રાશિરૂપ થઈ રહ્યો, શંભુનો અટ્ટહાસ. ૬૧

ત્યારે બળિદમન વખતે લાંબા કરેલા ભગવાન વિષ્ણુના શ્યામ પગ જેવો શોભાયમાન દેખાઇશ.

ભગવાન્ વિષ્ણુએ વામન અવતારમાં બલિ નામના દૈત્યને એક પગથી પાતાળમાં ચાંપી દીધો હતો એ પુરાણવાર્તા સુપ્રસિદ્ધ છે.

શ્લોક ૬૧—સુરવધૂતણા=સુરવધૂઓ=દેવતાઓની સ્ત્રીઓ, તેમના સ્વચ્છ આદર્શ જેવા–સ્વચ્છ દર્પણ જેવા. આ કૈલાસનું વિશેષણ છે. બરફથી અત્યંત ધવલ દેખાતા કૈલાસને દેવસ્ત્રીઓનું દર્પણ કલ્પ્યો છે.

કીધા જેના ઇત્યાદિ=રાવણે જેને ઉચકી સાંધા ઢીલા કરી નાખેલા છે એવો કૈલાસ. પૂર્વે પોતાના ભાઇ કુબેર પાસેથી પુષ્પક વિમાન છિનાવી લેવાને માટે રાવણે અલકા ઉપર હુમલો કર્યો હતો અને કૈલાસને ઉંચકી અલકાનો નાશ કરવાનો પ્રયત્ન કર્યો હતો. રાવણના આવા પ્રયત્નથી કૈલાસ હાલી ગયો હતો. આ પુરાણકથાનું કવિએ અત્રે સૂચન કરેલું છે.

ઉંચાં ધોળાં=અત્યંત ઉંચાં ગયેલાં અને બરફથી નિરંતર ધોળાં દેખાતાં શિખરોથી આકાશને ઘેરીને ઉભેલો કૈલાસ જાણે શંકરના અટ્ટહાસનો મોટો ઢગલો થયો હોય તેવો દેખાય છે.

ધવળદંતની પ્રભાથી હાસ્યને કવિઓ ધવળરૂપે વર્ણવે છે.

ઉંચાં, ધોળાં, આકાશને ઘેરતાં શિખરો ઇત્યાદિથી કવિએ હિમાલયની ઉંચાઈ અને વિશાળતા દર્શાવી છે.

હોયે ધોળો જ્યમ, તરતનો હાથિનો દાંત વ્હેરેલો,
તેવો ગોરો ગિરિ, તું શિખરે બેસતાં મેશ જેવો;
શોભી રે'શે, બહુ નિરખવા યોગ્ય થૈ આંખઠારી,
જાણે ઉભા હલધર ખભે શ્યામળા વસ્ત્ર ધારી. ૬૨

*કાઢયાકેડે ભુજગવલયો, શંભુનો હાથ ઝાલી,
ક્રીડા શૈલે, કદિ વિચરતાં હોય ત્યાં ગૌરી ચાલી;
તો અગ્નોને જળ નવગળે તેમ તું ગોઠવીને,
થાજે અગ્રે મણિતટ જવા સારુ, સોપાનરૂપે. ૬૩

---

*શ્લોક ૬૨—હોયે ધોળો=અહિં કવિએ ઉંચે આકાશમાં પ્રસરતા કૈલાસને તાજા વેહેરી કાઢેલા હાથીના દાંતની સાથે સરખાવ્યો છે.

તું શિખરે=હે મેઘ! એ કૈલાસના શિખર ઉપર મેશ—કાજળના જેવા રંગનો તું બેઠીશ ત્યારે જાણે ગૌરવર્ણના હલધર—બળભદ્ર પોતાના ખભા ઉપર શ્યામ વસ્ત્ર ધરીને ઉભા હોય તેવો એ ગિરિ શોભી રહેશે. જુવો આજ વર્ણનની સંપૂર્ણ છાયા ભારવિના કિરાતાર્જુનીયમાં છે.

तमतनुवनराजिश्यामितोपत्यकान्तं,
नगमुपरिहिमानीगौरमासाद्य जिष्णुः ।
व्यपगतमदरागस्यानुसस्मार लक्ष्मी-
मसितमधरवासो बिभ्रतः सीरपाणेः

નિચેથી વિસ્તારવાળો અને આકાશમાં ઉંચે જતાં પાતળો પાતળો થતો, હાથના દાંત જેવો ઉજ્વળ કૈલાસ અને તેના ઉપર ચડતો શ્યામ વર્ણનો મેઘ, ઇત્યાદિ કવિની મનોહર કલ્પનાનું ખરું સ્વરૂપ, આપણે જાણે એનાથી પણ ઉંચેથી દૃષ્ટિ કરી નીચે જોઇએ છીએ એમ કલ્પિએ ત્યારેજ યથાર્થ રીતે સમજાશે.

---

શ્લોક ૬૩—ભુજગવલયો=શંકર હાથે સર્પનાં આભૂષણ પહેરે છે તે. પાર્વતીને આ સર્પના આભૂષણોથી બીતિ લાગે, તે

માટે પાર્વતીનો હાથ પકડતાં પહેલાં શંકર તે કાઢી નાંખે છે. આથી ગૌરીનું સ્ત્રીસ્વભાવને યોગ્ય મધુર ભીરુત્વ સૂચવ્યું છે અને શંકરની દેવીસેવાપરાયણતા બતાવી છે. ત્રિભુવન પતિ શંકર જેવા પણ જેની સેવામાં તત્પર રહે છે, એમ જણાવી અહિં કવિએ પાર્વતીનું અત્યંત સૌભાગ્ય દર્શાવ્યું છે.

શંભુનો હાથ ઝાલી–મૂળમાં શંભુના दत्तहस्ता–શંભુએ જેને પોતાનો હાથ (પકડવા) આપ્યો છે એવાં ગૌરી.

* આનું શબ્દશઃ ભાષાન્તર નીચે પ્રમાણે થાય છે પણ તે કંઈક શુષ્ક લાગે છે માટે ઉપર પ્રમાણે રાખ્યું છે.

**પાઠાન્તર–આપેલો લે શિવકર, કડાં સર્પનાં કાઢી નાખી.**

પર્વતમાં ચાલતાં રખેને ઠોકર વાગે એવા ભયથી શંભુએ આપેલા હસ્તનું અવલંબન કરી ગૌરી પગે ચાલતાં હોય, તો તું પગથીઆં રૂપે થજે એમ કહેવાનો ભાવ છે. પર્વત જેવા ઉંચા નીચા પ્રદેશમાં સંભાળતાં છતાં પણ સુકુમાર સ્ત્રીજાતિને સ્ખલન પામવાનો સંભવ રહે છે; તે વખતે તેમને આધાર અને આનંદરૂપ થઇ પડે તેમ પોતાના હાથનું અવલંબન આપવું, એ પુરુષની સ્ત્રી પ્રત્યેની કોમળવૃત્તિ અને ફરજ છે.

**ક્રીડાશૈલે**=ક્રીડા કરવાના પર્વત ઉપર

**તો તું અક્ષ્ણા જળ નવ ગળે**=હે મેઘ! જો તું આ પ્રમાણે ગૌરીને ચાલતાં જુવે, તો તારાં વાદળાંને પાણી ન ઝરી જાય તેમ, પગથીઆંની પેઠે બરાબર ગોઠવીને એમને માર્ગની અનુકૂળતા કરી આપી એમની સેવા બજાવજે, આમ કરવાથી શંકર પાર્વતીના પગનો સ્પર્શ પામતાં તું તારા જન્મનું સાફલ્ય પામીશ એવો ધ્વનિ છે.

**સોપાન**=પગથીઆં.

**મણિતટ**=ક્રીડા પર્વતપર બાંધેલા સ્ફટિક, મણિ ઇત્યાદિના જુદા જુદા વિભાગ.

સ્ત્રી જેવી સુકુમાર જાતિ પ્રત્યેના આ મૃદુ વિનયનું માત્ર પાશ્ચાત્ય પ્રજા અભિમાન લઇ શકે તેમ નથી આપણામાં સ્ત્રી જાતિ પ્રત્યે કોમળ વૃત્તિઓ, પ્રેમ અને સન્માન આગળના સદ્દભાગી કાળમાં પશ્ચિમની પ્રજાઓના કરતાં કંઇ ઉતરતાં ન હતાં. આના દાખલાઓ મહાભારત આદિ ગ્રંથોમાથી અને દેશમાંના પ્રચલિત વ્યવહારને, મનોહર કાવ્યોમાં સૂચનરૂપે દર્શાવનાર કાલિદાસનાં કાવ્યોમાંથી જડી આવે છે.

આ શ્લોકના પ્રથમ પદમાં 'ઉતારીને ભુજગ વલયો' એ પણ શંકરની પાર્વતી પ્રત્યેની આવી જ લાગણી ધ્વનિત કરે છે.

જુઓ રઘુવંશ સર્ગ પહેલો. જ્યાં દીલીપ રાજા પોતાની રાણીને રથમાંથી ઉતારે છે.

अथ यन्तारमादिश्य धुर्यान्विश्रामयेति सः ।
तामवारोहयत्पत्नीं रथादवततार च ॥

પાશ્ચાત્ય દેશોમાં આ રિવાજ એક સાર્વજનિક વિનયરૂપે પ્રવર્તે છે, પછી પ્રીતિ, કોમળ લાગણી, પરિચય, વગેરે હો કિંવા ન હો. આપણામાં તો જ્યાં એ સુકુમાર ભાવો અને ગાઢ પરિચય હોય ત્યાં આવો વિનય બહુધા પ્રિયજન પ્રત્યે જ દર્શાવવામાં આવતો, પરંતુ હાલ તો દેખાદેખીથી એનું શુષ્ક અનુકરણ જ્યાં ત્યાં થતું જોવામાં આવે છે.

સ્નેહ અને અત્યંત પરિચય વિના આવો વિવેક ભાગ્યે જ આપણામાં વપરાયલો જોવામાં આવે છે વિક્રમોર્વશીયમાં રાજાને અને ઉર્વશીને પરસ્પર ગુપ્ત પ્રેમ છે છતાં જ્યાં ઉર્વશી રથમાંથી ઉતરે છે ત્યાં રાજા માત્ર રથ થોભાવવાનું જ કહે છે, પણ આવો કંઇજ વિનય નથી દર્શાવાતો, કારણ કે એ બન્ને હજી અહિત જેવાં છે. અંક પહેલો-વિક્રમોર્વશીય.

કાઢી ધારા જળની, ઘસીને કંકણોકેરી ધારા,
કરશે તારો સુરયુવતિઓ, સ્નાન માટે ફુવારો;
ગ્રીષ્મે પામી રમતી તુજશું, એમ જાવા ન દેતો,
કર્જે સૌને ભયભીત, કરી પ્રૌઢ તું ગર્જનાઓ. ૬૪
*સોનાકેરાં કમળથી ભર્યું માનનું વારિ પીતો,
ત્યાં તું ઐરાવતની સુંઢના વસ્ત્રરૂપે સુહાતો; ×
વાયુ પ્રેરી હલવી કુંપળો, વસ્ત્રશી, કલ્પવૃક્ષે,
+ચેષ્ટા એવી વિવિધ કરતો મ્હાલજે એ નગેન્દ્રે. ૬૫

શ્લોક ૬૪—કાઢી ધારા ઇત્યાદિ—હે મેઘ ! તું જલપૂર્ણ છે, તેથી પોતાનાં કંકણોની ધારો—અણીઓ, અથવા કંકણોમા જડેલાં રત્નોની અણીઓ, તારા અંગપર ઘસીને અર્થાત્ તે વડે તારા અંગમાં છેદ પાડીને; અંદરથી જળની ધારાઓ કાઢીને—

સુરયુવતીઓ=શિવપૂજન અર્થે અથવા વિહારાર્થે કૈલાસમાં આવેલી દેવતાઓની યૌવનોન્મત્ત સ્ત્રીઓ, સ્નાન માટે તને ફુવારો બનાવશે અર્થાત્ ગ્રીષ્મના અંતમાં તું ત્યાં જાય છે તેથી પોતાના અંગનો તાપ શમાવવાને માટે તારા અંગમાંથી ઉપર કળા પ્રમાણે ધારાઓ ઉરાડી તેઓ સ્નાન કરશે—

અહિં ફુવારો જેને આપણે ઇંગ્રેજીમાં શાવરબાથ કહીએ છીએ, એ અર્થમાં છે—જુવો.

शिलाविशेषानधिशय्य निन्युर्धारागृहेष्वातपमृद्धिमंतः—રઘુવંશ.

જુવાન સ્ત્રીઓમાં આવી ચેષ્ટાઓ કરવાની સ્વાભાવિક ટેવ હોય છે, માટે હે મેઘ ! તારી સાથે આમ વિનોદમાં પડે અને તને જવા ન દે, તો તું એમને ભયંકર ગર્જનાઓ કરી બીવડાવી નસાડજે. અહિં ગર્જનાથી ડરી જવારૂપ સ્ત્રીઓના મનની સ્વાભાવિક કોમળતા બતાવી છે.

શ્લોક ૬૫—માનનું—માન સરોવરનું. આ માનસરોવરમાં

જાણે એને પિઉસમ ગણી, બેઠી ઉત્સંગ આવી,
ગંગારૂપી સરિ સરિ જતું કીજળુ વસ્ત્ર ધારી,
જાણી લેશે નગરી અલકા યક્ષની એ અમારી,
તાની દષ્ટે સહજ પડતાં, મેઘ ! તું કામચારી.

---

સોનાનાં કમળ થાય છે, એવું પરંપરાથી માનવામાં આવે છે. ઐરાવત–ઇન્દ્રનો હાથી. તેના મુખના ઢાંકણરૂપ થતો મેઘ.

કલ્પવૃક્ષે–ઇચ્છા પ્રમાણે ફળ આપનાર વૃક્ષ–કલ્પવૃક્ષ ઉપર ઝુલી રહેલી કોમળ, કુંપળોને રેશમી વસ્ત્ર પેઠે ઝુલાવતો.

*પાઠાન્તર–સોના પદ્મો પ્રસવતું રૂડું માનતું વારિ પીતો.
+સુંઢની ઝૂલરૂપે સુહાતો.

રેશમની ધ્વજા પતાકાઓ હોય તેવાં કલ્પવૃક્ષનાં કિસલયો ઝુલી રહેવાથી; અલકામાં પ્રવેશ કરતાં જાણે તારા સન્માનને માટે કુદરતી વાવટાઓ બાંધ્યા હોય તેવી શોભા થઇ રહેશે, એમ કહેવાનું તાત્પર્ય છે જુવો કુમારસંભવમાં પણ એવો જ ભાવ કાલિદાસે દર્શાવેલો છે.

यत्र कल्पद्रुमैरेव विलोलविटपांशुकैः । गृहयंत्रपताकाश्रीरपौरादरनिर्मिता ॥

હે મેઘ ! આ પ્રમાણે વિવિધ શોભા જોતો અને નાના પ્રકારની ચેષ્ટા કરતો તું એ પર્વતમાં મદાલજે–ઇચ્છા પ્રમાણે વિહાર કરતો ફરજે. મિત્રના ઘરમાં ઇચ્છા પ્રમાણે સ્વતંત્રતાથી ફરવું હરવું એ જ મૈત્રીનું ફળ છે. કૈલાસ યક્ષને રહેવાનો પ્રદેશ હોવાથી મિત્રનું સ્થાન ગણાય, અથવા તો મેઘને અને પર્વતને સહજ મૈત્રિ હોવાથી પણ મિત્રનું સ્થાન કહેવાય, માટે ઉભયપક્ષે એ સ્થાનમાં તારે યથેચ્છ વિહાર કરવામાં સંકોચ રાખવો નહીં.

+પાઠાન્તર–માણજે એવી વિવિધ રિતની ક્રીડાઓ એ નગેન્દ્રે.
(અથવા) ક્રીડા એવી વિવિધ કરતો માણજે એ નગેન્દ્રે.

ઉંચા ઉંચાં ભવન શિખરે, એ પુરી મેઘકાળે,
વારિબિન્દુથકી નિગળતાં, અભ્રનાં વૃન્દ ધારે;
તે શું જાણે પ્રિયતમ તણા, આવીને અંક માંહે-
મોતી સેરો ગુંથિ અલકમાં, કામિની બેઠી હોયે. ૬૬

શ્લોક ૬૬—આ શ્લોકમાં કૈલાસના ખોળામાં આવી રહેલી અલકાનગરીનું કવિ વર્ણન કરે છે અને અહિં પૂર્વમેઘ પૂરો થાય છે. હવે યક્ષ પોતાની અલકા નગરીનું વર્ણન મેઘને સંભળાવે છે અને છેલ્લે પોતાની પ્રિયાને કહેવાનો સંદેશો કહે છે.

અહિં ઉંચા અને ગૌરવર્ણના કૈલાસને કવિએ પ્રિયતમ કલ્પ્યો છે અને તેના ઉત્સંગમાં બેઠેલી અલકાને તેની નાયિકા કલ્પેલી છે. પાસે સ્વચ્છ રૂપેરી જળનો સર સર કરતો ગંગાનો પ્રવાહ વહ્યો જાય છે, તે પ્રિયતમના સ્પર્શને લીધે રસલીનતાથી જાણે આપોઆપ સરી પડતું અલકારૂપી નાયિકાનું ધવલ રેશમી વસ્ત્ર હોય તેવો દેખાય છે. અત્યંત ઉંચાં મહેલોનાં શિખર એના મસ્તકરૂપે છે, શ્યામ વર્ણનાં મેઘનાં ટોળાં એના અલક-અંબોડાને ઠેકાણે છે અને તેમાંથી ખરતાં સ્વચ્છ વૃષ્ટિનાં બિન્દુઓ કાળા કેશમાં ગુંથેલી મોતીની સેરોરૂપે છે.

જેમ કોઇ વિલાસિની કામિની, ધવલ સાડી પહેરી કેશમાં મોતીની સેરો ગુંથી પ્રિયતમના ખોળાને શોભાવતી બેઠી હોય, તેમ મેઘમાળારૂપી અંબોડામાં મોતી જેવાં જળ બિંદુની હારોની હારો ગુંથી, કૈલાસરૂપી પ્રિયતમના ખોળાને અલકા સુહાવે છે.

આવો નેત્રાનંદ આપતો પ્રિય અને પ્રિયતમાનો મનોહર સંયોગ જોતાં, હે કામચારિ-ઇચ્છા પ્રમાણે ગમન કરનાર અને વિષયરસિક મેઘ! તું સહજ જાણી શકશે કે, એ અમારી અલકાનગરી છે, એમ કહેવાનો હેતુ છે.

કાલિદાસનાં અત્યંત રમણીય વર્ણનોમાંનું આ વર્ણન કવિની સર્વાંગ રમણીય કલ્પનાશક્તિનો નમુનો છે.

મેઘને માર્ગનું સૂચન કરી રહ્યા પછી અલકામાં તેને પ્રવેશ કરાવતાં કવિએ, પ્રિયતમના ખોળામાં બેઠેલી અલંકૃત કામિનીનો ભાસ કરાવી, યક્ષનો તેની પ્રિયાની સાથે ભવિષ્યમાં થનારો સંયોગ સૂચવતું આ મંગળાચરણ કર્યું છે.

આ શ્લોકનું ચાર પદમાં ભાષાન્તર નીચે પ્રમાણે છે. જેને એ ઠીક પડે તેણે એ વાંચી લેવું.

ખોળે તેને પ્રિયગણી, સર્યું વસ્ત્ર ગંગાનું ધારી.
બેઠેલી તું, નગરી અલકા જાણશે કામચારી,
જે વર્ષામાં જળ ટપકતાં, મ્હેલથી અભ્ર ધારે,
મોતી સેરો ગુંથતી અલકે, કામિની શી સુહાવે.



# मेघदूत.

## उत्तरमेघ.

તું વિદ્યુત્વાન્, લલિત વનિતાવૃંદથી એ ભરેલા,
તા'રે જેવું સુરધનુ, રુડાં ચિત્ર ત્યાં ચીતરેલાં;
તા'રી જેવી ગભિર મધુરી થાય છે ગર્જનાઓ,
સંગીતોમાં ધિધિ ધિધિ રુડી વાગતી ત્યાં મૃદંગો.
છે આ તા'રી વિષદ જળથી વાદળીઓ ભરેલી,
તેવી ત્યાં છે મણિમય ભૂમિ, નિર્મળા કાચ જેવી;
તું છે ઊંચો, શિખર થકી એ આભને થોભ દેતા,
એવા તા'રી સરસઇ કરે તેમ છે મ્હેલ એના. ૧

---

શ્લોક ૧—આ શ્લોકમાં કવિ અલકાના મહેલોનું અને મેઘનું સરખાપણું બતાવે છે.

તું વિદ્યુત્વાન્-હે મેઘ-તું તારી પાસે ચમકતી વિદ્યુત્વાળો છું, તો ત્યાંના મહેલોમાં લલિત-રૂપ વેશ વિલાસાદિથી મધુર તથા વિદ્યુત્ના જેવી કાન્તિવાળી સેંકડો યક્ષની સ્ત્રીઓ સંચરી રહી છે-યક્ષસ્ત્રીઓ અત્યંત સુંદર હોવાથી આમ કહ્યું છે.

તારે જેવું સુરધનુ-તારી પાસે જેમ વિવિધ મનોહર રંગવાળું ઇન્દ્ર ધનુષ છે, તેમ ત્યાં વિવિધ રંગનાં સુંદર ચિત્રો ચિતરેલાં છે.

તારી જેવી-હે મેઘ! તું જેમ મધુર ગર્જનાઓ કરે છે તેમ ત્યાંના મહેલ, સંગીતમાં મધુર ગંભીર નાદથી વાગતી મૃદંગોવડે ગાજી રહેલા છે. યક્ષ કિન્નરના નિવાસને લીધે ત્યાં નિરંતર નૃત્ય ગીત વાદ્યના પ્રયોગો ચાલી રહેલા હશે એમ કહેવાનું તાત્પર્ય છે.

જુવો કુમારસંભવમાં ઓષધિપ્રસ્થના વર્ણનમાં એવોજ ભાવ.

शिखरासक्तमेघानां व्यज्यन्ते यत्र वेश्मनाम् ।
अनुगर्जितसंदिग्धाः करणैर्मुरजस्वनाः ॥ सर्ग. ६

સ્પર્ધા કર્તા રવિહયતણી, અશ્વ જ્યાં શ્યામવર્ણા,
તા'રા જેવા મદગળ ઉંચા હસ્તિઓ, પ્હાડ જેવા;
જ્યા છે મોટા સુભટ, લડતા જેહ લંકેશ સાથે,
લાજે જેના ભૂષણ નિરખી, ઘા પડ્યા ચંદ્રહાસે. ૨

છે આ તારી–જેમ વિશદ–સ્વચ્છ જળથી ભરેલી આ તારી વાદળીઓ શોભા રહે છે તેમ ત્યાં સ્વચ્છ કાચ ઢાળ્યા હોય તેવી મણિજડિત ભૂમીઓ શોભી રહી છે.

તું છે ઉંચો–મેઘ! તું ઘણો ઉંચો છે તો તે મહેલો પણ આભને– આકાશને થોભ–ટેકો આપે તેટલા ઉંચા છે.

આ પ્રમાણે તારી સાથે સર્વ રીતે સરસાઇ કરે એવા અલકાના મહેલો છે.

---

શ્લોક ૨—સ્પર્ધા–સરસાઇ. રવિહય=સૂર્યના ઘોડાઓની સાથે હરીફાઇ કરે તેવા જ્યાં શ્યામ–કાળા વર્ણના ઘોડાઓ થાય છે.

મદગળ=જેમના લમણામાંથી મદ ટપકે છે એવા

તારા જેવા–અર્થાત્ તારા શ્યામવર્ણ જેવા વર્ણવાળા અને તારા એટલે મેઘના જેવા પ્રૌઢ કદવાળા હસ્તિઓ જ્યાં છે.

મોટા સુભટ–મોટા મોટા યોદ્ધાઓ–જે લંકેશ–રાવણ સાથે યુદ્ધ કરતા હતા આ શબ્દથી ત્યાંના યોદ્ધાઓનું રાવણ જેવા ત્રિભુવનને જીતનારની સાથે યુદ્ધ કરવાનું સામર્થ્ય બતાવ્યું છે. ઘા પડ્યા ચંદ્રહાસે–જે યોધાઓનાં અંગ ઉપર, રાવણની તરવાર જેનું નામ ચંદ્રહાસ હતું, તેનાથી પડેલા ઘાથી તેમનાં અંગપરનાં ભૂષણ પણ લાજે છે. અર્થાત્ તેવા યોદ્ધાઓના શરીર ઉપર યુદ્ધમાં પડેલા ઘા તેમનાં ભૂષણો કરતાં પણ વધારે શોભાયમાન દેખાય છે. લડાઇમાં પડેલા ઘા શૂરાઓનાં શરીરને શોભાવનાર છે, ભૂષણો નહી–આથી તેમના યુદ્ધ કરવાના શૌર્યની પ્રશંસા કરી છે–કહ્યું છે કે–

क्षताः किल विराजन्ते शूराधरपयोधराः

હસ્તે લીલાકમલ, અલકે કુન્દનાં પુષ્પ નાનાં,
ભાસે લોધ્રપ્રસુનરજથી પાંડુ શોભા મુખે જ્યાં;
અંબોડામાં કુરવક નવાં; ચારુ કાને શિરીષો,
ધારે સેંથે તુજથાક ઉગ્યાં નીપ પુષ્પો વધૂઓ. ૩

શૂરવીર પુરુષ, સ્ત્રીઓના અધર અને સ્તન એ ક્ષતથી-ઘાથી, નખ અને દંતના દંશથી-વિશેષ શોભાયમાન લાગે છે. ઉજ્જયિનીના વર્ણનમાં રાવણુની સાથે યુદ્ધકર્તા યોધાઓનું આ શ્લોકમાં વર્ણન આપેલું છે, એમ માનતાં તે અસંબદ્ધ લાગે છે, કારણકે ઉજ્જયિનીને રાવણ સાથેનો કંઇપણ ઐતિહાસિક સંબંધ નથી.

વલ્લભ, સારોદ્ધારિણી-પાર્શ્વાભ્યુદય, ભરત, સનાતન આદિ નવ દશ ટીકાકારો અને મી૦ વિલસન તથા બીજી હસ્તલિખિત પ્રતોમાં આ શ્લોક અલકાના વર્ણનમાં આપેલો છે અને તે યોગ્ય લાગે છે. ઉજ્જાયનીનો રાવણ સાથે ઐતિહાસિક સંબંધ નથી પણ અલકાનો છે; કારણકે કુબેર પાસથી પુષ્પક વિમાન લેવાને માટે રાવણે કૈલાસપર હલ્લો કર્યો હતો તે વખતે તેની સાથે યુદ્ધ કરનારા યોધાઓ હજી અલકામાં છે એવું કવિનું સૂચન છે. જુવો કૈલાસના વર્ણનમાં કવિએ કહ્યું છે કે-

ઢીલા જેના કરથી ઉંચકી રાવણે સાંધ ઢીલા.

જુવો કુમાર સંભવ. સર્ગ ૮. આમાં રાવણથી ભય પામેલાં પાર્વતીને માટે કવિ કહે છે કે.—

रावणध्वनितभीतया तया कंठसक्तमृदुबाहुबंधनः

વળી હસ્તીઓ અને ઉત્તમ અશ્વો પણ અહિં થાય છે. જુવો जितसिंहभया नागाः। यत्राश्वा बिलयोनयः કુમાર-સર્ગ-૬.

આથી આ શ્લોક ઉત્તરમેઘમાં જોઇએ. મેં આધાર તરીકે લીધેલી મૂળ પ્રતમાં એ પૂર્વ મેઘમાં છે તે ઠીક નથી, માટે અહીં મુકયો છે.

શ્લોક ૩—આ શ્લોકમાં કવિ, અલકાની સુંદરીઓનો પુષ્પ શણગાર વર્ણવે છે. બીજા દેશોની પેઠે જુદી જુદી ઋતુઓમાં જુદાં

જુદાં પુષ્પો અહિં થતાં નથી, પરંતુ સર્વે ઋતુઓ પોતાના ક્રમ તજી દરેક ઋતુમાં સર્વે ઋતુઓનાં ફળ પુષ્પ આપે છે. આથી એ પ્રદેશનું દૈવભૂમિત્વ દર્શાવ્યું છે.

મેઘ અલકામાં જાય છે તે વર્ષા સમય છે છતાં તે વખતે ત્યાંની સ્ત્રીઓ છએ ઋતુઓમાં ઉત્પન્ન થતાં જુદી જુદી જાતનાં પુષ્પોનાં આભરણો ધારે છે, જેનું કવિ નીચે પ્રમાણે વર્ણન કરે છે.

**હસ્તે લીલા કમળ**–ત્યાંની સ્ત્રીઓ હાથમાં વિલાસ માટે કમળો રાખે છે. કમળ એ શરદ્‌ઋતુનું પુષ્પ છે. ( शरत्पंकजलक्षणा ) આ એક સ્ત્રીઓનો સ્વાભાવિક વિલાસ છે. જુઓ કુમાર સંભવ–

लीलाकमलपत्राणि गणयामास पार्वती—વળી

रजोभिरंतः परिवेषगान्धि लीलारविन्दं भ्रमयांचकार–રઘુવંશ–સર્ગ ६

**અલકે**–કેશમાં કુન્દનાં તાજાં પુષ્પ–નવાં ખીલતાં, અર્થાત્ અત્યંત ખીલવાથી પરિપક્વ નહિં થયેલાં, આ શિશિરમાં પરિપક્વ દશાને પામનારાં પુષ્પ છે, છતાં હેમન્તમાં નવો ફાલ આવતો હોવાથી હેમન્તનું સૂચન કરતાં કવિએ બાળકુન્દ=નાનાં કુંદ એમ લખ્યું છે.

જુઓ, भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारम्. શાકુન્તલ.—

**ભાસે લોધ્રપ્રસુનરજથી**–લોધ્રપ્રસુન=લોધ્રનાં પુષ્પોની રજથી –જ્યાં લોધ્ર કુસુમોની રજવડે સ્ત્રીઓના મુખ ઉપર પાંડુ–સુવર્ણના જેવી કંઇક પીળાશ મારતી શોભા દેખાય છે. લોધ્રનો પીળો પરાગ છાંટવાથી મુખસૌન્દર્ય વિશેષ મોહક થાય છે. જુવો કુમારસંભવ–

कर्णार्पितो लोध्रकषायरूक्षे गोरोचनापत्रनितान्तगौरे ॥

આ લોધ્ર કુસુમો **શિશિરમાં** ઉત્પન્ન થાય છે. તે પીળા–જાંખા પીળા રંગના અને પુષ્કળ પરાગ–રજથી ભરેલાં હોય છે—

**અંબોડામાં કુરવક નવાં**–અંબોડામાં નવાં તાજાં કુરવક પુષ્પ પહેરે છે. આ વસંતમાં ઉત્પન્ન થતાં પુષ્પો છે–જુવો વસંત વર્ણન.

मधुलिहां मधुदानविशारदाः कुरवका रवकारणतां ययुः રઘુવંશ–સર્ગ ૯

વિક્રમોર્વશીયના વસંતવર્ણનમાં પણ–अग्रे स्त्रीनखपाटलं कुरवकं श्यामं द्वयोर्भागयोः ।

જ્યાં માતેલા મધુકર તણાં ગૂંજથી ગાજી રે'તાં-
આપે વૃક્ષો સકળ ઋતુમાં, પુષ્પ તાજાં ખિલેલાં;
હંસ શ્રેણી તણી ઝમકતી મેખલાથી સુહાતી,
અર્પે છે જ્યાં કમલિની રુડાં પદ્મ, નિત્યે વિકાસી.
કેકા શબ્દો કરિ કરિ, કળાધારી નાચે મયૂરો,
જ્યાં જ્યોત્સ્નાથી તમ ટળિ જતાં રમ્ય લાગે પ્રદોષો. ૪

---

ચારુ કાને શિરીષો=ચારુ સુંદર; કાનમાં શિરીષનાં પુષ્પો. આ પુષ્પ અત્યંત નાજુક હોય છે. મધ્યમાંથી લાંબા લટકતા નાજુક રેષા અને તેને છેડે ઝીણી ઝીણી પાંખડી હોવાથી તે લોલકની પેઠે ઝુલ્યા કરે છે. વિલાસિની સ્ત્રીઓનું આ કાનનું આભૂષણ છે અને એની ઉત્પત્તિ ગ્રીષ્મ ઋતુમાં થાય છે. જુવો શાકુન્તલમાં ગ્રીષ્મ-વર્ણન અંક ૧.—अवतंसयन्ति दयमानाः प्रमदाः शिरीषकुसुमानि

अमी शिरीषप्रसवावतंसाः प्रभ्रंशिता वारिविहारिणीनाम् ॥ રઘુવંશ—

ધારેસે'થે=સે'થામાં—તુજથકી ઉગ્યાં—મેઘથી, મેઘ સમયથી ઉગેલાં અર્થાત્ વર્ષાકાળમાં ઉત્પન્ન થયેલાં નીપ પુષ્પો—કદંબનાં પુષ્પો. સ્ત્રીઓ ધારણ કરે છે. જુવો, રઘુવંશ.

गन्धश्च धाराहतपल्वलानां कदम्बमर्धोद्गतकेसरं च ॥

પ્રકૃતિથી જ સુકુમાર શરીરવાળી ચતુર સુંદરીઓને સુવર્ણાદિનાં આભૂષણો કરતાં પુષ્પના અલંકાર ઉપર વિશેષ રુચિ હોય છે. આથી ત્યાંની પૌરસ્ત્રીઓનુ નાગરિકત્વ બતાવ્યું છે અને તે પદ્મિની લક્ષણ પણ ગણાય છે. મી૦ વિલસન લખે છે કે, સ્ત્રીસૌન્દર્યની શોભા વધારનાર આ સુંદર કુદરતી ભૂષણોને પૂર્વ તરફની સ્ત્રીઓ પોતાના અલંકારોમાં આગળ પડતું સ્થાન આપે છે, એ તેમનો સારો અને ઘણા ઉંચા પ્રકારનો શોખ બતાવી આપે છે, જે જોતાં આનન્દ થયા વિના રહેતો જ નથી.

---

શ્લોક ૪—જ્યાં માતેલા મધુકરતણાં—ત્યાં—અલકામાં, માતેલા—પુષ્પનું મધ પીવાથી ઉન્મત્ત થયેલા, મધુકર—ભમરાઓનાં

આનંદાશ્રુ વગર, નયને આંસુ હોયે ન બીજાં,
બીજો તાપ સ્મરવિણુ નથી, જે શમે પ્રેમી જોતાં;
જ્યાં છે માત્ર પ્રણય કલહે, રૂષણામાં વિયોગ,
યક્ષો.ને જ્યાં નથિ વય બિજું, માત્ર તારુણ્ય એક. ૫

---

વૃન્દ—ટોળાંના ગુંજારવથી ગાજી રહેતાં વૃક્ષો, દરેક ઋતુમાં પુષ્પ આપે છે. અર્થાત્ વૃક્ષો નિરંતર પુષ્પના ફાલથી ફાલી રહેલાં હોય છે; એમને ઋતુઓના નિયમની જરૂર રહેતી નથી.

હંસશ્રેણી—હંસની પંક્તિઓ, કલરવ કરતા હંસોની પંક્તિઓને અહિં વાગતી મેખલારૂપે વર્ણવી છે. કમલિનીઓ નિત્ય પ્રફુલ્લિત થયેલાં પદ્મો આપે છે, તેથી હમેશાં હંસની હારોની હારો કલરવ કરતી તેની આસપાસ બેસી રહે છે.

કેકા—મયૂરોના ટુહુકારને કેકા શબ્દ કહેવાય છે. અહીં અલકામાં મયૂરોનાં ટોળાં સર્વદા સુંદર પિચ્છથી શોભતાં હોય છે, અને નૃત્ય કરતાં કેકા શબ્દથી ઉપવનો ગજાવી મૂકે છે; તે માત્ર વર્ષામાં નહિ પણ પ્રત્યેક ઋતુમાં.

જ્યાં જ્યોત્સ્નાથી—ભગવાન્ શંભુ, પાસેના ઉપવનમાં રહે છે, તેથી તેમની જટાના ચંદ્રથી અલકામાં કૃષ્ણપક્ષ છેજ નહીં. સર્વદા શુકલપક્ષ અજવાળીયુંજ રહે છે.

---

શ્લોક ૫—આનંદાશ્રુ વગર=જ્યાં અલકામાં માત્ર આનંદનાંજ આંસુ જોવામાં આવે છે, બીજાં એટલે શોકનાં આંસુ કોઇ પણ પ્રસંગે જોવામાં આવતાં નથી. અર્થાત્ ત્યાં આનંદ માત્ર જોવામાં આવે છે, શોકનો સંભવજ નથી.

બીજો તાપ=સ્મરવિણુ—કામદેવના તાપ વગર જ્યાં બીજા કોઇ પણ પ્રકારનો તાપ જોવામાં આવતો નથી. જે કામતાપ, પોતાનાં પ્રિયજનને મળતાં આપોઆપ શમી જાય છે. અર્થાત્ વ્યાધિ દારિદ્ર આદિનો સંતાપ ત્યાં જોવામાં આવતો નથી.

જેમાં યક્ષો સ્ફટિકથિ જડી સ્વચ્છ બેસી અગાશી,–
તારાબિંબે કુસુમિત થતી, નારીઓ લૈ વિલાસી;
સેવે પ્રીતે, રતિફળ મધુ કલ્પવૃક્ષે દિધેલો,
તા'રા ધીરધ્વનિથિ ગરજ્યે ધીરી ધીરી મૃદંગો. ૬

જ્યાં છે માત્ર પ્રણય કલહે–પ્રણયકલહે–પ્રેમના મધુર કલહ વખતે જ માત્ર રૂષણામાં વિયોગ જોવામાં આવે છે. પ્રેમથી લાડીને રીસાતી સુંદરીઓ માત્ર રૂષણું લેતાં જ વિયોગ અનુભવે છે, અન્ય કારણથી નહીં.

યક્ષોને જ્યાં–યક્ષોને માત્ર તારુણ્ય–તરુણપણું–યૌવન એ જ વય છે, વૃદ્ધાવસ્થા નથી. અર્થાત્ સર્વદા તેઓ સ્થિરયૌવન ભોગવે છે. આ જ જાતના ભાવને માટે જુવો–

यौवनान्तं वयो यस्मिन्नन्तकः कुसुमायुधात् ।
रतिखेदसमुत्पन्ना निद्रा संज्ञा विपर्ययः–કુમારસંભવ–સર્ગ ૬.

શ્લોક ૬—જેમાં યક્ષો ઇત્યાદિ–સ્ફટિકથી જડી–જેની જમીન ઉપર સ્ફટિક મણિ જડેલા છે એવી, સ્વચ્છ નિર્મળ અગાશીઓમાં બેશીને. તારા બિંબે–જમીનમાં સ્ફટિક જડેલા હોવાથી રાત્રિએ તારાબિંબથી–આકાશના તારાઓનાં તેમાં પ્રતિબિંબ પડવાથી.

કુસુમિત થતી–હજારો તારાઓનાં પ્રતિબિંબ પડવાથી જાણે તેમાં કુસુમો વેર્યાં હોય તેવી લાગતી. આ અગાશીઓનું વિશેષણ છે.

નારીઓ લઇ વિલાસી–વિલાસવતી સ્ત્રીઓને સાથે રાખીને. મદ્યપાન સમયે સ્ત્રીઓ સમીપ હોવાથી તેમના હાથથી અપાયેલું મદ્ય વિલાસીઓને વિશેષ ઉન્માદક અને પ્રિય લાગે છે. સેવે પ્રીતે–પ્રેમથી સેવે છે; પીએ છે. રતિફળમધુ–રતિ–કામક્રીડા–એ જ જેનું ફળ છે એવું મધુ મદ્ય. અર્થાત્ કેફને લીધે ઉન્મત્ત કરવું, લજ્જા વગેરેને દૂર મૂકાવવું અને ભોગમાં તલ્લીન કરવું મદ્ય–દારૂ જેને રતિફલમધુ કહેવામાં આવે છે, તે કામોદ્દીપક, શીતલ અને મધુર ગણાય છે. જુવો—

જ્યાં, ગંગાના જળથકિ શિળા વાયુને સેવી સેવી,*
મંદારોની, તટપર ઉગ્યાં, શીળી છાયે રમંતી,
શોધી કાઢે મણિ, કનકની રેતિમાં ઢાંકી ઊંડાં,
યાચે જેને અમર, કુટડી યક્ષની એવી કન્યા. ૭

---

इत्थं चेन्मधुपुष्पमंग्युपाचितं पुष्पद्रुमूलावृतं
क्वाथेन स्मरदीपनं रतिफलाख्यं स्वादु शीतं मधु–મહિશાર્ણવમાં.

કલ્પવૃક્ષે દિધેલો–કલ્પવૃક્ષનાં પુષ્પમાંથી બનાવેલો. કલ્પવૃક્ષ–ઇચ્છાનુકૂળ વસ્તુઓ આપી શકે એવું આ દેવવૃક્ષ છે તેણે અર્પેલો. આ મદ્યનું વિશેષણ છે.

તારા ધીર ધ્વનિશિ=હે મેઘ! તારા ધીર ધ્વનિશિ–તારી ગંભીર ગર્જના જેવી ધીરી ધીરી મૃદંગો ગાજ્યે–ગર્જી રહેતાં, યક્ષો ઉપર કહ્યું તે પ્રમાણે મદ્યનું સેવન કરે છે. મદ્યપાન વખતે જોઇતાં નૃત્ય, વાદ્ય, ગીત, વિલાસી સ્ત્રીઓ, વગેરે સાધનો અત્રે બતાવી યક્ષોનું ભોગિપણું સૂચવ્યું છે. ઓષધિપ્રસ્થનું વર્ણન કરતાં કાલિદાસે આ મદ્યપાન કરવાનાં સ્થાનના વર્ણનમાં એવોજ ભાવ દર્શાવ્યો છે. જુવો

यत्र स्फटिकहर्म्येषु नक्तमापानभूमिषु ।
ज्योतिषां प्रतिबिम्बानि प्राप्नुवन्त्युपहारताम् ॥–કુમારસંભવ. સર્ગ ૬

---

શ્લોક ૭—આ શ્લોકમાં ગંગાના રમણીય તટ ઉપરની મંદાર વૃક્ષોની ઘટામાં રમતી નિર્દોષ યક્ષ કુમારિકાઓનું વર્ણન છે.

જ્યાં ગંગાના–ગંગાના જળના સ્પર્શથી અત્યંત શીતલ થયેલા વાયુથી જેમને તાપ લાગતો નથી એવી. મંદારોની–ગંગાના તીર ઉપર આવી રહેલાં દેવવૃક્ષોની. આ મંદાર, પારિજાતક, સંતાન, કલ્પવૃક્ષ અને હરિચંદન એ પાંચ દેવ વૃક્ષો કહેવાય છે. આ ઉપરથી ગંગાના તીર ઉપર મંદાર વૃક્ષ ઘણાં થાય છે એમ સૂચન થાય છે. જુવો કુમાર સંભવમાં ગંગાનું વર્ણન. સર્ગ ૬–૨

નીવીગ્રંથી ઢિલિ થઇ જતાં, રાગથી કામીઓ જ્યાં;
ખેંચી લેતા, ચપલ કરથી, ચીર બિંબાધરાનાં.
ફેંકે મુષ્ટિ કુમકુમ ભરી, લાજનીમારી તોયે;
રત્નો કેરા જળહળી રહ્યા દીપ, ના ઓલવાયે. ૮

आप्लुतास्तीरमन्दारकुसुमोत्कीरवीचिषु ।
व्योमगंगाप्रवाहेषु दिङ्नागमदगन्धिषु ॥

શોધી કાઢે મણિ=આ, પૂર્વે કુમારિકાઓમાં રમાતી ગૂઢમણિ નામની રમત છે. કનકની—સુવર્ણની રેતીની ઢગલીઓમાં મણિ સંતાડી વારા ફરતી કન્યાઓ તેને શોધી કહાડે છે. આવી રમત કાંકરીઓથી આજ પણ છોકરીઓ રમે છે, જેને ભંપ કાંકરી કરીને કહે છે.

યાચે જેને અમર—અત્યંત સ્વરૂપવાગી હોવાથી જેને દેવતાઓ પણ વરવાની યાચના કરે છે એવી. અર્થાત્ દેવતાઓને પણ દુર્લભ. ગંગાતીરે રમતી વિદ્યાધર કુમારિકાઓનું વિક્રમોર્વશીયમાં પણ કવિએ એ જ પ્રમાણે વર્ણન કરેલું છે. જુવો—

तत्र खलु मंदाकिन्याः पुलिनेषु सिकतापर्वतकेलीभिः क्रीडन्ती विद्याधरदारिका उदयवती नाम तेन राजर्षिणा निदिध्यासिता. અંક ૪

*પાઠાન્તર—ઠંડા વાયુ, જલલહરિથી સેવી, મંદાકિનીની,
મંદારોની, તટ ઉપરનાં, છાયથી તાપ ટાળી.

શ્લોક ૮—આ શ્લોકમાં રાગથી ઉન્મત્ત થયેલાં યક્ષદંપતીઓની સંભોગશૃંગારચેષ્ટાઓનું વર્ણન છે.

નીવીગ્રંથી ઇ—સ્ત્રીઓએ પહેરેલા વસ્ત્રની ગાંઠને નીવિ કહેવાય છે. પ્રિયતમના સ્પર્શસુખથી કામવશ થઇ ગયેલી સ્ત્રીઓની વસ્ત્રની ગાંઠ આપોઆપ ઢીલી થઇ સરી જાય છે. વસ્ત્રની ગાંઠ છૂટી જવી—વસ્ત્રનું સરી પડવું, ઇત્યાદિ સ્ત્રીઓની પુરુષને આમંત્રણ કરતી કામપરવશતા સૂચવે છે. જુવો રતિરહસ્યમાં કામાધીનતાનું લક્ષણ—

प्रच्छन्नौ व्रजतस्तनौ प्रकटतां श्रोणीतटं दृश्यते
नीवी च स्खलति स्थितापि सुदृढं कामेंगितं योषिताम् ॥

રાગથી—અત્યંત કામાવેશથી કામિઓ—કામાસક્ત પુરુષો. બિંબાધરાનાં—સ્વભાવિક રીતે બિંબફળ જેવા લાલ અધરવાળીનાં, અથવા વારંવાર અધરરસનું પાન કરવાથી જેમના ઓષ્ઠ બિંબફળના જેવા લાલચોળ દેખાય છે, એવી સ્ત્રીઓનાં, આપોઆપ ઢીલાં થઇ જતાં વસ્ત્રને કામિઓ ચપલકરથી=ચંચળ હાથથી, અથવા એક અંગ ઉપર નહિ પરંતુ અનેક અંગો ઉપર ફરી વળતા હસ્તથી ખેંચી લે છે. અહિં ચપળકરથી એ પદવડે સ્ત્રીઓને ઉન્મત્ત કરનાર વિવિધ ચુંબનાલિંગન આદિ બાહ્ય સંભોગનું નિરૂપણ કર્યું છે. જુવો મદનતંત્રમાં—

अभ्यर्चिता बाह्यरतेन भूयो या देशकालप्रकृतीरवेक्ष्य ।
स्त्रवास्तरुण्यः प्रबलानुरागा द्रवन्ति तृप्यन्ति च शीघ्रमेव ॥

ફેંકે મુષ્ટિ—અત્યંત પ્રકાશથી જળહળ થતા મણિના દીવાઓના પ્રકાશમાં આ પ્રમાણે વસ્ત્ર ખેંચી લેતાં અંગ પ્રકટ થવાને લીધે લાજની મારી—અત્યંત શરમથી લજવાઇ ગાભરી બની જતી—સ્ત્રીઓ, એ મણિના દીપકોને ઓલવી નાંખવાને માટે કુંકુમાદિનાં ચૂર્ણની મુઠીઓ ભરી દીવાઓ ઉપર નાંખે છે, પરંતુ રત્નના દીવાઓ ઓલવાતા નથી અને એમના પ્રયત્નો નિષ્ફળ જાય છે.

કુંકુમની મુઠીઓ ભરી ફેંકવાથી મણિના દીવાને ઓલવી નાંખવાના પ્રયત્નો મિથ્યા છે, કારણ કે રત્નના દીવા એમ ઓલવાય જ નહી એ પણ એમને સમજાતું નથી. આ તેમનું મુગ્ધત્વ સૂચવે છે. જુઓ એજ પ્રસંગનો માઘનો ત્રીજા સર્ગનો શ્લોક—

रतौ ह्रिया यत्र निशाम्य दीपान् जालागताभ्योऽभिगृहं गृहिण्यः ।
बिभ्युर्बिडालेक्षणभीषणाभ्यो वैडूर्यकुड्येषु शशिद्युतिभ्यः ॥

અર્થ—રાત્રિ ક્રીડા વખતે શરમને લીધે દીવા કાઢી નાંખ્યા પછી ત્યાંની સ્ત્રીઓ, જાળીમાંથી અંદર ચાંદનો પડતાં પીળા પીળા ચળકતા

જ્યાં વાયુથી ભવન શિખરે, મેઘ ખેંચાઇ આવી,
આલેખેલાં, જળકણવડે ચિત્ર નાંખે બગાડી;
તેથી જાણે ભયભીત થઇ, ધૂમના ગોટ જેવા,
જાળી માર્ગે થઇ વિખરતા મેઘ, તારા સમાણા. ૯

વૈડૂર્ય મણિ જાણે બીલાડીઓના ભયંકર ડોળા હોય એમ ધારી ડરતી હતી. કેવી રસહીણ કલ્પના: કાલિદાસ જે રસ એક પંક્તિમાં જમાવી શકે છે તે અન્ય કવિઓ પાને પાનાં ભરીને પણ જમાવી શકતા નથી.

લાજની મારી–ઇત્યાદિથી સ્ત્રીઓની સ્વાભાવિક લજ્જાળુતા સુચવી છે–સર્વથા અનુકૂળ છતાં પણ જે લાજનો ત્યાગ કરી શકતી નથી, એમ કહેવાનું તાત્પર્ય છે.

શ્લોક ૯—ભવન શિખરે=ઉંચા સાત માળના મહેલોના ઉપરના ભાગમાં–મહેલ અત્યંત ઉંચા હોવાથી મેઘનાં વાદળ પવનથી ઘસડાઇ આવી તેમાંથી આરપાર ચાલ્યાં જાય છે. ઉંચા પર્વતો ઉપર વર્ષાકાળમાં આ અનુભવ પ્રત્યક્ષ થાય છે. આલેખેલાં=ચિતરેલાં–અંતઃપુરોમાં ચિતરેલાં વિવિધ આકૃતિનાં સુંદર રંગદાર ચિત્રો, અંદર ઘસી આવતાં વાદળનાં જળકણથી બગડી જાય છે. તેથી જાણે=જેમ કોઇ કામી માણસ મહેલમાં પેસી કંઇ અપરાધ કરી ગુપ્ત રીતે બહાર નીકળી જાય, તેમ ચિત્રોનો વર્ણ બગાડી નાંખવારૂપ અપરાધથી ડરી ગયેલા તારા જેવા મેઘ, જાળી માર્ગેથી ધૂમની પેઠે વિખરાઇને બહાર જતા રહે છે એવો ધ્વનિ છે.

વર્ષા સમયમાં વાદળાં અત્યંત નિચાં આવવાથી પર્વત ઉપરના મહેલોની બારીઓમાંથી ધૂમાડારૂપે આરપાર જતાં રહે છે. આ તદ્દન સાદા ભાવને કવિએ ઉપર પ્રમાણે કામુકના ધ્વનિ સાથે કંઇક ચમત્કૃતિથી વર્ણવ્યો છે. એ જ જાતના વર્ણનનો દ્વારિકાના વર્ણનમાંનો માઘના ત્રીજા સર્ગનો કેવળ ચમત્કારરહિત શ્લોક જુવો.

દેખાવાથી કિરણ શશિનાં, મેઘ વેરાઇ જાતાં,
ધીમે ધીમે જલ ટપકતા ગુંથિયા તંતુઓમાં;
*ટાળે છે જ્યાં શ્રમ સુરતનો, રાત્રિએ ચંદ્રકાન્તો.
આલિંગાતાં દઢ પિઉવડે, હાંફતી નારીઓનો. ૧૦

कुतूहलेनैव जवादुपेत्य प्राकारभित्त्या सहसा निषिद्धः ।
रसन्नरोदीद् भृशमम्बुवर्षव्याजेन यस्या बहिरम्बुवाहः ॥

અર્થ–દ્વારકામાં વર્ષાકાળે પેસવા જતો મેઘ તેના કોટની સાથે અથડાઇ પાછો પડતાં બહાર ઉભો ઉભો મોટી ગર્જનાઓરૂપી બરાડા પાડી જળબિન્દુરૂપી આંસુ પાડી ( જેમ કોઇ પાછું પડેલું છોકરૂં ભેંકડો મૂકી રડે તેમ ) રડ્યા કરતો હતો. આમાં કંઇજ કાવ્ય ચમત્કૃતિ લાગતી નથી; પછી મેઘના રડવામાં કોઇને હાસ્ય-રસનો ચમત્કાર લાગતો હોય તો ભલે.

શ્લોક ૧૦—આ શ્લોકમાં, ગ્રીષ્મકાળે તાપ શાન્તિને માટે દોરામાં ચંદ્રકાન્ત મણિ પરોવી ચકની પેઠે નાંખેલી જાળીઓનું અને ત્યાંની સુંદરીઓની સંભોગનિવૃત્તિનું વર્ણન છે.

દેખાવાથી કિરણ ઇ.–આકાશના ચંદ્રને મેઘ ઘેરી લે છે, પરંતુ શંકરની જટાના ચન્દ્રને ન ઘેરી લેતાં વિખરાઇ જઇ તેનો નિરંતર પ્રકાશ પડવા દે છે. તેથી વર્ષામાં પણ અલકામાં રાત્રિએ અંધકાર હતો નથી. જુવો. नित्यज्योत्स्नाप्रतिहततमोवृत्तिरम्याः प्रदोषा અને बाह्योद्यानस्थितहरशिरश्चंद्रिकाधौतहर्म्या । આ પ્રમાણે મેઘનું આવરણ ન નડવાથી ચન્દ્રનાં કિરણનો સ્પર્શ થાય છે.

ગુંથીઆ તંતુઓમાં–શયનની ચારે પાસે અથવા બારીઓમાં દોરામાં પરોવેલા અને ધીમે ધીમે જળ ટપકતા ચન્દ્રકાન્ત મણિના ચક, નારીઓનો સુરતશ્રમ ટાળે છે એમ અન્વય છે.

*પાઠાન્તર-અર્ધી રાતે શ્રમ સુરતનો ટાળતા ચંદ્રકાન્તો.

ચંદ્રકાન્ત–એક જાતનો મણિ અથવા કાચ છે, જેને ચન્દ્રકિરણનો સ્પર્શ થતાં અંદરથી પાણીની સેરો ચાલે છે. હાલ આપણે મેગ્નીફાયર જેવા કેટલાક કાચ જોઇએ છીએ જેના ઉપર સૂર્યનો તડકો પાડવાથી નીચે તેજમાં રહેલું રૂ સળગી ઉઠે છે–આને સૂર્યકાન્ત કહેવામાં આવે છે. ચંદ્રકાન્ત આપણા દીઠામાં નથી પણ જ્યારે સૂર્યકાન્ત જેવો કાચ છે, તો ચંદ્રકાન્ત પણ હશે એમ સંભવે છે.

હાલ આપણે વીરણની ટટ્ટીઓથી તાપશાન્તિ કરીએ છીએ, તેમ પૂર્વના કાવ્યોમાં તાપશાન્તને માટે ચંદ્રકાન્તનો ઉપયોગ ઘણીવાર વાંચીએ છીએ. તે ખરું હોય કિંવા ખોટું હોય, પરંતુ ગ્રીષ્મના અથવા કામના તાપની શાન્તનો કવિઓને વર્ણવવા યોગ્ય આ એક રમણીય પ્રકાર છે.

ટાળે છે જ્યાં ઈ.–જ્યાં–અલકામાં રાત્રિએ આ પ્રમાણે ઝાલરોમાં ગુંથેલા ચંદ્રકાન્ત મણિઓ અંદરથી ઝરતા જળની શીતળતાથી નારીઓના સુરતશ્રમને ટાળે છે અર્થાત્ શાન્તિ આપી શ્રમ ઓછો કરે છે.

રાત્રિએ=મૂળમાં निशीथे ? મધ્ય રાત્રીએ એમ છે, માટે રાત્રિનો એ અર્થ લેવો. પ્રથમ રાત્રિએ દંપતીઓ ક્રીડામાં પ્રવૃત્ત હોવાને લીધે તાપ શાન્તનું પ્રયોજન ન હોવાથી મધ્ય રાત્રિએ એમ કહ્યું છે; અથવા અત્યંત રસાસક્તિને લીધે સ્ત્રીઓ એટલી બધી શ્રમિત થાય છે કે મધ્યરાત્રિ સુધીની શીતલતા પણ ચંદ્રકાન્ત મણિની મદદ શિવાય એ શ્રમને ઉતારી શક્તી નથી. આથી સ્ત્રીઓની અત્યંત શ્રમિત દશા સૂચવી છે.

આલિંગતાં દૃઢ પિઉ કરે=પિઉ કરે=પ્રિયતમના હસ્તથી, દૃઢ=અત્યંત આવેશ પૂર્વક

આલિંગાતાં–આલિંગન ( ભેટવું ) પામતાં, હાંફતી=અત્યંત પ્રેમપૂર્વક વારંવાર આપેલા ગાઢ આલિંગનથી થતા ઉત્સાહ અને આવેશને લીધે જેને બહુ શ્વાસ ભરાઇ આવે છે એવી. પ્રિયતમના

અંગનો સ્પર્શ અમૃતસમાન લાગવાથી પુષ્પસમાન મૃદુ હોવા છતાં સ્ત્રીઓ, અત્યંત ગાઢ આલિંગનની કોમળ પીડા રસથી સાંખી શકે છે એવા સ્ત્રીસ્વભાવનો અહિં ધ્વનિ છે.

અહિં प्रियतमभुजालिंगनोच्छ्वासितानां એ પાઠ સારો છે. સારોદ્ધારિણી, વલ્લભ વગેરે પણ એ પાઠ સ્વીકારે છે.

અહિં ચંદ્રકાન્તના વર્ણન સાથે સ્ત્રીઓના વિહારનો પ્રસંગ યોજી કવિએ આખા વર્ણનને રસપૂર્ણ કર્યું છે. આવી રીતનું ચંદ્રકાન્ત મણિનું વર્ણન માઘના ત્રીજા સર્ગમાં નીચે પ્રમાણે છે.

कान्तेन्दुकान्तोपलकुट्टिमेषु प्रतिक्षपं हर्म्यतलेषु यत्र ।
उच्चैरधःपातिपयोमुचोऽपि समूहमूहुः पयसां प्रणाल्यः ॥

અર્થ—ચંદ્રકાન્ત મણિ જડી બનાવેલી અગાશીઓમાં મુકેલી પડનાળો મેઘથી ઉંચી હતી એટલે ( મેઘનું પાણી અંદર જઇ શકે તેમ ન હતું તેમ છતાં ) દરેક રાતે ચંદ્રકાન્તો ઉપર ચંદ્રકિરણો પડવાથી પડનાળોમાંથી પાણીના ધોધોડા પડતા હતા.

જે વસ્તુ આપણે સાદી દૃષ્ટિથી જોઇએ છીએ તેને મનોહર રસમય સામગ્રી જમાવી, કોઇ અપૂર્વ ચમત્કાર સાથે બતાવવી એ જ કવિના કવિત્વની ખરી ખૂબી છે. ક્યાં ઉપરના શ્લોકમાંની કાલિદાસની રસમય સામગ્રીની ઘટના અને ક્યાં માઘની પડનાળોમાંના ચંદ્રકાન્તના પાણીના ધોધોડા !

બીજા પ્રસંગે કાલિદાસ ગંધમાદન ગિરિમાં ચંદ્રકાન્તવાળી પર્વતભૂમિનું વર્ણન કરતાં લખે છે કેઃ—

चंद्रपादजनितप्रवृत्तिभिश्चंद्रकान्तजलबिन्दुभिर्गिरिः ।
मेखलातरुषु निद्रितानिमान् बोधयत्यसमये शिखंडिनः ॥

કુમારસંભવ—સ્વર્ગ ૮.

કેવી મનોહર કલ્પના ! આમાં કવિએ ચંદ્રોદય સમયની પર્વતની કેવી અદ્ભુત રમણીયતા બતાવી છે !

કામીઓ જ્યાં, અખુટ ધનના ઘેર ભંડારવાળા
મીઠા કંઠે ધનપતિતણી, કિન્નરો કીર્તિ ગાતા;—
સાથે રાખી, હરતી મનને અપ્સરા સંગ રંગે*
સેવે આવી ઉપવન રુડું, નિત્ય વૈભ્રાજ્ય નામે. ૧૧

ચાલી જાતાં અલકથિ ખર્યાં કૈંક મન્દાર પુષ્પે,
સોના કેરાં કમળથિ વળી કાનનાં કર્ણ પત્રે;
મોતીસેરે, સ્તનપર ઝુકી તૂટતાં સૂત્ર, હારે,
રાત્રીરસ્તો દિવસ ઉગતાં, કામિનીનો કળાયે. ૧૨

---

શ્લોક ૧૧—કામીઓ=કામી યક્ષો. અખુટ ધનના—જેનાં ઘરોમાં ધનના અખુટ ભંડાર ભરેલા છે એવા. આ યક્ષોનું વિશેષણ છે. આથી અલકાની અનર્ગલ ધન સંપત્તિ સૂચવી છે અને યક્ષોની ભોગરાયણતા બતાવી છે.

વૈભ્રાજ્ય નામનું ઉપવન=કુબેરના ચૈત્રરથ નામે ઉપવનનું આ બીજું નામ છે, જેનું રક્ષણ કરવાને માટે યક્ષને નીમેલો હશે.

* પાઠાન્તર—અપ્સરાશું વિનોદે.

---

શ્લોક ૧૨-આ શ્લોકમાં અલકાની અભિસારિકાઓનું વર્ણન છે.

ચાલી જાતાં ઇ'-પોતાના પ્રિયતમને મળવાને માટે ઉતાવળથી ચાલી જતી અભિસારિકાઓના કેશમાંથી ખરેલાં મંદારનાં પુષ્પથી.

સોનાકેરાં કમળથી—કાનમાં પહેરેલાં સોનાનાં જમીનપર પડી ગયેલાં કમળોથી.

મોતીસેરે=કેશ ઉપર બાંધેલી મોતીની પડી ગયેલી સેરોથી.

સ્તનપર ઝુકી—વિશાળ સ્તનમંડળપર અથડાવાથી દોરા તૂટી જતાં, તૂટીને પડી ગયેલા હારોથી, આ માર્ગે થઇ અભિસારિકાઓ ગઇ હશે એવું પ્રભાત થતાં અનુમાન થાય છે. પોતાનાં આભરણો પડી જાય તેનું પણ જેને ભાન રહેતું નથી એવી અભિસારિકાઓની

જાણીને કે, ધનપતિસખા શંભુ પાસે વસે છે,
તેની બ્હીકે, ભ્રમરગુણનું ચાપ, ના કામ ધારે;
તીણી દૃષ્ટે ભ્રમર નચવી, વિંધતી કામીઓને,
સાધે છે ત્યાં ચતુર યુવતી, કામસિદ્ધિ વિલાસે. ૧૩

---

પ્રેમી પ્રત્યે ઉત્સુકતા અને તન્મયતા અહિં સૂચવી છે. કાલિદાસનાં કાવ્યોમાં અભિસારિકાઓનું વર્ણન ઘણી જગાએ હોય છે. જુવો કુમાર સંભવ સર્ગ ૬. ઓષધિપ્રસ્થનું વર્ણન.

यत्रौषधिप्रकाशेन, नक्तं दर्शितसंचराः ।
अनभिज्ञास्तमिस्राणां दुर्दिनेष्वभिसारिकाः ॥
निशासु भास्वत्कलनूपुराणां यः संचरोऽभूदभिसारिकाणाम् ।
જુવો રઘુવંશ સર્ગ–૧૬.

---

શ્લોક ૧૩—ધનપતિસખા શંભુ=કુબેરના પરમમિત્ર ભગવાન્ શિવ પાસે વસે છે=અલકાની પાસેના ઉદ્યાનમાં રહે છે.

" बाह्योद्यानस्थितहरशिरश्चंद्रिकाधौतहर्म्या–ઇત્યાદિથી શંભુ પાસેના ઉદ્યાનમાં રહે છે એમ પૂર્વમેઘમાં કહ્યું છે. જાણીને કે–શંભુ પાસે રહે છે એમ માત્ર સાંભળવાથીજ કામદેવ ડરીને દૂર રહે છે, એ પ્રદેશમાં જઇ શકતો નથી, કારણ કે શિવે તેને એકવાર બાળી નાંખ્યો હતો.

ભ્રમર ગુણનું ચાપ=કવિઓએ, કામદેવના ધનુષને ભમરાઓની દોરી–પણછ કલ્પેલી છે.

अलिपंक्तिरनेकशस्त्वया गुणकृत्ये बहुशो नियोजिता ।
विरुतैः करुणस्वनैरियं गुरुशोकामनुरोदितीव माम् ॥
કુમારસંભવ રતિવિલાપ.

શંકરના ભયથી કામ આ ધનુષનો અસ્ત્રમાં ઉપયોગ કરી શકતો નથી એટલુંજ નહીં, પણ તે ચાપ ત્યાં આગળ હાથમાં ધરવાની પણ તેનામાં હિંમત નથી, તો પછી કામિઓને પોતાના

બાણુથી પીડવાની તો હિમ્મત ક્યાંથીજ હોય? શંકરે કામદેવને બાળીને ભસ્મ કરી નાંખ્યો ત્યારથી તે દેહ વિનાનો થઇ રહેલો છે. એની કથા કુમારસંભવના ૩ જા સર્ગમાં છે. કામ શંકરનું તપ ભંગાવી પાર્વતી ઉપર તેમનો અનુરાગ ઉત્પન્ન કરાવાનો પ્રયત્ન કરતો હતો, તે વખતે શંકરે પોતાના ત્રીજા નેત્રના અગ્નિથી તેને બાળી નાંખ્યો હતો. જુવો.

क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
तावत्स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥ કુમારસંભવ.

જ્યારે આ પ્રમાણે કામદેવ અલકામાં જઇ શકતો નથી ત્યારે ત્યાં સઘળા કામવ્યાપારો શી રીતે ચાલતા હશે, તેનો કવિ ઉત્તરાર્ધમાં ખુલાસો કરે છે.

**તીક્ષ્ણ દૃષ્ટે**—અત્યંત તીક્ષ્ણ, કામિનાં હૃદયમાંથી આરપાર નીકળી જાય તેવાં કટાક્ષોથી. અહિં માત્ર કટાક્ષોજ કામદેવનાં તીક્ષ્ણ બાણોનું કામ કરે છે એમ સૂચન છે.

**ભમર નચવી**—સ્ત્રીની ભમરોને કવિઓ કામદેવના ધનુષની ઉપમા આપે છે, તે અહિં કામધનુષનું કામ કરે છે; અર્થાત્ ભમરરૂપી ધનુષ ઉપરથી છૂટતા તીક્ષ્ણ કટાક્ષનાં બાણો કામીઓનાં હૃદયોને અવશ્ય વિંધી નાંખે છે. કામના બાણુ વખતે ખાલી જાય પણ આ નેત્રના કટાક્ષ ખાલી જતાજ નથી.

**સાધે છે ત્યાં ચતુર યુવતી**-ત્યાં અલકામાં ચતુર-કામકળામાં નિપુણ સ્ત્રીઓ વિલાસોથી સઘળી કામસિદ્ધિ સાધી લે છે. અર્થાત્ એ પોતાના વિલાસોથી જ કામીઓની મનોવૃત્તિઓને ચલિત કરી, તીક્ષ્ણ કટાક્ષોથી તેમને નિઃશંક વિંધી નાંખે છે; એમને કામદેવની મદદની જરૂર પડતી નથી. સ્ત્રીઓનાં નેત્રમાં અને વિલાસોમાં કેટલું સામર્થ્ય સમાએલું હોય છે તે આ ઉપરથી જણાઇ આવે છે. વળી યક્ષી અને કિન્નરીઓનું વિશ્વમોહક સૌન્દર્ય, તેમનું વિલાસચાતુર્ય અને કામકળાકુશળતા પણ આમાં સૂચવ્યાં છે.

નાનાં વસ્ત્રો, મધુ નયનને આપનારું વિલાસ,
તાજાં પુષ્પો, કિસલય રુડાં, ભૂષણો ભાતભાત;
તાજો શ્રેતો સરસ અળતો રંગવા પાદપદ્મ,
આપે છે જ્યાં સકળ અબળાભૂષણો, કલ્પવૃક્ષ, ૧૪

---

શ્લોક ૧૪—આ શ્લોકમાં કવિ, અલકાની સુન્દરીઓનાં વિવિધ પ્રકારનાં વસ્ત્રાભૂષણ માત્ર કલ્પવૃક્ષ પૂરાં પાડે છે તેનું વર્ણન કરે છે. સ્ત્રીઓના સ્વાભાવિક દેહસૌન્દર્યને શોભાવનારાં આભૂષણો ચાર પ્રકારનાં છે. રસાકરમાં તે નિચે પ્રમાણે છે–

कचधार्यं देहधार्यं परिधेयं विलेपनम् ।
चतुर्धा भूषणं प्राहुः स्त्रीणामन्यच्च दैशिकम् ॥

(૧) કેશમાં ધરવાનાં પુષ્પાદિ આભરણો, (૨) શરીર ઉપર ધરવાનાં વિચિત્ર પ્રકારના હાર આદિ ભૂષણો, (૩) અંગ ઉપર પહેરવાનાં ચીર આદિ વસ્ત્રો (૪) અને શરીરે લગાડવાનાં કેસર કસ્તુરી ચંદન અળતો આદિ અંગરાગ. આ બધાં આભરણ એકલું કલ્પવૃક્ષ આપે છે; એમને તે લાવવા જવું પડતું નથી.

નાનાં વસ્ત્રો—નાના પ્રકારનાં રંગિત રેશમી ચીર વગેરે.

મધુ નયનને આપનારું વિલાસ—મદ્ય પીવાથી નેત્રમાં વિલાસિત્વ આવે છે–અર્થાત્ તે રાગથી ભરાઇ ઘૂમરાય છે. આવું મદ્ય પણ કલ્પવૃક્ષમાંથી મળે છે–નેત્રને વિલાસી બનાવનાર હોવાથી મદ્યને પણ સ્ત્રીઓના ભૂષણરૂપ ગણેલું છે.

જુવો કુમારસંભવ સર્ગ ૪ થો–રતિવિલાપ.

नयनान्यरुणानि घूर्णयन्वचनानि स्खलयन् पदे पदे ।
असति त्वयि वारुणीमदः प्रमदानामधुना विडंबना ॥

તાજાં પુષ્પો—દરેક ઋતુમાં બધીએ ઋતુઓનાં નવાં ખીલેલાં પુષ્પો અને કિસલયો–કોમળ પત્રો, વગેરે. આ કેશ વગેરેમાં પહેરવાનાં



ઉત્તરમેઘ—શ્લોક—૧૫

ત્યાં હર્મ્યેથી ધનપતિતણા, ઉત્તરે ધામ મા'રું,
દ્વારે ઊંચી સુરધનુસમી છે કમાને સુહાતું;*
જેની પાસે સુતસમગણી વા'લીએ છે ઉછેર્યો,
ગુચ્છે ઝૂકી કર અડકતો દેવ મંદાર ના'નો. ૧૫

ભૂષણો છે. તાજો રાતો=તરત ઉત્પન્ન થયેલો રાતા રંગનો અળતો, જે પગની પાટલીઓને રંગવા માટે વપરાય છે. આનો અંગરાગમાં સમાવેશ થાય છે. પગ અને હાથ અત્યંત લાલ દેખાવાથી વિશેષ મોહક લાગે, માટે તેને અળતો, મેંદી વગેરેથી રંગવાનો રિવાજ હજી પણ વિલાસી સ્ત્રીઓમાં જોવામાં આવે છે. આવા પ્રકારનાં આભૂષણો એમને ઇચ્છા પ્રમાણે મળી રહે છે, કોઇ પાસેથી માગવાં પડતાં નથી.

સૃષ્ટિસૌંદર્યનું શૃંગારરસના સુંદર પ્રસંગો સાથે અત્યંત ચતુરાઇથી મિશ્રણ કરી કવિએ અલકાનું એવું મનોહર વર્ણન કર્યું છે કે, જેની સરખામણી કરવા લાયક બીજાં વર્ણન સંસ્કૃત સાહિત્યમાં થોડાં જ મળી આવશે. આ ૧૪ શ્લોકથી અલકાનું સુંદર વર્ણન કર્યા પછી યક્ષ, મેઘને પોતાના ઘરભણી જવાનો માર્ગ દર્શાવે છે.

શ્લોક ૧૫—ત્યાં હર્મ્યેથી ધનપતિ તણા ઉત્તરે-ધનપતિ-કુબેરના રાજમહેલથી ઉત્તર દિશાએ મારું ધામ છે, એમ કહેવાથી રાજાનો તેના પ્રત્યેનો સદ્ભાવ અને અધિકારગૌરવ સૂચવ્યાં છે.

દ્વારે ઊંચી=સુરધનુસમી-અનેક રત્નો જડેલાં હોવાથી વિવિધ રંગનાં કિરણોને પ્રસારતી મેઘધનુષ જેવી દરવાજાપરની ઉંચી કમાનથી શોભતું.

ઊંચી-શબ્દથી, દૂરથી તને દૃષ્ટિએ પડશે, તારે શોધવું પડશે નહીં, એમ સૂચવ્યું છે.

* પાઠાન્તર-રમ્ય મહેરાબવાળું.

ત્યાંછે વાપી, મરકતતણા શોભતી શ્યામ ઘાટે,
જેમાં ડોલે, ખિલિ કનકનાં પદ્મ વૈડૂર્યનાળે;
હંસો એના જલપર સદા હર્ષ પામી વસે છે,
વર્ષોમાંયે નથી ઉડી જતા, માન છે પાસ તો'યે. ૧૬

---

જેની પાસે–જે મહેલના આંગણામાં.

સુતસમગણી=પોતાના પુત્રના જેવો પ્રિય ગણી મારી પ્રિયાએ ઉછરેલો નાનો મંદાર ( એ નામનું દેવવૃક્ષ ) છે.

દાસજનોને હાથે નહિ, પણ પોતાના કોમળ હસ્તથી પાણી સિંચી સિંચી, પુત્રના જેવા વાત્સલ્યથી એને ઉછેર્યો છે. વિલાસી સ્ત્રીઓની પુષ્પવૃક્ષોપર સ્વાભાવિક પ્રીતિ હોય છે તેનું અહિં નિરૂપણ છે. જુવો શાકુન્તલ–अस्ति मे सादरस्नेह एतेषु.
अतन्द्रिता सा स्वयमेव वृक्षकान् घटस्तनप्रस्रवणैर्व्यवर्धते । કુમારસંભવ–
अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन । રઘુવંશ.

ગુચ્છે ઝૂકી=પુષ્પના ફૂલના ગુચ્છાઓથી ઝૂકી પડતાં કર અડકનો, હાથે પહોંચી શકાય તેટલો નીચો–

નાનો મંદાર–અત્યંત ઉંચો નહિ. ઘણી સંભાળને લીધે નાનો છતાં પુષ્પિત થયેલો–

આંગણામાંના બાળમંદાર વૃક્ષથી યક્ષ પોતાના ઘરની બરાબર નિશાની આપે છે.

---

શ્લોક ૧૬—આ મહેલની પાસે જળક્રીડા કરવાને માટે બાંધેલી વાપી–( નાની વાવ )ની બીજી નિશાની આપે છે.

વાપી–વાવ–ગ્રીષ્મકાળમાં જળક્રીડા માટે બાંધેલી–

મરકતતણા શ્યામઘાટે=જે વાપીમાં ઉતરવાનો ઘાટ, મરકત મણિની–લીલા રંગના એક જાતના મણિની શિલાઓથી બાંધેલો છે–

બાંધ્યો તેના તટપર, રચી શિખરો ઈંદ્રનીલે-
ક્રીડા માટે ગિરિ, કનકની રોપીને કેળ હારે;
વિદ્યુત્ સોતો નિરખી તુજને, સાંભરી આજ આવ્યે-
વ્હાલીનો એ પ્રિયગિરિ મને, હર્ષ ને ખેદ થાયે.* ૧૭

જેમાં ડોલે—જેના જળમાં વૈડૂર્ય મણિના નાળો ઉપર સુવર્ણનાં કમળો ખીલીને ડોલ્યા કરે છે. દિવ્ય ભૂમિને લીધે આવાં કમળોની ઉત્પત્તિ અહિં વર્ણવી છે.

હંસો જેના—એનું પાણી અત્યંત સ્વચ્છ, શીતળ, સ્વાદિષ્ટ અને વર્ષામાં પણ ન બગડતું હોવાથી માન સરોવર પાસે હોવા છતાં પણ હંસો, એને વર્ષાઋતુમાં છોડી જતા નથી. આથી માન સરોવર કરતાં પણ એની અધિકતા સૂચવી છે.

હર્ષ પામી—અત્યંત આનંદથી. વર્ષામાં મેલા થતા જળથી હંસોને ક્લેશ થાય છે, તેનો અહિં સંભવ ન હોવાથી તેઓ આનંદથી અહિંજ વર્ષાઋતુ ગાળે છે.

શ્લોક ૧૭— *પાઠાન્તર-હર્ષ ખેદે મુંઝાવે-હર્ષને મોહ થાયે.

તેના તટપર=એ વાપીના કીનારા ઉપર. આ શ્લોકમાં, વાપીની અંદરથી આવતી મૃદુમૃદુ જલ લહરીઓના અથડાવાથી થતા મધુર સંગીત જેવા શબ્દો સાંભળવા, સુવર્ણકમળોના પરાગને વહન કરી સુગન્ધવાળા થયેલા અને શ્રમને ટાળનારા શીતળ વાયુને સેવવા, જળ પાસે બેસી મધુર કલરવ કરતાં અને મધુમદથી ઉન્મત્ત થયેલાં હંસ, સારસ, કારંડવ, ભ્રમર વગેરેના સ્વચ્છંદ વિહાર જોવાના તથા શબ્દો સાંભળવાના વિનોદને અનુભવવા ત્યાં બાંધેલા ક્રીડાપર્વતનું વર્ણન છે. જલાશય વિના બીજે સ્થળે આ વિનોદ ન મળી શકે માટે વાપીના કીનારાપર ક્રીડાશૈલ છે એમ સૂચન છે.

છાયેલા ત્યાં કુરબકવડે માધવી મંડપો છે,
પાસે રૂડા બકુલ, ઝુલતાં રક્તપાત્રો અશોક;
ઇચ્છે પ્હેલો વદનમદિરા, દોહદો પૂરવાને,
બીજો ડાબો ચરણ સખીનો, યાચતો મા'રી પેઠે. ૧૮

---

ક્રીડા માટે ગિરિ=વિવિધ વિહારને માટે બનાવેલો કૃત્રિમ પર્વત.

રચી શિખરો ઇન્દ્રનીલે=જે ક્રીડાપર્વતનાં શિખરો ઇન્દ્રનીલ મણિથી બાંધેલાં છે એવો.

કનકની રોપીને કેળ હારે=આસપાસ ફરતી સોનાની કેળો હારબંધ રોપીને. પર્વત મરકત મણિનો બાંધેલો છે, એટલે ઘેરા શ્યામ રંગનો દેખાય છે અને આસપાસ પીળા રંગની કદળીઓની હારો આવી રહી છે તેથી, શ્યામ રંગના મેઘની સાથે અને આસપાસ ચમકતી પીળા રંગની વિજળી સાથે, યક્ષ તેની સમાનતા બતાવે છે. આ સમાનતાને લીધે યક્ષ કહે છે કે, હે મેઘ! તને જોતાં મારી પ્રિયાનો એ અત્યંત પ્રિય પર્વત મને યાદ આવે છે.

એકાન્તના વિવિધ વિહારનું સ્થાન હોવાથી મારી પ્રિયાને એ અત્યંત પ્રિય છે, એમ કહેવાનો હેતુ છે.

વ્હાલીના અત્યંત પ્રિયગિરિનું અને તેને અંગીભૂત અનેક વસ્તુઓનું સ્મરણ થવાથી હર્ષ થાય છે તથા આ ભારે વિયોગમાં એની શી દશા હશે ઇત્યાદિ વિચાર મનમાં આવતાં, શોક અને ભય થાય છે. આ પ્રમાણે યક્ષના મનની આ મિશ્ર દશા છે.

वस्तुनामनुभूतानां तुल्यश्रवणदर्शनात् ।
श्रवणात् कीर्तनाद्वापि सानन्दा भीर्यथा भवेत् ॥

અનુભવ કરેલી પ્રિય વસ્તુના સ્મરણથી, તેના જેવી વસ્તુ જોવાથી અથવા સાંભળવાથી આનંદ સાથે ભીતિ ઉત્પન્ન થાય છે.

---

શ્લોક ૧૮—છાયેલા ત્યાં-ત્યાં એ મારા ભવનની વાડીમાં.

કુરબક—એ નામનાં પુષ્પ. માધવીમંડપ—અતિમુક્ત અથવા વાસંતી નામની વેલીના મંડપો. મધુ એટલે વસંતમાં થનારી માટે માધવી લતા. મારા એ ભવન પાસે કુરબકની હારોથી ઘેરાયલા માધવી લતાના મંડપો શોભી રહેલા છે અને તેમની પાસે બકુલ—બોરસળીનું એક વૃક્ષ છે—અને બીજી પાસે રાતાં પત્રવાળો અશોક ઝૂલી રહેલો છે, પેસવાના દ્વાર પાસે એક બાજુ બકુલ અને બીજી બાજુ અશોક વૃક્ષ, દ્વારપાળની પેઠે શોભી રહેલાં છે એમ કહેવાનો ભાવાર્થ છે.

ઇચ્છે પહેલો—હે મેઘ ! આ બે વૃક્ષમાંનો પહેલો એટલે બકુલ વૃક્ષ, મારી પેઠે, તારી સખી—તારી ભાભીના મુખના મધુની અભિ-લાષા ધરાવે છે અને બીજો એટલે અશોક એના ડાબા પગનો સ્પર્શ ઇચ્છે છે.

દોહદો પુરવાને—દોહદ—મનની પ્રબળ ભાવના. આપણા કવિઓ એમ માને છે કે અશોક, બકુલ, આદિ વૃક્ષોને, પદ્મિની સ્ત્રીના પગના સ્પર્શથી અથવા તેમના મુખના મદ્યના કોગળાથી મોસમ વગર પુષ્પનો નવો ફાલ આવે છે. આને તે તે વૃક્ષોના દોહદ કહેવામાં આવે છે. પુષ્પની ઉત્પત્તિ થવાને માટે જુદાં જુદાં વૃક્ષોને કયા કયા દોહદ જોઇએ તે મલ્લિનાથ નિચેના શ્લોકમાં આપે છે.

स्त्रीणां स्पर्शात् प्रियंगुर्विकसति बकुलः सीधुगंडूषसेकात्
पादाघातादशोकस्तिलककुरबकौ वीक्षणालिंगनाभ्याम् ।
मंदारो नर्मवाक्यात्पटुमृदुहसनाच्चंपको वक्त्रवातात्
चूतो गीतान्नमेरुर्विकसति च पुरो नर्तनात् कर्णिकारः ॥

સ્ત્રીઓના સ્પર્શથી પ્રિયંગુલતા પુષ્પિત થાય છે, બકુલ મદ્યના કોગળાથી, પગની લાતથી અશોક, તિલક દૃષ્ટિ નાખવાથી, અને કુરબક આલિંગન આપવાથી પુષ્પિત થાય છે. આ પ્રમાણે જુદાં જુદાં વૃક્ષોને માટે જુદી જુદી ક્રિયાઓ કહેલી છે. યક્ષનો કહેવાનો ભાવ. એવો

છે કે, જેમ હું તારી ભાભીના મુખના મદ્યનો અને એના ડાબા ચરણના સ્પર્શનો અભિલાષી છું, તેમ પુષ્પનો ફાલ પામી શોભાયમાન થવાને માટે બકુલ વૃક્ષ એના મુખના મદ્યને માટે તલસી રહ્યો છે અને અશોક વૃક્ષ પણ એના ડાબા પગનો સ્પર્શ ઇચ્છી રહ્યો છે. પરસ્પરમાં આસક્ત થયેલાં અને રસમાં ચકચૂર દંપતિ એકમેકના મુખમાંથી મદ્યના ઘૂંટડા પીએ છે. જુવો રઘુવંશ–અજવિલાપ.

## વૈતાલીય છંદ.

મધુરું મધુ માહરા મુખે, અરપેલું મદિરાક્ષિ ! પી, પછી;
કયમ પીશ તું આંસુથી ભરી, પરલોકે વસિને જલાંજલિ ?

સ્ત્રીઓની પુષ્પના શણુગારની અભિલાષા પૂરી પાડવાને માટે, અકાલે પણ પુષ્પ પત્ર ઉત્પન્ન કરી લેવાનો કવિઓએ આ રમણીય ઉપાય યોજેલો હોય એમ જણાય છે. વિશેષે કરીને કાલિદાસનાં કાવ્યોમાં આનું ઘણે સ્થળે સૂચન કરવામાં આવ્યું છે. જુવો.

अकुसुमितमशोकं दोहदापेक्षया वा ।
प्रणिहितशिरसं वा कान्तमार्द्रापराधम्–માલવિકાગ્નિમિત્ર.

વળી કુમારસંભવના વસંત વર્ણનમાં–

असूत सद्यः कुसुमान्यशोकः स्कन्धात् प्रभृत्येव सपल्लवानि ।
पादेन नापैक्षत सुन्दरीणां संपर्कमाशिञ्जितनूपुरेण ॥

રઘુવંશ–અજવિલાપમાં—

## વૈતાલીય છંદ.

તુજ હાથથી દોહદો પુરી, નવલાં પુષ્પ અશોક આપશે*;
કયમ ભૂષણ એવું કેશનું, અરપાશે મરણ ક્રિયાવિષે.
સ્મરિ નૂપુર શબ્દથી ભર્યો, ચરણસ્પર્શ સુગાત્રિ ! ત્હારો;
કરતો કુસુમાશ્રુ વર્ષિને, સહુ સખિ ! શોક અશોક ક્યારનો.

* પાઠાન્તર–પામશો આવી આવે,

કુંભીમાંહિં, નિલમણિજડી લીલુડા વાંસ જેવા,
સોના સ્તંભે, સ્ફટિકનું ઘડી, મૂક્યું છે પાંજરું જ્યાં-
વા'લી કેરાં વલયરણકે, તાલથી નાચી નાચી,
બેસે છે, જે, દિવસ વિતતાં, મિત્ર તારો કલાપિ. ૧૯

શ્લોક ૧૯—આ શ્લોકમાં યક્ષની પ્રિયાએ પાળેલા મયુરનું વર્ણન છે. હે મેઘ! તારા જેવા પરોપકારિ અતિથિને, સંદેશો લઇ મેહેલમાં પેસતાં સત્કાર કરવા માટે તારા મિત્રરૂપ મારિ પ્રિયાનો ક્રીડામયૂર પણ ત્યાં છે, તે તારું મધુર કેકારવથી સ્વાગત કરશે, એવું સૂચન છે.

કુંભી માંહિ—મોરને બેસવાના સ્થાનનું આ વર્ણન છે-તેની કુંભીમાં નીલ-લીલા રંગના મણિ જડેલા છે, અને તેમાં સુવર્ણનો સ્તંભ રોપી તેની ઉપર સ્ફટિક મણિનું એક પાંજરૂં મુકેલું છે, તે મારા મયૂરને બેસવાનું સ્થાન છે.

વાલીકેરાં—એ મારી પ્રિયાનો વિનોદને અર્થે પાળેલો મયૂર છે. જ્યારે જ્યારે મારી પ્રિયા એને મૃદુકરથી તાળી પાડી હાથમાં પહેરેલાં કંકણના રણકારની સાથે નચાવે છે, ત્યારે તાલ પ્રમાણે નાચી નાચી એને વિનોદ કરાવી સાંજ પડતાં એ તારો કલાપિ મિત્ર-મયૂરરૂપી મિત્ર, આ પિંજરામાં વિરામ લે છે. મયૂરને મેઘ ઉપર સ્વાભાવિક રીતે પ્રીતિ હોવાથી એને મેઘનો મિત્ર કહ્યો છે.

તાલથી નાચી નાચી—એ શબ્દોથી મયૂરનું તાલ પ્રમાણે નાચવાનું ચાતુર્ય દર્શાવ્યું છે અને મયૂરને નચાવી વિનોદ કરવા વગેરેથી પોતાની પ્રિયાનું વિલાસિપણું સૂચવ્યું છે. વિયોગમાં ન ગમવાથી સ્ત્રીઓ આવા નિર્દોષ વિનોદોથી પોતાનો કાળ ગાળે એ સ્વાભાવિક છે. જુવો એ જ જાતનો ભાવ-

अलिन्दे यस्यान्ते मरकतमयी यष्टिरमला ।
यायाल्गर्मा रात्रौ मदकलकलापी कलयति ॥ હંસદૂતમાં.

એ સૌ ચિન્હો સ્મરણ કરિને, જાણી લેશે તું સદ્ય,
આલેખેલા નિધિ નિરખિને, સાખમાં શંખ, પદ્મ;
ઝાંખું ઝાંખું ભવન હમણાં, હું વિના લાગશે એ,
ક્યાંથી શોભે કમળ જળમાં, સૂર્ય ના હોય ત્યારે. ૨૦

મયૂરને નૃત્ય કરાવી વિનોદ કરવાનો આવો જ બીજો ભાવ જુવો નીચેના શ્લોકમાં છે—

भ्रमिषु कृतपुटान्तर्मंडलावृत्तिचक्षुः
प्रचलितचतुरभ्रूताण्डवैर्मंडयन्त्या ।
करकिसलयतालैर्मुग्धया नर्त्यमानं
सुतमिव मनसा तं वत्सलेन स्मरामि ॥

આમાં ઉદાત્ત અલંકાર છે.

શ્લોક ૨૦—એ સૌ ચિન્હો-મેં જે બધી નિશાનીઓ આપી તે ધ્યાનમાં રાખીને. તું સદ્ય=જલદીથી-વગર અડચણે એજ મારું નિવાસ સ્થાન છે એમ તું જાણી લેશે.

યક્ષ, વળી બીજું પણ એક વિશેષ ચિહ્ન મેઘને બતાવે છે.

આલેખેલા=સાખમાં બારણાની બે બાજુએ શંખ અને પદ્મ નિધિ આલેખેલા છે. આપણે જેને ધનના નવનિધિ કહીએ છીએ તેમાંના આ બે નિધિ કહેવાય છે.

महापद्मो च पद्मश्च शंखो मकरकच्छपौ ।
मुकुन्दकुन्दनीलाश्च खर्वश्च निधयो नव ॥

ઝાંખુ ઝાંખુ=હે મેઘ! આટલી બધી સમૃદ્ધિથી મારું ભવન પૂર્ણ છે, તે છતાં હાલમાં તને તે મારા વિના નિસ્તેજ ભાસશે; સર્વ જાતના ઉત્સાહ વિનાનું જણાશે. કમળ અત્યંત સુંદર છતાં જ્યારે સૂર્ય નથી હોતો ત્યારે જેમ ઝાંખુ અને સ્વાભાવિક શોભા વિનાનું લાગે છે. તેમ એ ભવન પણ તને એવું જ ભાસશે. પુરૂષોને

થૈને નાનો પછી કલભશો, મ્હેલમાં પેસવાને,
ક્રીડાશૈલે પ્રથમ ઉતરી, બેસજે રમ્ય શૃંગે;
ઝાંખા તેજે, જયમ ચળકતી હોય ખદ્યોત પંક્તિ,
જોજે, એવી ઝિણિ ઝબકતી વીજની નાખિ દૃષ્ટિ. ૨૧

સ્ત્રી વિનાનું અને સ્ત્રીઓને પુરુષ વિનાનું ઘર અનેક વૈભવોથી ભરેલું છતાં આવું જ લાગે એ સામાન્ય અનુભવની વાત છે. યક્ષનો કહેવાનો ભાવાર્થ પણ એવો જ છે કે, પ્રિયજન એજ પ્રાણિમાત્રના જીવનો આધાર છે. એ મારામાં અનુરક્ત છે, હું એનામાં અનુરક્ત છું અને બંને જણાં હજારો ગાઉને અંતરે પડયાં છીએ એટલે સઘળું ઉત્સાહ શૂન્ય લાગે એ સ્વાભાવિક જ છે. કહ્યું છે કે,

राज्ये धरिण्याः पुरमेकसारं पुरे गृहं सद्मनि चैकदेशः ।
तत्रापि शय्या शयने वरस्त्री रत्नोज्वला राजसुखस्य सारः ॥

આખી પૃથ્વીના રાજ્યમાં–માત્ર એક જ નગર સારરૂપ હોય છે–નગરમાં સારરૂપ જોઇએ તો પોતાનું ઘર છે અને તેમાં પણ ઘરનો એક જ ભાગ માત્ર સારરૂપ છે. એક ભાગમાં પોતાની શય્યા સારરૂપ છે અને શય્યામાં રત્નના જેવી ઉજ્વળ સુંદર સ્ત્રી સર્વના સારરૂપ છે; અર્થાત્ અનર્ગળ રાજસુખના સારમાં સારરૂપ જોઇએ તો તે સ્ત્રી જ છે.

શ્લોક ૨૧– આ શ્લોકમાં યક્ષ, મેઘને નાનું સ્વરૂપ ધરી મહેલમાં દૃષ્ટિ નાખવાનું કહે છે.

**થૈને નાનો**=મેઘનું અત્યંત વિસ્તારવાળું સ્વરૂપ હોવાથી એ સ્વરૂપે ત્યાં જઇ શકવાનું ન બને, માટે એને નાના કલભ-હાથીના બચ્ચાના જેવું સ્વરૂપ ધરી પ્રથમ ક્રીડા પર્વતના શિખર ઉપર ઉતરીને બેસવાનું યક્ષ કહે છે.

**પ્રથમ ઉતરી બેસજે**—માર્ગમાં થાકીને આવેલો હોવાથી તું નાનું સ્વરૂપ ધરી ક્રીડા પર્વત ઉપર ઉતરી વિસામો ખાઇ

+ શ્યામાવેષે નહિ નિચિ ઉંચી, ફૂટડાં ગાત્રવાળી,
ઘાટે નાની, *હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કણિઓ રત્ન જેવી જણાતી,
શોભે ઝીણી કળિ અધરની બિંબશી રાતી શાતી;
ઉંડી નાભિ ઉદર વિલસે, પાતળી કેડ જેની,
ભારે ઉંચા સ્તનથી કટિમાં, સે'જ નીચી નમેલી;
શ્રોણીભારે, મલપતી રુડી ચાલતી ધીમી ચાલે,
નારીરૂપે, પ્રથમ વિધિએ હોય નિર્મેલી જાણે. ૨૨

સ્વસ્થ થજે. અસ્વસ્થ અને શ્રમિત સ્થિતિમાં, નિશ્ચિંતપણે શાન્તિથી કહેવાનો સંદેશો મેઘથી બરાબર કહી શકાય નહી માટે સ્વસ્થ થવાનું સૂચવ્યું છે.

આ પ્રમાણે સ્વસ્થ થયા પછી મેહેલમાં મારી પ્રિયા ક્યાં આગળ છે તેની તું શોધ કરવાનો યત્ન કરજે.

ઝાંખા તેજે ઇત્યાદિ—હે મેઘ! તું પર્વતપર બેઠો બેઠો, ઝાંખા તેજથી ચળકતી-મંદમંદ પ્રકાશ આપતી, ખદ્યોત-આગીઆની પંક્તિ હોય તેવી ઝીણી વિજળીરૂપ દૃષ્ટિ મેહેલમાં નાંખજે. ભવનમાં એ ક્યાં છે-શું કરે છે, ઇત્યાદિ જોવાને માટે જ તું ઝીણા પ્રકાશથી અંદર દૃષ્ટિ નાખજે. સ્વાભાવિક રીતે કોમળ હૃદયવાળી સ્ત્રીઓ અચાનક ગર્જનાથી અથવા વિજળીના ઝબકારાથી ચમકે છે, માટે તું એ ઝબકી ઉઠે અથવા અંજાઇ જાય એવું કંઇ કરતો નહીં.

શ્લોક ૨૨—

+ પાઠાન્તર-શ્યામા વેષે કનકવરણાં ફૂલડાં ગાત્રવાળી,
* ચકિત મૃગીશાં નેત્રવાળી રૂપાળી.

ઉપર પ્રમાણે ઝીણી દૃષ્ટિ કરી જોતાં મહેલમાં સ્ત્રીરત્નરૂપ મારી પ્રિયા તારા જોવામાં આવશે. આ શ્લોકમાં ઓળખાણ આપ-

વાને માટે યક્ષ તેનું વર્ણન કરે છે.

શ્યામા વિષે—યૌવનની મધ્ય દશામાં આવેલી, श्यामा यौवनमध्यस्था । શીતકાળમાં સુખ આપે એવાં હુંફાળાં તથા ઉષ્ણ-કાળમાં શીતળ અંગવાળી તથા તાવેલા કુન્દન જેવા ગોર અને ઉજ્વળ વર્ણની સ્ત્રી શ્યામા કહેવાય છે.

જુવો—शीते सुखोष्णसर्वांगी ग्रीष्मे या सुखशीतला ।
तप्तकांचनवर्णाभा सा स्त्री श्यामेति कथ्यते ॥

નહિ નીચિ ઉંચી=અત્યંત ઉંચી નહીં, અત્યંત નીચી નહીં, અત્યંત જાડી નહીં, અત્યત પાતળી નહીં, એમ મધ્યમ પ્રકારના શરીરવાળી. ફૂટડાં ગાત્રવાળી—જેનાં પ્રત્યેક અંગ બહુ જ ફૂટડાં-કોમળ શોભાયમાન અને ઉજ્વળ છે એવી, તથા ઘાટે નાની—નાજુક બાંધાની. આ બધાં મૂળમાં તન્વી પદ છે તેનાં લક્ષણ છે. સામુદ્રિક શાસ્ત્રમાં વર્જવા યોગ્ય જે સ્ત્રીઓ કહેલી છે તેમાંના એક પણ અપલક્ષણ વિનાની.

अतिदीर्घा भृशं ह्रस्वा अतिस्थूला भृशं कृशा ।
अतिगौरी भृशं काली षडेता वर्जिताः स्त्रियः ॥

બહુ ઉંચી, બહુ નીચી, બહુ જાડી, બહુ પાતળી, બહુ ગોરી, તેમજ બહુ કાળી એ છ સ્ત્રિઓ વર્જીત કરવા યોગ્ય છે—

હરિણી સરખાં—જેનાં નેત્ર હરિણીના જેવાં વિશાળ કાળાં અને ચંચળ છે એવી; અર્થાત્ ભયભીત હરિણીના જેવી વિશાળ ચપળ અને મુગ્ધ દૃષ્ટિવાળી.

આ એનું પદ્મિનીત્વ સૂચવે છે. જુવો રતિરહસ્યમાં એનું લક્ષણ—

चकितमृगदृशाभे प्रान्तरक्ते च नेत्रे ઇત્યાદિ.

હારે હારે દશન—દશન કણિઓ—કણિઓના જેવા પાટિયા અને તીણા સુંદર દંત—જે રત્નની હાર ગોઠવી હોય તેવા જણાય

છે. મૂળમાં શિખરિદશના છે. શિખર એટલે પાકા દાડમના જેવું ધોળા તથા રાતા રંગનું માણેક-તેના જેવા દંતવાળી. આ ભાગ્યશાલિપણું સૂચવતું અને પતિનું આયુષ્ય વધારનારું સ્ત્રી લક્ષણ છે

જુઓ સામુદ્રિક શાસ્ત્રમાં-

स्निग्धाः समानरूपाः सुपंक्तयः शिखरिणः श्लिष्टाः ।
दंता भवन्ति यासां तासां पदे जगत्सर्वम् ॥
ताम्बूलरसरक्तेऽपि स्फुटभाससमोदयाः ।
दंताः शिखरिणो यस्याश्चिरं जीवति तत्पतिः ॥

શોભે ઓષ્ઠ-જેનો ઓષ્ઠ કળી જેવો નાજુક અને કોમળ અધર-ઓઠ, બિંબફળ જેવો શોભે છે. અર્થાત્ તે સુંવાળા, રાતા અને કોમળ ઓઠવાળા છે.

સ્ત્રીઓમાં આ ધન પુત્ર આદિ સુખ આપનારું લક્ષણ છે.

ओष्ठौ च निर्व्रणौ स्निग्धौ नातिस्थूलौ न रोमशौ ।
रक्तौ बिम्बफलाकारौ धनपुत्रसुखप्रदौ ॥ સામુદ્રિક શાસ્ત્ર.

ઉંડી નાભિ-જેની ઉદર ઉપર ગોળ અને ઉંડી નાભિ શોભી રહી છે એવી-ઉંડી નાભિ એ સ્ત્રીઓની અત્યંત કામપ્રિયતા સૂચવે છે તથા એક ઇચ્છવા યોગ્ય ઉત્તમ સ્ત્રીલક્ષણ છે.

नाभिगांभीर्यात् मदनातिरेकं इति कामसूत्रार्थः सूच्यते (मल्लिनाथ)
स्निग्धकेशी विशालाक्षी निम्ननाभिः सुमध्यमा ।
सुमुखी सुप्रभा नारी तां कन्यां वरयेत् बुधः ॥

પાતળી કેડ જેની-જેની કેડ-કમ્મર અત્યંત પાતળી છે એવી, અર્થાત્ જે કૃશોદરી છે.

ભારે ઉંચા સ્તનથી-ઉંચા વિશાળ અને ભારે સ્તનથી કમરમાંથી સહેજ લચી જતી-અર્થાત્ કમર અત્યંત પાતળી હોવાને લીધે કુંભ જેવા વિશાળ સ્તનમંડળનો ભાર સહન ન કરી શકવાથી સહેજ લચી જતી.

पीनोन्नतौ स्तनौ यस्याः सा नित्यं कामिनां प्रिया-

વિશાળ સ્તનવાળી સ્ત્રીઓ કામિઓને અત્યંત પ્રિય હોય છે, એ કામશાસ્ત્રમાં કહેલા ચિન્હથી કામી યક્ષની અત્યંત પ્રીતિ સંપાદન કરનાર પદ્મિનીલક્ષણ સૂચવ્યું છે-જુવો **रतिरहस्यमां** પદ્મિનીલક્ષણ.

स्तनयुगलमनर्घं श्रीफलश्रीविडम्बि ।

જુવો કુમાર સંભવમાં પાર્વતીનું વર્ણન—

आवर्जिता किंचिदिव स्तनाभ्याम् । वासो वसाना तरुणार्करागम् ॥

**શ્રોણી ભારે**-શ્રોણી-નિતંબ-પુંઠનો ભાગ, તેના ભારથી અર્થાત્ નિતંબનો ભાર સહન નહિ કરી શકાવાથી **મલપતી**=લટકદાર, ધીમી વિલાસપૂર્વક ગતિથી ચાલતી યક્ષી અને કિન્નરીઓ, સ્તન અને નિતંબના ભારે પીડાતી હોવા છતાં ધીમી મંદગતિને છોડતી નથી-જુવો કુમારસંભવમાં તેમનું વર્ણન-

न दुर्वहश्रोणिपयोधरार्ता भिन्दन्ति मंदां गतिमश्वमुख्यः ॥

ભારે નિતંબ એ હરિણી સ્ત્રીનું લક્ષણ છે.

तुच्छोदरी नितम्बाढ्या-કામસૂત્ર.

નારીરૂપે ઇત્યાદિ=વિધિએ-બ્રહ્માએ સમગ્ર સ્ત્રીસૌન્દર્ય એક ઠેકાણે એકઠું કરી સ્ત્રિઓમાં એને પ્રથમ જ ઘડી હોય તેવી; અર્થાત્ અલૌકિક સૌન્દર્ય તથા સૌભાગ્ય લક્ષણવાળી સ્ત્રીને તું એ મેહેલમાં જોઇશ.

મુખ, કેશ, આદિનું વર્ણન આ શ્લોકમાં કવિએ કર્યું નથી, કારણ કે આગળ ઉપર તેનું વર્ણન આવે છે. જુવો શ્લોક ૪૪ મો ઉત્તરમેઘ—

શ્યામાવેષ, ભરયૌવન, સુવર્ણ જેવાં તેજસ્વી અને ફુટડાં ગાત્ર, હરિણી જેવાં નેત્ર, રત્નની હારો જેવા ઝીણા ઝીણા દંત, સતી કળી જેવા ઓષ્ઠ, ઉંડી નાભિ, પાતળી કટિ, વિશાળ સ્તન, ભારે

મા'રા બીજા જીવન સરખી, થોડબોલી અહેતી,
જોતાં એને જલદ ! મનમાં જાણજે ભાભી તા'રી,
આ હું એનો સહચર પડયો દૂર, તેથી બિચારી,
જાણે હોયે પિઉથી વિખુટી એકલી ચક્રવાકી;
વીતે દાડા વિરહ દુઃખમાં, દોહલા જેમ જેમ,
મુંઝાતીએ બહુ બહુ હશે, એકલી તેમ તેમ;
કર્માએલી નલિની શિશિરે હોય, સંતાપ પામી,
તેવી નિશ્ચે બદલઈ ગઈ એ હશે, પ્યારી મા'રી. ૨૩

નિતંબ, મંદ લલિત ગતિ, વગેરેથી કવિએ યક્ષ ॥ આનં સંપૂર્ણ પદ્મિની લક્ષણ સૂચવ્યાં છે-જેને માટે જુઓ-

चकितमृगदृशाभे प्रान्तरक्के च नेत्रे ।
स्तनयुगलमनर्घं श्रीफलश्रीविडम्बि ॥
तिलकुसुमसमानां बिभ्रति नासिकां च ।
द्विजगुरुसुरपूजाः श्रद्दधाना सदैव ॥
कुवलयदलकान्तिः क्वापि चांपेय गौरी ।
व्रजति मृदुसलीलं राजहंसीव तन्वी ॥
त्रिवलिवलितमध्या हंसवाणी सुवेषा ।
मृदु शुचि लघु भुंक्ते मानिनी गाढलज्जा ।
धवलकुसुमवासोवल्लभा पद्मिनी स्यात् ॥-રતિરહસ્ય.

શ્લોક ૨૩—મારા બીજા જીવન સરખી-મારા બીજા જીવન-પ્રાણ જેવી પ્રિય; બહાર દેખાતા જુદા શરીરમાત્રથી જ એ મારાથી ભિન્ન જણાતી. એના પ્રાણ એજ મારા પ્રાણ છે, તેનો નાશ થતાં આ મારા પ્રાણનો પણ વિનાશ જ છે, એવું મારું અને એનું અભેદ જીવન છે, એમ કહેવાનો હેતુ છે.

**થોડું બોલી**—ઘણુંજ થોડું બોલનારી. અર્થાત્ સત્ય, મધુર અને થોડાં જરૂર જેટલાંજ હિતવચન બોલનારી. અત્યંત વાચાળતા એ સ્ત્રીઓમાં દોષ રૂપ હોવાથી અત્યંત મિતભાષિણી એમ કહેલું છે. न स्त्रीणां दुष्टवाक् श्लाघ्या इति निषेधस्मृतेः

**અલેતી**—સોળ અઢાર વર્ષની સંસારમાં બહુ પાવરધી નહીં થયેલી અને યૌવનના પ્રારંભમાં કંઇક બાળભાવવાળી બાળા.

**એને જોતાં**—એવી સ્ત્રીને જોતાં હે મેઘ! તું, એ તારી ભાભી છે એમ જાણજે.

આગળના શ્લોકમાં જે સ્વરૂપ બતાવ્યું તે સ્વરૂપ આ દુઃસહ વિયોગને લીધે એનામાં નહીંજ રહ્યું હોય એમ જાણી, મેઘને શંકા ન થાય, માટે યક્ષ એની બદલાયલી દશાનું વર્ણન કરી શંકાનું નિવારણ કરે છે.

આ હું એનો સહચર-સહચર-નિત્ય સાથે રહેનાર-હું સ્વપ્ને પણ એનાથી દૂર ખસ્યો નથી, પરંતુ અત્યારે હું એનાથી સેંકડો ગાઉ દૂર છું તેથી—

**બિચારી**—ગરીબડી-નિરાધાર. યૌવનના પ્રારંભમાંજ મારાથી વિખુટી પડેલી હોવાથી અત્યંત દયાને પાત્ર દશા ભોગવતી. બિચારી શબ્દે એના પ્રત્યેની પ્રેમ અને દયાની લાગણી બતાવી છે.

**જાણે હોયે**—જેમ પોતાના પતિથી વિખુટી ચક્રવાકી એકલી પડેલી હોય તેવી. ચક્રવાકી જેમ એકલી પડતાં ટળવળે તેમ મારા વિના એકલી તલસ્યા કરતી. અહીં ચક્રવાકીની સાથે સરખાવવાથી—નિરંતર ટળવળવું, રાત્રિએ પણ નિદ્રા ન આવવી, સ્વજનમાં પણ ન ગમવું વગેરે ભાવોની વ્યંજના છે.

**કરમાએલી નલિની**—જેમ શિશિર ઋતુમાં અત્યંત શીતળતાથી તથા હિમ પવનથી સંતાપ પામીને—સોસાઇ જઇને, કમલિની—

નિશ્ચે, એની રડિ રડિ હશે આંખ સૂજી ગયેલી,
ફીકા લુખા, અધર અરુણા, ઉષ્ણ નિશ્વાસ નાંખી;
હાથે ટેકયું મુખ જરિ જરિ કેશમાંથી* જણાતું,
મેઘે છાયું કલુષિત દિસે બિંબ શું ચંદ્રમાનું. ૨૪

---

પદ્મિની, કરમાઇ જાય તેમ એ મારી પ્રિયા અત્યારે કેવળ બદલાઇ ગઇ હશે એમ અર્થ છે. ક્યાં આ વિરહની દુઃસહતા અને ક્યાં એના હૃદયની અને અંગની મૃદુતા—એમ પરસ્પર વિરોધ સૂચવ્યો છે. જુવો એવોજ ભાવ અજવિલાપમાં છે.

हिमसेकविपत्तिरत्र मे नलिनी पूर्वनिदर्शनं मता । રઘુવંશ–

નલિનીની ઉપમાથી એનું સ્વભાવ કોમળપણું, લાડ, વૈભવોમાં વાસ અને સહજ જેટલું પણ દુઃખ ન સાંખી શકવાપણું ઇત્યાદિનો અહિં ધ્વનિ છે—

જુવો સીતાની વિરહદશાનો રામાયણનો એજ જાતનો ભાવ–

हिमहतनलिनीव नष्टशोभा व्यसनपरंपरया निपीड्यमाना ।
सहचररहितेव चक्रवाकी जनकसुता कृपणां दशां प्रपन्ना ॥

આમાં અતિશયોક્તિ અને ઉપમા અલંકાર છે.

---

શ્લોક ૨૪-

* પાઠાન્તર—મુખ જરી દીસે ઢીલું કેશે છવાયું.

નિશ્ચે=અવશ્ય. પ્રિયાનો કોળ સ્વભાવ જાણવાથી યક્ષ આમ ખાત્રીથી કહે છે. રડી રડી-એકલી પડવાથી વારંવાર રડવાને લીધે. આ એનો વિષાદ દર્શાવે છે અને સ્વભાવની મૃદુતા સૂચવે છે.

ફીકા થાતા—ઉષ્ણ—અંતરના તાપને લીધે ઉના ઉના નિશ્વાસો નાખવાથી જેના અરુણ-રાતાચોળ ઓઠ ફીકા—ઝાંખા થઇ જાય છે.

હાથે ટેકયું—હાથનો ટેકો દઇ જરા નમતું રાખેલું તથા

બેઠેલી એ નજર પડશે દેવપૂજાવિષે કે,
કલ્પી મા'રી કૃશ છબી, હશે કાઢતી ચિત્રમાંહે;
*કિંવા હોશે પુછતી, મધુરૂં બોલતી શારિકાને,
સંભારે છે અલિ! તું પિઉને લાડકી ન્હોતી તે. ૨૫

દીર્ઘ કેશે–લાંબા, ભારે અને છુટા હોવાથી લટકતા કેશમાંથી એનું મુખ લગાર લગાર દેખાય છે, સંપૂર્ણ દેખાતું નથી, તેથી જાણે–મેઘે છાયું=કાળા રંગના મેઘથી છવાયલું તથા–કલુષિત–ઝાંખા લાવણ્યવાળું–લગાર લગાર જણાતું ચંદ્રનું બિંબ હોય તેવું લાગશે. આ એની ચિંતા સૂચવે છે.

હાથપર માથુ મુકી બેસવું એ શોકાકુલ સ્ત્રીઓનો સ્વભાવ છે. અહિં મુખની અને ચંદ્રની અને કેશની અને મેઘની સમાનતા છે–નિદર્શના અલંકાર છે.

શ્લોક ૨૫–

*પાઠાન્તર—કિંવા પૂછે મધુર વદતી પિંજરે શારિકાને,
સંભારે છે રસિલિ પિઉને લાડકી જે ઘણી તે.

દેવપૂજા વિષે—જલદી વિયોગ ભાગી મારો પુનઃ સમાગમ થાય તે નિમિત્તે શિવ પાર્વતીના પૂજન અર્ચનમાં રોકાયેલી હશે, અથવા તો કોઇ બીજા પ્રકારના વિનોદથી મન રમાડો કરતી હશે.

કલ્પી મા'રી—મારો અત્યંત પ્રેમ એ જાણે છે એટલે આ વિયોગમાં હું અત્યંત કૃશ થઇ ગયેલો હોઇશજ, એમ ધારી મનમાં મારા સુકાયલા શરીરની પ્રતિમા કલ્પી, ચિત્રમાં કાઢતી હશે. અહીં યક્ષ પ્રત્યક્ષ નથી તેમ તેની શી દશા છે તે પણ પ્રત્યક્ષ ન હોવાથી કલ્પીને એવું પદ યોજેલું છે.

કાઢતી ચિત્ર માંહે—ચિત્ર કાઢયું હશે એમ નહિ પણ કાઢતી–કાઢવાનો પ્રયત્ન કરતી હશે. વિયોગાવસ્થામાં પ્રિયજનની છબી જોવાની ઉત્કંઠા થવી એ સ્ત્રીઓનો સહજ સ્વભાવ અને એક

ઝાંખાં અંગે વસન ધરીને, અંકમાં રાખિ વીણા,
મા'રા નામે પદ રચી, હશે ઇચ્છતી, સૌમ્ય ! ગાવા;
તંત્રી ભીની નયનજળથી, લૂછી નાંખી પરાણે
આરંભેને ઘડી ઘડી વળી, મૂર્છના ભૂલિ જાયે. ૨૬

---

પ્રકારનો વિનોદ છે. ચિત્ર સંપૂર્ણું ચિતરાવું તો અશક્ય છે, તેમ છતાં પ્રિયની પ્રતિમા અથવા તેની છાયા પણ જોવાય તો ઘણું સારૂં, એવો પ્રબળ અભિલાષ વિયોગીઓને આવા વિનોદમાં યોજે છે. જુવો વિક્રમોર્વશીય–

न च सुवदनामालेख्येऽपि प्रियामसमाप्यतो ।
मम नयनयोरुद्वाष्पत्वं सखे न भविष्यति ॥

વિયોગ દુઃખ અને સ્નેહનું સ્મરણ એથી અશ્રુ ભરાઇ આવવાથી ચિત્રલેખન અધુરું રહેતાં તે મુકીને વળી કંઇ બીજા વિનોદમાં પ્રવૃત્ત થતી હશે.

કિંવા—અથવા. મધુરું બોલતી—મીઠા મીઠા શબ્દો બોલી વિનોદ કરાવતી, મંજુભાષિણી. સારિકા—મેના. સંભારે છે—એમના અત્યંત પ્રેમના સ્મરણથી મારી આ દશા છે, તો તું પણ એમને ઘણી પ્રિય હતી, તેથી તું એમને સંભારે છે ખરી ? એમ પ્રશ્ન છે.

---

શ્લોક ૨૬—ઝાંખાં અંગે વસન—વારંવાર ન બદલવાથી તથા ભૂમિશયનથી ઝાંખાં અથવા બહુ ભભકદાર રંગનાં નહીં પણ ઝાંખાં. આથી તથા એક વેણી ધારણ—કેશસંસ્કાર ન કરવા, ભૂમિશયન, સાદુ સ્નાન વગેરેથી પ્રિયવિરહે પતિવ્રતાધર્મ આચરવાનું સૂચન છે.

आर्तार्ते मुदिता हृष्टा प्रोषिते मलिना कृशा ।
मृते म्रियते या पत्यौ सा स्त्री ज्ञेया पतिव्रता ॥

એટલે કે ઉપર કહેલા સ્મૃતિધર્મને પાળતી.

અંકમાં રાખી વીણા—ખોળામાં વીણા મુકીને. મારા નામે પદ રચી—જેમાં મારું નામ આવે એવી કોઇ રાગની પદરચના કરીને.

ગાવા ઇચ્છતી—રાગના આલાપ સાથે ગાવાની ઇચ્છા કરતી.

સૌમ્ય !—શુદ્ધ હૃદયનો—શુદ્ધ હૃદય સિવાય સતીનો આચાર જોવાનો નિષેધ છે.

આ પ્રમાણે ગાવાની ઇચ્છા કરતી હશે, પરંતુ મારી સાથે ગીતવાદ્ય વગેરેનો અનુભવેલો આનંદ યાદ આવતાં આંખમાંથી વહેતી આંસુધારાથી—તંત્રી—વીણા—ભીની થઇ જતી હશે, ત્યારે પરાણે પરાણે—શોકને લીધે અસ્વસ્થ થઇ જતા મનને પ્રયત્નથી શાન્ત કરીને—તેના ભીંજાઇ ગયેલા તારને લુછી નાખતી હશે. તાર ભીના થવાથી બરાબર સૂર નીકળી શકતા નથી માટે આમ કહ્યું છે.

આરંભેને—આ પ્રમાણે આરંભ કરે છે, પછી શોકમાં પડતાં આરંભેલા રાગની મૂર્ચ્છના—સ્વરોનો ચઢતો ઉતરતો ક્રમ, ઢાળ ભૂલી જાય છે.

स्वराणां स्थापनाः सान्ता मूर्च्छना सप्त सप्तहि—સંગીતરત્નાકર.

પતિનું નામ સ્મરણ કરવાનો આ એનો ઉત્સાહ તથા શોકથી થતો મોહ સૂચવે છે—એક વાર આરંભે છે, પાછી ભૂલી જાય છે, વળી ફરી આરંભે છે, એમ પ્રતિક્ષણે મૂર્ચ્છા થવી એ અત્યંત વ્યાપિ થયેલી વિયોગદશાનું પરિણામ છે=જુવો रसरत्नाकर—

> वियोपायोगयोरिष्टगुणानां कीर्तनादस्मृतेः ।
> साक्षात्कारोथवामूर्च्छा दशधा जायते तथा ॥

આ શ્લોકમાં કવિએ, અલેતી, સુખ વૈભવમાં ઉછરેલી, પ્રેમવશ અને કોમળ હૃદયની બાળાની વિયોગાવસ્થાનું કેવું હૃદયભેદક ચિત્ર ચિતર્યું છે !

પે'લાં બાંધી અવધમહિં જે માસ બાકી રહેલા,
*બેઠી હોશે ગણતી, કુસુમો મુકીને ઉંબરામાં;
+કિંવા હોશે ઝીલતિ રસમાં, કલ્પિ સંયોગ મારો,
હોયે એવા પિઉવિરહમાં, કામિનીના વિનોદો. ૨૭

શ્લોક ૨૭—પહેલાં-વિરહ થવાના પ્રથમ દિવસે.

બાંધી અવધ મહિં જે-વિખુટાં થતાં, 'આટલા મહિનાનો શાપ ભોગવી હું પાછો આવીશ,' એમ મેં જે મુદત બાંધી હતી તેમાં જે માસ બાકી રહેલા તે.

બેઠી હોશે—આ પ્રમાણે કેટલા દિવસ ગયા, કેટલા માસ ગયા, એમ ઉંબરા ઉપર મુકેલાં-પુષ્પોને ભૂમિપર એકઠાં કરી ગણતી હશે—

ઊંબરા ઉપર મંગલાર્થે અથવા ગૃહદેવતાના પૂજન અર્થે મુકેલાં પુષ્પો એમ કહેવાનો અર્થ છે. હજી પણ ગૃહસ્થોના કુટુંબમાં ઉંબરા પૂજવાની રૂઢી આપણે જોઇએ છીએ, જ્યાં સુઘડ અને ચતુર સ્ત્રીઓ કુંકુંમ, અક્ષત પુષ્પ આદિથી ઉંબરાનું પૂજન કરે છે અને રંગોળી તથા સાથિઆ વગેરે પૂરે છે.

કલ્પી સંયોગ મારો-દેહથી તો સંયોગ અશક્યજ છે, તેથી અંતરમાં મારો સમાગમ કલ્પીને-આલિંગન આદિ વ્યાપારોને અનુભવતાં રસે ઝીલી રહી હશે. કારણ કે, પિઉના વિરહમાં બહુધા કામિનીઓના આવાજ વિનોદ હોય છે અર્થાત્ તેઓ આવા અનેક પ્રકારોથી આત્માને વિનોદ આપી મન રમાડ્યા કરે છે—

*પાઠાન્તર-બેઠી પુષ્પો મુકી ગણતિ કે, ઉંબરેથી ભુમિમાં.
+કિંવા ચિત્તે લહિ અનુભવે સ્વાદ સંયોગ કેરા.

દા'ડે ઝાઝો વિરહ ન દમે, કામમાં હોય જો એ,
*તોયે વીતે રજની, રડતાં એકલી નિર્વિનોદે;
સંદેશાથી સુખી તું કરજે, મેટિ સાધ્વી નિશીથે,
બારીમાં જે ભુમિશયનની, જાગતી એ સખીને. ૨૮

*શ્લોક ૨૮—દાડે ઝાઝો-દિવસે, એ કામમાં-દેવપૂજા, ચિત્ર-લખન આદિ કામમાં-રોકાયેલી હોવાથી વિયોગ એને અત્યંત દુઃખદ નહીં લાગતો હોય. વિયોગીઓને દિવસ જેટલો વિષમ નથી લાગતો તેટલી રાત્રિ લાગે છે, કારણ કે રાત્રએ એકાન્ત હોવાથી વિનોદ ન મળતાં તેમનો શોક વધી પડે છે. જુવો આજ જાતનો ભાવ વિક્રમોર્વશીયમાં રાજા પોતાની વિયોગદશા વર્ણવે છે ત્યાં છે.

कार्यान्तरितोत्कंठं दीनं मया नीतमनतिकृच्छ्रेण ।
अविनोददीर्घयामा कथं नु रात्रिर्गमितव्या ॥

જાતિ હોશે=તોપણ નિર્વિનોદે-વિનોદ વિના એ રાત્રિઓ તો રડી રડીને, શોક કરીને, ગાળતી હશે એમ મને લાગે છે.

આટલા માટે હે મેઘ! તું રાત્રિએ (મધ્ય રાત્રિએ) એને મળીને મારો સંદેશ કહી આશ્વાસન આપજે.

નિશીથે-મધ્ય રાત્ર. આ જાતિ અને વળી વિયોગિણી, તેને મધ્ય રાતે મળજે એમ કહેવાથી યક્ષે મિત્રતાની નિર્મળ ભાવના દર્શાવી છે અને સાધ્વી-સતી, એ પદથી પોતાની પ્રિયાની પતિભક્તિ અને એકાનષ્ઠ સુચવ્યાં છે-એ તારી મિત્રપત્ની છે અને સાધ્વી છે માટે મધ્ય રાત્રે પણ તેને મળવામાં કંઇ પણ અડચણ નથી.

જાગતી-વધી પડેલો વિરહપીડાને લીધે નિદ્રા વગરની. આ વિયોગિઓની જાગરાવસ્થા છે.

ભૂમિશયનની—વિયોગાવસ્થામાં પલંગ વગેરેમાં સુવાનો નિષેધ હોવાને લીધે અત્રે ભૂમિશયન કહેલું છે. શયનની પાસેની

ઉંડી પીડા મનની સહિને, દૂબળાં ગાત્રવાળી,
ભૂમિ શય્યા વિરહથી કરી, એક પાસે સુતેલી;
જોશે મા'રી પ્રિય સુતનુ તું, પૂર્વમાંહે જણાતી,
રેખારૂપે થઈ રહિ કળા, હોય શું ચંદ્રમાની;
મા'રી સાથે મનની ગમતી માણતાં મોજ મોંઘી,
ગાળા એણે ક્ષણસમ ગણી, રાત્રીઓ જે રૂપાળી;
તેની તે એ, રજની વિરહે લાગતાં ખૂબ લાંબી,
ગાળે આજે રડિ રડિ, ઉંનાં આંસુડાં ઢાળી ઢાળી, ૨૯

બારીમાં જઈને હે મેઘ! તું તારી સખીને—ભાભીને મારા સંદેશાથી પ્રસન્ન કરજે. મિત્રપત્નીને વિયોગમાં આ પ્રમાણે દિલાસો અને આનંદ કરાવવો એ મિત્રનો પ્રથમ ધર્મ છે—જુવો

सखा धात्री च पितरौ मित्रदूतशुकादयः ।
सुखयन्तीष्टकथनसुखोपायैर्वियोगिनीम् ॥ रसरत्नाकर.

*પાઠાન્તર—ધાર્યું વીતે રજની ઝુરતાં.

શ્લોક ૨૯—અહિંથી માંડીને યક્ષ પોતાની વિયોગિણી પ્રિયાની અવસ્થાનું વર્ણન કરે છે.

ઉંડી પીડા—મનની ઉંડી પીડા-વિયોગની અંતરમાં ને અંતરમાં સાલ્યા કરતી પીડા સાંખવાથી જેનાં અંગ સોસાઇ ગયાં છે એવી.

એક પાસે સુતેલી—વિયોગમાં સ્વામિ સંબંધી અનેક વિચારની પરંપરાથી જેને પાસુ ફેરવવાની પણ શુદ્ધિ નથી એવી. ચિંતાગ્રસ્ત અને વિનોદશૂન્ય મનુષ્યની આવી સ્થિતિ સ્વાભાવિક છે.

જોશે મારી—યક્ષે આ ઉત્તરાર્ધમાં, દિવસે દિવસે ક્ષીણ થઇ અમાવાસ્યાને દિવસે માત્ર રેખારૂપ થઇ રહેલી ચંદ્રની કળાની પોતાની છેક કૃશ થઇ ગયેલી પ્રિયાને ઉપમા આપી છે.

સુતનુ—સુંદર અંગવાળી. વિયોગથી અત્યંત સૂકાઇ જવા છતાં પણ જેનાં અંગો શોભાને તજતાં નથી, એમ સૂચન છે.

પૂર્વ માંહે જણાતી–અમાવાસ્યાની પૂર્વમાં જણાતી ઝીણી ચંદ્રલેખા. ચંદ્રકલાની ઉપમા, એનાં અંગોનું સ્વાભાવિક કોમલત્વ તથા અત્યંત કૃશતા પામ્યા છતાં શોભી રહેતું લાવણ્ય, સૂચવે છે.

મારી સાથે–સંયોગમાં મારી સાથે મનગમતી મોજમાં જે જે ઋતુની રાત્રિઓ એણે એક ક્ષણ પેઠે ગાળી હતી, તેની તેજ રાત્રિઓ આજે વિયોગને લીધે એને યુગ જેવી લાગતાં, અંતરના સંતાપને લીધે ઉનાં ઉનાં આંસુ ઢાળી ગાળવી પડે છે એવો ભાવાર્થ છે.

સંયોગી દંપતીઓની રાત્રિઓ ક્ષણ પેઠે વીતિ જાય છે, એ સર્વ સામાન્ય અનુભવની વાત છે. વિયોગમાં એથી ઉલટું થાય છે. જુવો ઉત્તરરામચરિતમાં રામની સંયોગાવસ્થાનું વર્ણન કરતાં ભવભુતિ લખે છે કે,

કંઇ કંઇ અતિ ધીમે, ગાલશું ગાલ ચાંપી,
પ્રીતિવશ પડી કર્તા, ગોઠડી ગાંડી ઘેલી
અડકી સજડ સૂતાં, હાથ અકેક નાંખી,
પ્રહર નવ જણાતાં, રાત્રિયો વીતી જાતી.

આ શ્લોકમાં કવિએ, અત્યંત પ્રેમાળ, કોમળ અંતઃકરણની અને પતિ વિના પોતાને નિરાધાર માની આંસુ ઢાળી રાત્રિઓ ગાળતી બાળવિયોગિણીનું હૃદયના મર્મને હલાવી નાખે એવું કરુણ રમણીય ચિત્ર આલેખેલું છે. જે સહૃદય દૃષ્ટિથી જોતાં એ પ્રસંગના અનેક સંયોગોને નજર આગળ ઉપસ્થિત કરીને મનને દ્રવિત કરી નાંખે છે.

વલ્લભદેવ–આ શ્લોકના ઉત્તરાર્ધને ઠેકાણે मत्संयोगः कथमुपनयेत् એ પાછળના શ્લોકનું ઉત્તરાર્ધ લે છે અને આનું ઉતરાર્ધ निश्वासेनाधरकिसलय એ શ્લોકના ઉત્તરાર્ધ તરીકે લખે છે પણ મને એ સંબંધ કંઇ વિશેષ રુચિકર લાગતો નથી.

( જુવો વલ્લભની ટીકાવાળી Mr. E. Hultzsch હુલ્ત્સની સંસ્કૃત આવૃત્તિ લંડન–ઇ. સ. ૧૯૧૧.)

*ચંદ્રજ્યોત્સ્ના અમૃત સરખી, આવતી જાળીમાંથી,
જોવા પ્રીતિ કરિ, નજરને નાંખતાં પાછી ખેંચી;
ખેદે આંખો જળથકી ભરી પાંપણે, ઢાંકી દેતી,
+જાણે ઝાંખા દિનની નલિની, ના ઉઘાડી, ન મીંચી. ૩૦

---

શ્લોક ૩૦—પાર્શ્વાભ્યુદય, વિલસન અને બીજી કેટલાક ટીકાઓમાં આ શ્લોક ૩૧ મા આયે બદ્ધા શ્લોક પછી લીધેલો છે. જુવો પ્રોફેસર R. B. Pathak નું મેઘદૂત–૧૮૯૪ (પૂના) તથા મિ૰ વિલસનનું મેઘદૂત.

ચંદ્રજ્યોત્સ્ના—ચંદ્રની ચાંદની. અમૃત સરખી—અમૃતના જેવી શીતળ–ચંદ્રમાં અમૃત રહેલું હોવાથી શીતળતાવાળી—

*પાઠાન્તર-શીળાં કિરણો, અમૃત સરખાં આવતાં જાળીમાંથી;
પૂર્વ પ્રીતિ થકિ, નજરને નાંખતાં પાછી ખેંચી.

જોવા પ્રીતિ કરી—મારા સંયોગમાં વારંવાર અનુભવ કરતાં અત્યંત શાન્તિદાતા લાગતી હોવાથી, આજે પૂર્વના પરિચયે ચંદ્રિકાને જોઇ કંઇપણ શાન્તિ વાળવાના હેતુથી. ચંદ્રિકા સંયોગિને સુખકર અને વિયોગિને દુઃખકર જ હોય છે, એ લક્ષમાં નહિ રહેલાં ચંદ્રનાં કિરણોથી ઉલટો સંતાપ પામી એને નેત્ર મીંચી દેવાં પડતાં હશે. ચંદ્રનો આવો પરસ્પર વિરોધી ગુણ સુવિદિત છે—જુવો

येषां वल्लभया सह क्षणमिव क्षिप्रं क्षपा क्षीयते ।
तेषां शीतकरः शशी विरहिणामुल्केव संतापकृत् ॥

જુવો–किमसुभिर्ग्लपितैर्जड मन्यसे मयि निमज्जतु भीमसुतामनः (નૈષધકાવ્ય)

નજરને નાંખતાં—શાન્તિને બદલે સંતાપની વૃદ્ધિ થતાં તે જ ક્ષણે એને દૃષ્ટિ પાછી ખેંચી લેવી પડે છે—અર્થાત્ ચંદ્રનાં કિરણો, વધી પડેલા સંતાપને લીધે એને એટલાં તો દુઃસહ લાગે છે કે, તેના સામી દૃષ્ટિ નાંખતાં જ આંખ મીંચી દેવી પડે છે.

*નિ:શ્વાસોથી, અધરપુટને સૂકવી નાંખનારા,
સ્નાને લૂખા ઉડી વિખરતા, ગંડથી કેશ એના;
જાણી મા'રો કઇ રિતથકી, સંગ સ્વપ્નેય થાયે,
ઇચ્છે નિદ્રા, નયન, જળથી જાય રુંધાઈ તો'યે. ૩૧

---

બેઠ આંખો—હૃદયના દુ:ખભારથી, ચંદ્રદર્શન થતાંજ આંખમાં આંસુ ભરાઇ આવે છે અને પોતે જાગતી છતાં હૃદયના આવેગને શાન્ત કરવાને માટે આંસુભર્યાં નેત્રોને ઢાંકી દે છે. આથી નાયિકાની વિષયદ્વેષ નામની છઠ્ઠી કામદશા સૂચવી છે.

જાણે ઝાંખા દિનની=મેઘથી ઘેરાયેલા દિવસની. જાગતી નહીં તેમ ઉંઘતી પણ નહી, એવી દશામાં પડેલી નાયિકાને, કવિ–વર્ષાથી ઘેરાયલા દિવસને લીધે, નહીં ઉઘડેલી તેમ નહીં બીડાયેલી સ્થલ-કમલિનીની ઉપમા આપે છે. સૂર્યનાં કિરણોના અભાવે કમળ સંપૂર્ણ ખીલતું પણ નથી, તેમ દિવસ હોવાથી બીડાયલું પણ રહેતું નથી, એવી આ એની દશા છે. અહિં ઉપમા તથા વિરોધાલંકાર છે.

+પાઠાન્તર–ઝાંખા હાડે, સ્થળ કમલિની ના ઉઘાડી, ન ગ્રીચી.

---

શ્લોક ૩૧—નિ:શ્વાસોથી—અંતરના સંતાપને લીધે અત્યંત ઉના શ્વાસથી. અધરપુટને—નિ:શ્વાસો અત્યંત ઉના હોવાથી મૃદુ હોઠને સુકાવી નાખે છે–રાતા અને કોમળ અધરોઇ, ઉના નિ:શ્વાસોને લીધે ફીકા પડી વિવર્ણ થઇ જાય છે, એમ કહેવાનું તાત્પર્ય છે.

*પાઠાન્તર-નિ:શ્વાસોથી અધર કુંપળો સૂકવી નાખનારા.

સ્નાને લખા—તેલ, સુગંધિ દ્રવ્ય આદિ વગરના સ્નાનથી–અર્થાત્ નિયમને માટે કરેલા માત્ર સાદા સ્નાનથી લૂખા પડી ગયેલા તથા એના બંને ગાલપર લટકતા લાંબા કેશ, વારંવાર મુખમાંથી નિકળતા નિ:શ્વાસોને લીધે ઉડયા કરે છે, એવો ભાવાર્થ છે. વિયો-

ગમાં તેલ આદિ સુગંધિ દ્રવ્યોથી સ્નાન કરવાનો નિષેધ છે. આવા નિઃશ્વાસોની ઉષ્ણતા અને પરંપરા એના હૃદયનો સંતાપ અને મુંઝામણ સૂચવે છે.

જાણી મારો—શું કર્યાથી સ્વપ્નમાં પણ મારો સમાગમ મળે એવા વિચારોથી આંખમાં આંસુ ભરાઇ આવવા છતાં પણ, પરાણે પરાણે નિદ્રા લેવાનો એ પ્રયત્ન કરતી હશે—અવળા વિધિને લીધે દેહથી તો સમાગમ અશક્ય છે, પરંતુ નિદ્રા આવતાં સ્વપ્ને પણ જો મારો સમાગમ થાય તો બહુ સારુ, એવા અભિલાષથી એ પરાણે ઉંઘવાનો પ્રયત્ન કરતી હશે, પરંતુ આંસુના પ્રવાહથી ઉંઘ પણ આવતી નહીં હોય—

અહિં આંસુ ભરાઇ આવવા વગેરેથી નાયિકાનો લજ્જાત્યાગ દર્શાવ્યો છે. નિદ્રા, એ વિયોગિઓને માનસિક સંયોગ આપી ક્ષણ માત્ર આનંદ કરાવનાર છે વિયોગિઓની, નિદ્રાત્યાગ, અશ્રુપાત આદિથી સૂચવાતી દુઃખદશાનું વર્ણન કાલિદાસ ઘણે ઠેકાણે કરે છે-જુવો વિક્રમોર્વશીય-૨-૧૦.

हृदयमिषुभिः कामस्यान्तः सशल्यमिदं सदा
कथमुपलभे निद्रां स्वप्ने समागमकारिणीम् ।
न च सुवदनामालेख्येऽपि प्रियामसमाप्य तां
मम नयनयोरुद्बाष्पत्वं सखे न भविष्यति ॥

જુવો શાકુન્તલ—અંક ૨.

प्रजागराखिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।
बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥

વળી ઉદ્ધવદૂતમાં એ જ વિચારનું અનુકરણ કરેલું છે.

अलं प्रस्वापनमपि मया लब्धमुन्निद्रकेण
यस्मिन्नेतान्निर्हृतमथ ते स्वप्नसंदर्शनाय ॥

બાંધી પ્હેલે વિરહ દિવસે, વેણી પુષ્પો ઉતારી,
શાપાન્તે જે, મુજકરવડે છૂટશે શોક છાંડી;
ગાલે આવી જતિ ઘડિ ઘડી, સ્પર્શ થાતાં તણાતી,*
+લેતી, લાંબા કરનખવડે લૂખી વેણી સમારી. ૩૨

શ્લોક ૩૨—બાંધી પ્હેલે વિરહ દિવસે—વિરહ થવાના પ્રથમ દિવસે, જુદાં પડવાના દિવસે–પુષ્પોને ઉતારી નાંખીને બાંધેલી વેણી. વિયોગમાં પુષ્પનાં આભરણો કેશમાં ધરવાનો નિષેધ હોવાથી માથાના પુષ્પનો ત્યાગ કરીને, એમ કહ્યું છે.

વેણી—વેણ, કેશની લટો–સેરમાં ગુંથેલા ઝુલતા કેશ. શાપાંતે–શાપનો અંત આવતાં–બાર માસ પૂરા થતાં. શોક છાંડી–વિયોગના સંતાપથી મુક્ત થઇને. મુજકરવડે છૂટશે—જે વેણીને હું શાપ પૂરો થઇ ગયા પછી પ્રિયાને મળીને મારા હાથથી છોડીશ. વિયોગાવસ્થામાં કેશસંસ્કાર આદિ ન કરતાં વિયોગિણીએ કેશને એક વેણીના રૂપમાં બાંધી રાખવા અને સ્વામીએ સંયોગ થતાં તે વેણી છોડવી–અર્થાત્ સ્વામિના સંયોગ પછી તે વેણીને છોડી કેશસંસ્કાર કરવા, એવા પ્રકારના પૂર્વે ચાલતા રિવાજનું અહિં સૂચન છે.

ગાલે આવી જતી—આ પ્રમાણે ઘણા દિવસ સુધી ઓળ્યા ચોળ્યા વિના લટકતી બાંધી રાખેલી વેણી ઘડી ઘડી ગાલ ઉપર ધસી આવે છે.

સ્પર્શ થાતાં તણાતી—લગાર સ્પર્શ કરતાં પણ જેના વાળ ખેંચાય છે એવી. આ વેણીનું વિશેષણ છે.

*પાઠાન્તર—અંગ ખુંચે અડક્યાથી–

ટંડણ અને કરકરી થઇ ગયેલી વેણી, કોમળ અંગને અડકતાં ખૂંચે છે, એમ કહી નાયિકાનાં અંગોની અત્યંત સુકુમારતા દર્શાવી છે.

કાઢી નાંખી ભૂષણ, અબળા દૂબળાં અંગવાળી,×
*શય્યામાંહે તલસતી હશે, દુઃખથી ગાત્ર નાંખી;
તેને દેખી, નવ જળરૂપી આંસુ તું પાડશે ત્યાં,
આવે સૌને મનમહિં દયા, આર્દ્ર છે ચિત્ત જેનાં. ૩૩

---

લેતી લાંબા કર નખવડે–આ પ્રમાણે વારંવાર છુટી પડતી વેણીને, લાંબા વધેલા નખવાળી–હાથની આંગળીઓથી એ સમારી લેતી હશે.–ખસેડી લેતી હશે. વારંવાર વેણીને સારવી લેતી, એમ કહી નાયિકાની ચિત્તવિભ્રમ નામની કામદશા સુચવી છે.

+પાઠાન્તર–લેતી લાંબા નખસહ કરે, લૂખી વેણી સમારી.

---

શ્લોક ૩૩—કાઢી નાખી–અંગો સોસાઇ જવાથી જેણે માત્ર સૌભાગ્યનાં આભૂષણો સિવાય બાકીનાં સર્વ આભૂષણોનો ત્યાગ કર્યો છે એવી; અથવા પતિવિયોગને લીધે શોભા આપનાર ભૂષણોનો જેણે ત્યાગ કર્યો છે એવી. પતિવિયોગમાં માત્ર સૌભાગ્યસૂચક અલંકારોજ પહેરવા, એવું ધર્મશાસ્ત્રનું વચન છે. જુવો—

गतवति दयिते तु कापि मांगल्यमात्राण्यपचितगुरुविप्रा धारयेन्मण्डनानि ।

શય્યામાંહે–ઘડીમાં બેસતી, ઘડીમાં સુતી, એમ પોતાનાં કોમળ ગાત્રોને શય્યામાં આમ તેમ નાંખી, ચેન નહીં પડવાથી દુઃખથી તલસતી હશે. આથી નાયિકાની મૂર્ચ્છાવસ્થા સૂચવી છે.

તેને જોતાં–આવી દશામાં પડેલી મારી પ્રિયાને જોતાં, હે મેઘ! તારી આંખમાંથી પણ જળબિન્દુરૂપ આંસુ ખર્યાં વિના રહેશે નહી, કારણ કે જેનાં ચિત્ત આર્દ્ર–કોમળ છે, તે સર્વદા દયાર્દ્ર વૃત્તિ વાળા હોય છે.

×પાઠાન્તર–કુમળાં અંગવાળી.

*લૂરે, આંસુ પડી પડી દુખે, સેજમાં નાખી નાખી.

મારામાં છે તુજ સખીતણું, સ્નેહથી ચિત્ત ચોટયું,
ધારું તેથી પ્રથમવિરહે, વ્હાલીની આ દશા હું;
×મારું સારું સમજી, નથિ હું વાત કે'તો વધારી,
કીધું તે તે નિરખિશ જતાં દૃષ્ટિએ, સદ્ય તા'રી. ૩૪

*રુંધે દૃષ્ટિ, લટકિ અલકો, લૂખી આંજયા વિનાની,
છોડી દેતાં મધુ, વિસરિ જે ભ્રૂવિલાસો બિચારી;
+તું ત્યાં જાતાં, ઉપર ફરકી આંખડી એની ડાબી;
શોભી રે'શે, કુવલય સમી, મત્સ્યના હાલવાથી. ૩૫

---

યક્ષના કહેવાનો ભાવાર્થ એમ છે કે, મારી પ્રિયા આવી વિષમ દશાને પહોંચી હશે, માટે મરણની છેલ્લી દશાને ન પામે તેટલા સારુ તું જેમ બને તેમ જલદી જઇ એને ઉગારજે.

આમાં અર્થાન્તરન્યાસ અલંકાર છે.

---

શ્લોક ૩૪—મારામાં છે-તારી સખીનું-અર્થાત્ તારી ભાભીનું મારા વિષે અત્યંત સ્નેહથી મન લાગી રહેલું છે.

પ્રથમ વિરહે-મારા વિષે એનું મન આટલું બધું અનુરક્ત છે તેથીજ આ પ્રથમવિરહમાં એની આવી દશા થઇ હશે, એમ હું ધારું છું. પૂર્વે કદી મારો અને એનો વિયોગ થયો નથી-માત્ર આ પહેલોજ વિયોગ છે-એટલે વિયોગની પીડા અસહ્ય હોવાનો સંભવ છે.

મારું સારું-હુંજ આવા પ્રેમનું પાત્ર થઇ ભાગ્યશાળી થયો છું, અમારો અનન્ય પ્રેમ છે, ઇત્યાદિ આપવડાઇ બતાવવાને હું આ બધું કહેતો નથી, પણ થોડા વખતમાં હે મેઘ! એ બધું તું ત્યાં જતાં નજરેજ જોઇશ, એમ કહેવાનો હેતુ છે.

×પાઠાન્તર—મોટાઈ હું નથી જણાવતો, માની છું ભાગ્યશાળી

---

શ્લોક ૩૫—*પાઠાન્તર—રુંધે આડી નજર અલકો,

+ધારૂં છું જે મૃગ નયનિની, તું જતાં આંખ ડાબી,
ફરકી રહેશે, કુવલય સમી, હાલતાં અલકનાથી.

રૂંધે દૃષ્ટિ—અલક—માથાના લટકતા કેશ મુખની આસપાસ લટકીને દૃષ્ટિને રૂંધે છે. એ સમણા તરફ લટકતા કેશથી જેની દૃષ્ટિ માત્ર સામેજ પહોંચી શકે છે, આસપાસ ખૂણાઓ તરફ પ્રસરી શકતી નથી.

લૂખી આંજ્યા વિનાની—વિયોગને લીધે કાજળ આંજ્યા વગર લૂખી—કોરી પડી ગયેલી, અર્થાત્ કાજળની સ્નિગ્ધતા વગર સુંવાળી અને તેજસ્વી નહીં દેખાતી. આ આંખનું વિશેષણ છે.

છોડી દેતાં મધુ—મદિરા—મદ્ય, દારુ, તેનું મારા વિયોગને લીધે સેવન છોડી દેવાથી જે ભમરોના વિલાસ પણ ભૂલી ગઇ છે, અર્થાત્ મદ્ય પીધા વિના જેનામાં રાગ અને ચંચળતા જણુતી નથી એવી આંખ.

તું ત્યાં જોતાં—હે મેઘ ! તું ત્યાં અલકામાં પહોંચીશ તે વખતે.

ઉપર ફરકી—એની ડાબી આંખ, તું ત્યાં પહોંચીશ ત્યારે તારું ગમન સૂચવતી હોય તેમ, ઉપરથી—ઉપરના ભાગમાં ફરકી રહેશે. પુરુષનું જમણું અંગ અને સ્ત્રીનું ડાબુ અંગ ફરકે, તે શુભસૂચક ગણાય છે. જુવો નિમિત્ત નિદાનમાં.

वामभागस्तु नारीणां पुंसां श्रेष्ठस्तु दक्षिणः ।
दाने देवादिपूजायां स्पंदेलंकरणेपि च ॥

સ્ત્રીનું ડાબું અંગ શુભસૂચક હોવાથી અહિં યક્ષ પોતાની પ્રિયાની ડાબી આંખ ઉપરથી પોપચા પાસેથી ફરકી રહેશે એમ કહે છે, કારણ કે આંખ ઉપરના ભાગમાં ફરકે તો ઇષ્ટ વસ્તુ મળે છે.

જુવો—स्पंदान्मूर्ध्नि छत्रलाभं ललाटे पट्टमंशुकम् ।
इष्टप्राप्तिर्दृशोरूर्ध्वमपांगे हानिमादिशेत् ॥

અંગ ફરકવાથી શુભ વા અશુભનું સૂચન થાય છે એવો વિચાર

એની—મારાં નખપદ વિના શૂન્ય શોભા વિનાની,
દૈવે જેની પરિચિત હરી, મેખલા મૌક્તિકેરી;
સંભોગાન્તે મુજકરવડે ચાંપવા યોગ્ય—ડાબી,
રે'શે જંઘા ફરકી, કદળી-ગર્ભશી ગોરી ગોરી— ૩૬

પરાપૂર્વથી મનાતો આવ્યો છે તેનું અહિં સૂચન કર્યું છે આ જાતના વિચારો આપણી પ્રજામાં નહિં પરંતુ દરેક પ્રજામાં પ્રચલિત છે.

શોભી રે'શે—આ પ્રમાણે ઉપરથી ફરકતી એની ડાબી આંખ, માછલીઓના હાલવાથી જેમ જળમાં કાળું કમળ કંપતું હોય તેના જેવી શોભી રહેશે. હનુમાન લંકામાં જાય છે તે વખતે સીતાનું નેત્ર ફરકી સંદેશાનું આમ જ સૂચન કરે છે, તેને માટે જુવો.

प्रास्पंदतैकं नयनं सुकेश्याः मीनाहतं पद्ममिवाभिताम्रम्—રામાયણ.

શ્લોક ૩૬—આ શ્લોકમાં, ડાબી જંઘા ફરકવાથી થોડે કાળે થનાર પ્રિય સમાગમનું સૂચન કર્યું છે. યક્ષ કહે છે કે એની—એટલે મારી પ્રિયાની આવી ડાબી જંઘા ફરકી રહેશે, એવો આખા શ્લોકનો અન્વય છે—દરેક ચરણમાં બધાં વિશેષણો જંઘાનાં છે.

મારાં નખપદ વિના—હું વિયોગને લીધે દૂર પડયો છું તેથી મારાં નખપદ—નખનાં ચિન્હની શોભા વગર—આ જંઘાનું વિશેષણ છે—કામશાસ્ત્રમાં, સ્તન, જંઘા, વગેરેને નખક્ષતનાં સ્થાન કહેલાં છે—જુવો રતિરહસ્યમાં—

कंठकुक्षिकुचपार्श्वभुजोरुः श्रोणिसक्थिषु नखक्षतमाहुः ।

દૈવે જેની પરિચિત—દૈવે—અવળા ભાવિએ જેની રાત દિવસ પહેરવાની મોતીની મેખલા—કમર ઉપર લટકતી પહેરવાની સેર—હરી લીધી છે—તજાવી છે એવી જંઘા; અર્થાત્ દૈવ રૂઠતાં, મારા વિયોગને લીધે મોતીની મેખલા એ પહેરતી ન હોવાથી અડવી દેખાતી જંઘા—

તે વેળાએ જલદ ! કદિ એ ઉંઘતી હોય તો તું,
પાસે બેસી, નહિ ગરજતાં, થોભજે પ્હોર થોડું;
આ વ્હાલાનો નહિતર થતાં સંગ સ્વપ્ને પરાણે.
કંઠે બાંધી, સજડ ભુજની બાથ છૂટી જશે રે. ૩૭

---

**સંભોગાન્તે**-સંભોગ પછી **ભુજકરવડે**-મારા હાથથી ચાંપવા યોગ્ય-અત્યંત થાકી જવાથી શ્રમ ઉતારવાને માટે મૃદુ સ્પર્શથી દાબવા યોગ્ય-

**રે'શે** જંઘા ફરકી-ઉપર કહી તેવી એની કદળીના ગર્ભ જેવી ગોરી, ડાબી જંઘા ફરકી રહેશે. કદળી ગર્ભ સાથે સરખાવવાથી જંઘાનું માંસલપણું, અત્યંત ગોરાપણું, કોમળતા અને ગોળ આકાર સૂચવ્યાં છે.ડાબી જંઘા ફરકવી, એ પ્રિયસમાગમ થવાનું સુખસૂચન છે.જુવો

करोः स्पन्दादरतिं विद्यादूर्वोः प्राप्तिं सुवाससः । નિમિત્તનિદાન.

જુવો રામાયણમાં પણ સીતાને માટે આવોજ ભાવ મૂકેલો છે.

प्रस्पन्दमानः पुनरूरुरस्या रामं पुरस्तास्थितमाचचक्षे ।

---

શ્લોક ૩૭—તે વેળાએ-હે મેઘ ! તે વેળાએ મધ્યરાત્રિ પછીના સમયે. રાત્રિની શીતળતાને લીધે, અથવા તો તારી મંદ મંદ વૃષ્ટિની શીતળતાથી, વખતે એને સહજ નિદ્રા આવી ગઇ હોય તો **પાસે બેસી**-તું તેની પાસે શાન્ત થઇને બેસજે અને લગાર પણ ગર્જના કરતો નહિ, કારણ કે તારી અકસ્માત્ થતી ગર્જનાથી એ ઝબકી જાગી ઉઠશે—

**થોભજે પ્હોર થોડું**-એ ઉંઘતી હોય તો એક પહોરવાર અર્થાત્ ત્રણેક કલાક સુધી તું ત્યાં થોભી જજે. એને જગાડતો જ નહિં. એવો પ્રથમનાં બે ચરણોનો ભાવ છે. ઉત્તરાર્ધમાં એને ન જગાડવાનું કારણ બતાવે છે.

આ વ્હાલાનો-અર્થ વધી ગયેલી વિયોગદશાને લીધે ઘણે ભાગે એને નિંદ્રા નહીં આવતી હોય, તેમ છતાં જો વખતે એની આંખ મળી ગઇ હોય તો એને જગાડવી નહીં, કારણ કે મહા પ્રયત્ને સ્વપ્નમાં મારો સમાગમ થવાથી અત્યંત પ્રેમથી મારી કંઠે બાંધેલી એના હાથની દઢ ગાંઠ છૂટી જતાં વિક્ષેપ પડશે અને એ નિરાશ થશે.

વિયોગમાં દૂર રહેવાથી મળવાને તલસી રહેલાં પ્રેમીઓને નિદ્રા અને સ્વપ્ન એ જ માત્ર થોડા વખતનો પણ અત્યંત પ્રિય લાગતો સમાગમ કરાવનારાં સાધન છે, માટે એવે પ્રસંગે તું તેમાં વિક્ષેપ ન પાડતાં એક પહોર સુધી થોભી જજે.

પહોર સુધી થોભી જજે, એમ કહેવાનો સામાન્ય અર્થ એટલો જ કે, એક પ્રહર સુધી એને સ્વપ્નસમાગમનું સુખ લેવા દેજે. યુવાન દંપતીઓનો ભોગનો, ( વિનોદથી માંડીને શ્રમ નિવૃત્તિ સુધીનો ) સમય કામશાસ્ત્રમાં ત્રણ કલાક-એક પ્રહારનો કલ્પ્યો છે, માટે એક પ્રહર સુધી થોભવાનું કહ્યું છે, એમ મલ્લિનાથ કહે છે, પરંતુ એના કરતાં આ નીચેનો ભાવ મને વધારે યોગ્ય લાગે છે. એક પ્રહર થોભવાનું કહી કવિએ નાયિકાનું પદ્મિનીત્વ સૂચવ્યું છે, કારણ કે પદ્મિનીને એક પ્રહરથી વધારે નિદ્રા હતી નથી, જુવો—

> पद्मिनी यामनिद्रा च द्विप्रहरा च चित्रिणी ।
> हस्तिनी यामत्रितया घोरनिद्रा च शंखिनी ॥

પદ્મિની-એક પહોર નિદ્રા લઇ જાગે છે, ચિત્રિણીને બે પહોરની નિદ્રા હોય છે, હસ્તિનીને ત્રણ પ્રહરની અને રાતના ચારે પહોર ઘોરે તે શંખિનીલક્ષણ ગણાય છે.

આટલા માટે યક્ષનો એમ કહેવાનો હેતુ છે કે એક પ્રહર પછી એ એની મેળે જ જરા જાગ્રત થાય એટલે એને ઉઠાડી સંદેશ કહેજે.

ઉઠાડીને નવજળકણે વાયુ ઠંડો પ્રસારી,
વેરી તાજાં કુસુમ જુઈનાં, માનિની શાંત પાડી;
ઢાંકી વિદ્યુત્, તુજ ભણિ પછી જાળીમાં એ જુવે તો,*
ધીરા! કે'જે ગરજી મધુરું, આમ સંદેશ મા'રો. ૩૮

શ્લોક ૩૮—

*પાઠાન્તર-ઢાંકી વિદ્યુત્, સ્થિર નજરથી બારીમાં એ જુવે તો.

યક્ષ કહે છે કે આ પ્રમાણે એ સગાર જાગૃત થાય એટલે સંદેશ સાંભળવા માટે એને તત્પર કરવા નીચેના ઉપચારોથી સંપૂર્ણ જાગૃત કરજે.

ઉઠાડીને–સ્વપ્નસમાગમમાંથી નિવૃત્ત થયા પછી તેને સંપૂર્ણ હોશિયાર કરીને. નવજલકણે–તારાં નવાં જળબિન્દુથી શીતળ થયેલો વાયુ પ્રસારીને–વાયુ ઢોળીને. વેરી તાજાં–તાજાં, નવાં, જુઇનાં કુસુમ વેરીને. શીતળ પવનના અને મૃદુ પુષ્પના સ્પર્શથી એ જાગૃત થઇ સ્વસ્થ થશે, એમ કહેવાનો ભાવાર્થ છે. આ ઉપચારોથી એનું ઘરનું પટરાણીપણું, પ્રભુત્વ અને સુકુમારતા સૂચવ્યાં છે.

માનિની શાન્ત પાડી–માનિની–માનવતી. પોતાના શુદ્ધ શીલના સ્વાભિમાનવાળી, અથવા વિયોગના આટલા દિવસ વીતી જવા છતાં એને આશ્વાસન આપવાને માટે મેં કુશળ સરખું પણ કહાવ્યું નહીં એમ ધારી, મારા પ્રત્યે મધુર કોપવાળી, પ્રેમના મધુર રોષને લીધે ગુમાનવાળી, મનસ્વી. જુઓ એવા જ પ્રસંગનો ભાવ.

दूत्यं स्वस्य प्रणयहृदयस्त्वं निवेद्यानवद्यं
धीमन् मद्यो मम कथयितुं वाचिकं प्रक्रमेथाः—ઉદ્ધવસંદેશ.

ઢાંકી વિદ્યુત–વિજળીને તારા અંતરમાં ઢાંકી દઇને–વિજળીના ચમકાર ન કરતાં–તાજી નિદ્રામાંથી ઉઠેલી હોવાથી વિજળીના તેજે

*હું છું, તારા પ્રિયતમતણો મિત્ર સૌભાગ્યવંતિ !
×સંદેશો લે, જલધર રૂપે, આવીયો પાસ તારી;
માર્ગે થાતા અધિર, અબળા વેણીને છોડવાને,
પ્રેરૂં છુ હું ગરજી મધુરું, થાકતા પાંથિકોને ૩૯

---

અંજાઇ જતાં એ તેને બરોબર જોઇ શકે નહીં, અથવા મૃદુ હૃદયની હોવાથી ઓચિતી ડરી જાય, માટે વિજળીનો પ્રકાશ ન કરવાનું કહ્યું છે.

તુજ ભણી પછી-પછીથી જે જાળીમાં-બારીમાં તું બેઠો હોઇશ તેની તરફ સ્થિર દૃષ્ટિ કરી એ જુવે ત્યારે.

ધીરા—ધીર ગંભીર પ્રકૃતિવાળા ! સ્થિર મન અને ઇન્દ્રિયવાળા. હે મેઘ ! જ્યારે તે સ્વસ્થ થઇ તારા તરફ દૃષ્ટિ કરે ત્યારે જ તું ગરજી મધુરું-મધુર ગર્જનાથી-ગર્જનરૂપી મધુર શબ્દોથી, આ પ્રમાણે મારો સંદેશો કહેવાનો આરંભ કરજે.

મારી પ્રિયા, પ્રકૃતિથી જ શાન્ત ગંભીર સ્વભાવવાળી તથા માનવતી છે માટે, ઉપર પ્રમાણે ઉપચારોથી જ્યારે સ્વસ્થ થાય અને વિશ્વાસ આવતાં તારા સામી દૃષ્ટિ કરી જુવે, ત્યારે જ સંદેશ કહેવાનો આરંભ કરજે. કારણ કે ગંભીર અને મનસ્વી સ્વભાવની સ્ત્રીઓ અકસ્માત્ આવેલનાં વચન સરખાં પણ સાંભળતી નથી.

---

શ્લોક ૩૯—હે સૌભાગ્યવંતિ-હે સધવા-સૌભાગ્યશાળી ! સંદેશાના પ્રારંભમાં જ પહેલે આ સંબોધન યોજી, 'તારો પતિ કુશળ છે.' એવું નાયિકાને આશ્વાસન અપાવ્યું છે.

હું છું તારા-તારા પ્રિયતમનો-તારા સ્વામીનો હું મિત્ર છું, એમ કહી મેઘ એને વિશ્વાસ ઉત્પન્ન કરે છે, કારણ કે એકાન્તમાં જઇ મિત્રપત્નીને આશ્વાસન આપવું, એ મિત્રનોજ અધિકાર છે.

* પાઠાન્તર-હું છું મેઘ, × સંદેશાને ધરી હૃદયમાં, આવીયો પાસ તારી.

એવું કે'તાં પવનસુતને મૈથિલી પેર જોતી,
ઉત્કંઠાથી હરખી, તુજને દેખતાં માન આપી;
રાખી લક્ષ શ્રવણ કરશે, સૌમ્ય! માને વધૂઓ-
સંદેશાને સુહૃદ મુખથી, સ્વામીના સંગ જેવો.* ૪૦

સંદેશા લૈ-જલધરરૂપે-મેઘરૂપે. હું તારા ભર્તાનો મિત્ર છું અને તેનો સંદેશો લઇ તારી પાસે આવ્યો છું. અહિં જલધર શબ્દથી મેઘનું પરોપકારિત્વ સૂચવ્યું છે. તારા સ્વામીએ દૂર દેશથી સંદેશો કહેવાને મને ખાસ તારી પાસે મોકલ્યો છે, એમ કહી નાયકની નાયિકા પ્રત્યેની કાળજી બતાવી છે.

હું માત્ર સંદેશો લાવનાર દૂત નથી, પરંતુ તારા સ્વામીનો પ્રિય મિત્ર છું, અને જગત્ માત્રને સુખ આપનાર તથા વિયોગી દંપતીઓને ભેગાં કરવાં પરાર્થ પ્રવૃત્તિ કરનાર મેઘ છું, એમ કહી નાયિકાને તે આશ્વાસન આપે છે.

માર્ગે થાતા-અબળાની-પોતાની પ્રિયાની વેણીને છોડવાને માટે અધીરા થઇ, ઘર તરફ ધસમસ્યા આવતા તથા માર્ગમાં ચાલતાં થાકતા પાન્થિકોને-પ્રવાસીઓને અર્થાત્ વિયોગિઓને, હું મારી મધુર મધુર ગર્જનાઓથી ઉત્સાહી કરી પ્રેરૂં છું, એવો અર્થ છે.

વિયોગાવસ્થામાં કેશસંસ્કાર ન કરતાં વાળને એક વેણીરૂપે રાખવા, એ વિયોગિણીધર્મ અહીં દર્શાવ્યો છે.

શ્લોક ૪૦— * પાઠાન્તર-સંગથી કૈંક થોડો

એવું કે'તાં-આ પ્રમાણે તું કહીશ કે તરતજ-પવન સુતને -પવનસુત-હનુમાનને નીતી મૈથિલી-સીતાની પેઠે એ તારા સામું જોશે.

મિથિલ દેશના રાજા જનકની પુત્રી સીતા, મૈથિલી એ નામથી પણ ઓળખાય છે. પૂર્વે ગંડકી અને કૌશિકીની વચ્ચેના પ્રદેશને મિથિલ દેશ કહેવામાં આવતો હતો, જે હાલનો ટીરહુટ હશે.

એની રાજધાની જનકપુર હતું, જે હાલ મધુવાણીથી ઉત્તરે જનકપુર એ નામથી નેપાળમાં ઓળખાય છે અને એની આસપાસના પ્રદેશને મિથિલ કહે છે. ત્યાં સાતમરી અથવા સીતામારી નામનું સ્થાન છે, જ્યાંથી સીતા નીકળ્યાં હતાં એમ હાલ પણ કહેવાય છે. ત્યાં સીતાકુણ્ડ પણ છે, જ્યાં એમણે વિવાહસમયે મંગળ સ્નાન કર્યું હતું. આ ઉપરથી જણાય છે કે હાલના ટીરહુટનો અને થોડો નેપાળનો ભાગ પણ એ રાજ્યની હદમાં હશે.

**ઉત્કંઠાથી હરખી**–તને દેખતાં ઉત્સાહથી હર્ષ પામી તારો સત્કાર કરશે–'**મારા સ્વામિનો મિત્ર**' એમ જાણતાં જ હર્ષ, વિસ્મય, સ્નેહ બહુમાન, વિશ્વાસ અને ઉત્કંઠાથી ભરેલા હૃદયે તારું સન્માન કરી લક્ષ રાખી–ધ્યાન દઇને તારો સંદેશ સાંભળશે. આથી નાયિકાની પોતાના સ્વામી પ્રત્યેની પ્રેમની ઉર્મિ તથા તેના મિત્ર પ્રત્યેની માનની લાગણી દર્શાવી છે. મેઘને હનુમાન્ સાથે અને નાયિકાને સીતા સાથે સરખાવી, દુષ્કર કામને સાધવાનું સામર્થ્ય, મિત્ર કાર્યમાં તત્પરતા, જિતેન્દ્રિયપણું, કુલીનતા અને પરોપકાર આદિ મેઘના દૂતને યોગ્ય ગુણો તથા નાયિકાના, ઉત્તમ શીલ, પતિપરાયણતા, કુલીનતા વગેરે ગુણો દર્શાવ્યા છે. જુવો દૂતનાં લક્ષણો માટે નિચેનો શ્લોક—

> ब्रह्मचारी बली धीरो मायावी मानवर्जितः ।
> धीमानुदारो निःशंको वक्ता दूतः श्रियां भवेत्.—**રસાકર.**

માત્ર સંદેશ સાંભળવાથી શો લાભ ? એવી શંકાનું સમાધાન કરતાં યક્ષ કહે છે કે, **સૌમ્યમાને વધૂઓ**–હે સૌમ્ય ! હે સાધુપુરુષ ! વધૂઓ, કુલીન સ્ત્રીઓ–સુહૃદમુખથી–સ્વામીના મિત્રના મુખથી સાંભળેલા સંદેશાને પોતાના સ્વામિના સમાગમ જેવો–અર્થાત્ સમાગમની પેઠે આનંદ આપનાર (કંઇક ઉતરતો) માને છે–મૂળમાં **किंचिदूनः** એવું પદ છે. એનો અર્થ 'સંગ જેવો' એ પદમાં સમાઇ

હે આયુષ્મન્! મુજ વિનતિથી ને કૃતાર્થિ થવા ત્યાં,
કે'જે તારો પિઉ કુશળ છે, રામ ગિર્યાશ્રમોમાં;
પૂછાવે છે ખબર અબળા! તાહરી એ વિયોગી,
પે'લી આ'વી ખબર પુછવી, પ્રાણીને દુઃખ-ભાગી. ૪૧

શકે છે, કારણ કે તેમાં સંગના કરતાં કંઇક ન્યૂનતાનો ભાસ થાય છે-તેમ છતાં વાંચનારને નિચેનું પાઠાન્તર વધારે યોગ્ય લાગે તો તે વાંચી લેવું—

એવું કે'તાં, પવન સુતને જોતી મૈથિલી પેર,
ઉત્કંઠાથી હરખિ સુણુશે, માન દૈ આપી લક્ષ;-
સંદેશાને સુહૃદ મુખથી પામિ સીમન્તિનીઓ,
માને સૌમ્ય! પ્રયતમતણા સંગથી કૈંક થોડા.

શ્લોક ૪૧—આ શ્લોકથી માંડીને સંદેશ શરુ થાય છે.

હે આયુષ્મન્-લાંબા આયુષ્યવાળો; પરોપકાર કરવામાં તત્પર રહેવાથી પ્રશંસાપાત્ર જીવનવાળો. હે મેઘ! આખા જગતને ઉપકાર કરવામાં તું નિરંતર પ્રવૃત્ત રહે છે, તેથી તારું જીવતું સફળ છે, એવો ભાવ છે. મુજ વિનતિથી-મારી આ પ્રાર્થના સફળ કરવાને.

કૃતાર્થિ થવા—અથવા આ પરોપકારથી તારા આત્માને કૃતાર્થ કરવા.

विश्वप्राणो जगद्बंधो जगन्माता जगत्पिता ।
सर्वेषु प्राणिनां मेघो जगदानन्ददायकः ॥

આ પ્રમાણે તારા પરોપકારી જીવનને સાર્થક કરવા માટે.

કે'જે તારો પિઉ-મારી પ્રિયાને કહે જે કે 'તારો પતિ રામ ગિર્યાશ્રમોમાં કુશળ છે.' તને પુનઃ મળવાની આશાથી હજી પણ પ્રાણને ધારણ કરી જીવે છે. માટે તારે કંઇ અનિષ્ટ શંકા આણવી

અંગે, અંગો અરપી દુબળાં, ગાઢ તાપે તપેલાં,
ઉત્કંઠાને, તલસી તલસી, આંસુને, આંસુ ઉંનાં;
નિસાસાને તુજ, મન થકિ, ઉષ્ણુ નિઃશ્વાસ અર્પી,
ભેટે છે એ દૂરથી, વિધિએ વેરી થૈ વાટ ઘેરી. ૪૨

નહીં. પૂછાવે છે—એ પોતે કુશળ છે એટલું જ નહીં પણ ભાવિને વશ પડી નિરાધાર થઇ ગયેલો હે અબળા, તારા પ્રત્યે અનન્ય પ્રેમ ભાવનાથી, તારી પેઠે વિયોગ દુઃખથી મુંઝાઇ રહેલો એ વિયોગી તારી કુશળ ખબર પૂછે છે.

પહેલી આ'વી ખબર—હે મેઘ! આ પ્રમાણે તું એને મારી કુશળતા કહી એની ખબર પૂછજે. કારણ કે દુઃખભાગી પ્રાણિને-ભાવિના બળે અકસ્માત દુઃખમાં આવી પડેલા મનુષ્યને—પ્રથમ જ આ પ્રમાણે ખબર કહેવી અને પૂછવી અર્થાત્ જે કંઇ કહેવાનું હોય તે કહેતા પહેલાં પરસ્પરનું કુશળ પૂછવું. એ દુઃખી મનુષ્યોને મોટામાં મોટા દિલાસારૂપ થઇ પડે છે.

શ્લોક ૪૨–ઉપર કહ્યા પ્રમાણે કુશળ પૂછી આશ્વાસન આપ્યા પછી મેઘ નાયિકાને યક્ષની સ્થિતિ કહે છે આમાં નાયક અને નાયિકાની સમાન વિરહાવસ્થા સુચવી છે.

અંગેઅંગો અરપી—તારાં દુબળાં તાપથી તપેલાં અંગોને એ પોતાનાં દુર્બળ થઇ ગયેલાં અને વિરહથી તપેલાં અંગો અર્પી મનથી ભેટે છે. મનથી અર્પી ભેટે છે એમ દરેક પદની સાથે લેવાથી અર્થ સ્પષ્ટ સમજાશે. ઉત્કંઠાને—તારી ઉત્કંઠાને—આતુરતાને, પતિને મળવાના તીવ્ર અભિલાષને, એ તલસી તલસી મનથી ભેટે છે. આંસુને આંસુ ઉનાં—તારાં આંસુને એ પોતાનાં ઉનાં આંસુ અર્પે છે. નિસાસાને—તારા વિયોગ દુઃખના નિસાસાને એ અત્યંત ઉના નિઃશ્વાસથી ભેટે છે.

હોયે કે'વા સરખું, સખીઓ દેખતાં તે છતાંયે,
કે'તો આવી, અધર રસના લોભથી, કૈંક કાને;
તે છે, તારા શ્રવણથી તથા દૃષ્ટિથી દૂર માટે,
ઉત્કંઠાથી પદ રુચિ રુડાં, કા'વતો મિત્ર સાથે. ૪૩

---

વિધિએ વેરી થઈ—જ્યાં વિધિ—દૈવે, વેરી—શત્રુ થઇ બંનેની વાટ ઘેરી લીધી છે, અર્થાત્ અવળા ભાવિએ બંનેનો માર્ગ રૂંધી લીધો છે તેથી. સમગ્ર અર્થ એમ છે કે અવળા ભાવિએ બંનેની વચ્ચે સેંકડો ગાઉનું અંતર પાડયું છે, એટલે દેહથી મળવાનો તો સંભવ જ નથી, માટે દૂર દેશ પડેલો એ તારો પતિ, તને માત્ર મનથી કલ્પી પોતાનાં દુબળાં અંગથી તારાં દૂબળાં અંગને ભેટે છે, તારા ઉષ્ણુ નિસાસાને એ પોતાના ઉના નિસાસા અર્પે છે, એ પ્રમાણે સઘળો ક્રમ છે. કહેવાનું તાત્પર્ય એ કે તું અહિંઆં ઝુરી ઝુરી સુકાય છે, તેમ તે બિચારો ત્યાં ઝુરે છે. તું અહિં નિસાસા મૂકી આંસુ પાડે છે, તેમ તે પણુ ત્યાં ઉના નિસાસા મૂકી આંસુ પાડે છે. આ પ્રમાણે સમાન પ્રેમને લીધે જેવી તારી અવસ્થા છે, તેવી જ એ મારા મિત્ર યક્ષની દશા છે.

---

શ્લોક ૪૩—હોયે કે'વા સરખું—સખીઓની સમક્ષ મોટેથી કહેવા સરખું જે કંઇ હોય તે પણુ, તારા અધર રસના લોભથી પાસે આવીને તારા કાનમાં કહેતો. અર્થાત્ તારો વિયોગ ક્ષણુવાર પણુ સહન ન થઇ શકવાથી સખીઓ હોય તે છતાં પણુ ખુલી રીતે કહેવાનું હોય, તે તારા કાનમાં કહેવાના મિષે તારી પાસે આવી તારા અધરનું પાન કરતો.

તે છે આજે—આ પ્રમાણે તારા વિયોગને ક્ષણુ પણુ ન સાંખી શકનારો એ તારો પતિ, આજે તારા કાનથી તથા તારી દૃષ્ટિથી સેંકડો ગાઉ દૂર પડેલો છે તેથી, અત્યંત આતુર થઇ એને જે કંઇ કહેવડાવવાનું છે તે મારે મુખે તને કહેવડાવે છે.

સિંચાયેલી જળથિ, ભૂમિના ગંધ જેવું સુગંધિ,
તારું ક્યાંહિ વદન, નથિ હું દેખતો તેથી વ્હાલી;
સોસાયું છે વિરહ સહિને, અંગ મારું છતાં આ,
આપે પીડા, મદન હુવણાં આટલી તો પછી હા!
આ વર્ષાના કયમ કરિ અરે! ધૂંધળા દિન જાશે,
ઘેરાવાથી, વિખરઇ બધે મેઘ ચારે દિશાએ. ૪૪

---

પ્રિયજનની છબીનું અવલોકન કરવું, સ્વપ્નમાં તેનો સમાગમ ઇચ્છવો, તેના રૂપ વગેરેની છાયાવાળી અન્ય વસ્તુ જોઇ તેમાં આનંદ માનવો, અથવા તેનો સ્પર્શ થયેલી વસ્તુને ભેટી આનંદ માનવો, એ જ માત્ર વિયોગિઓને વિનોદનાં સાધનો હોય છે. કહ્યું છે કે-

विर्योगे चायोगे प्रियजनसदृक्षानुभवनं
ततश्चित्रं कर्म स्वपनसमये दर्शनमपि ।
तदङ्गस्पृष्टानामुपनतवतां स्पर्शनमपि
प्रतीकारोऽनङ्गव्यथितमनसां कोऽपि गदितः ॥

અહિંથી યક્ષનાં વચનોના સંદેશાનો પ્રારંભ થાય છે અને યક્ષ, કેવા પ્રકારથી પોતાના મનને વિનોદ આપવાનો પ્રયત્ન કરી કાળ ગાળે છે, તે દર્શાવે છે.

---

શ્લોક ૪૪-મલ્લિનાથ આ શ્લોકને ક્ષેપક ગણે છે અને મી૦ નંદારગીકરની આવૃત્તિ જેને હું અનુસર્યો છું તેમાં આ શ્લોક ક્ષેપકમાં છાપ્યો છે. શ્લોકની રચના, ભાષા, ભાવ, શબ્દમાધુર્ય વગેરે જોતાં આ શ્લોક કાલિદાસનો હોય એમ લાગે છે. વર્ષાના આરંભથી ડરી જતા વિયોગિઓની ભીરુતા દર્શાવનારા ભાવોની સાથે આ શ્લોકના ભાવનું એટલું બધું મળતાપણું છે કે તેને બીજાનો ગણી આમાંથી નિરર્થક કાઢી નાખવો એ ઠીક લાગતું નથી.

આ શ્લોક બીજી પ્રતોમાં મળી આવે છે અને એના ઉપર લક્ષ્મણની ટીકા પણ છે. જેને એ યોગ્ય ન લાગે તેણે તેને ક્ષેપક તરીકે ગણી લેવો. જુવો **મી૦ હુલ્ઝની સંસ્કૃત આવૃત્તિ. ૧૯૧૧–લંડન.**

**સિંચાયેલી જળથી**–હે વ્હાલિ ! મેઘની વૃષ્ટિથી સિંચાયેલી ભૂમિમાંથી નિકળતા મીઠા સુગંધ જેવી સુગંધીવાળું, તારું મુખ હું ક્યાંય પણ દેખતો નથી. અર્થાત્ તારા એવા સુરભિ મુખથી હું અત્યંત દૂર પડેલો છું તેથી— સરખાવો,

तदाननं मृत्सुरभि क्षितीश्वरो रहस्युपाघ्राय न तृप्तिमाययौ ।
करीव सिक्तं पृषतैः पयोमुचां शुचिव्यपाये वनराजिपल्वलं—રઘુવંશ.

**સોસાયું છે**–તારું મુખ ન દેખવાથી, મારાં આ અંગ વિરહને લીધે સોસાઇ ગયાં છે; તો પણ દયા ન લાવતાં મદન અત્યારે મને આટલી પીડા આપે છે, તો પછી આ વર્ષના–ચારે તરફ વિખરાતાં મેઘનાં વાદળાથી દિશાઓ ઘેરાઇ જતાં ધૂંધળા લાગતા વર્ષાઋતુના દિવસો મારાથી શી રીતે કઢાશે, અર્થાત્ અત્યારે આ દશા છે, તો પછી તે વખતે મારી કેવી દશા થશે ?

મેઘકાળ પાસે દેખી ડરી જતા વિયોગીઓના આવા જ ઉદ્‌ગાર કાલિદાસનાં કાવ્ય અને નાટકોમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે.

अथमेकपदे तया वियोगः प्रियया चोपनतः सुदुस्सहो मे ।
नववारिधरोदयादहोभिर्भवितव्यं च निरातपर्द्धिरम्यैः ॥ વિક્રમોર્વશીય.

જુવો સીતાના વિયોગ સમયની રામની દશા—

पूर्वानुभूतं स्मरता च यत्र कंपोत्तरं भीरु तवोपगूढम् ।
गुहाविसारिण्यतिवाहितानि मया कथंचिद्घनगर्जितानि ॥
गन्धश्च धाराहतपल्वलानां कदंबमर्धोद्गतकेसरं च ।
स्निग्धाश्च केकाः शिखिनां बभूवुस्तस्मिन्न सह्यानि विना त्वया मे—રઘુવંશ.

કાન્તિ તા'રા મુખની શશિમાં, અંગ શ્યામાલતામાં,
દૃષ્ટિ બ્હીતી હરિણીનયને, કેશ બર્હિકળામાં;
તારા ઝીણા, નદી લહરીમાં, ભ્રૂવિલાસો નિહાળું,
એકસ્થાને જડતું નથી, હા ! ચંડિ ! સાદૃશ્ય તારૂં. ૪૫

શ્લોક ૪૫—આ શ્લોકમાં યક્ષ કહે છે કે, હે પ્રિયા ! તારા સ્વરૂપનું દર્શન કરવાનો હું પ્રયત્ન કરૂં છું, પરંતુ તે પણ મને થતું નથી.

કાન્તિ તારા મુખની—તારા મુખની કાન્તિ—શોભા, હું શશિમાં—પૂર્ણ ચંદ્રમાં જોઉં છું. મુખના જેવાં કાન્તિ અને લાવણ્ય, અમૃતપૂર્ણ હોવાથી શીતળતા, તથા મુખના જેવો ગોળ આકાર વગેરેથી, ચંદ્રમાં હું તારા મુખની કંઇક શોભા નિહાળું છું; અર્થાત્ સ્પષ્ટ દેખાતા કાળા કલંકને લીધે તારા મુખની સંપૂર્ણ શોભા તો એમાં નથી, પરંતુ કંઇક આનન્દ આપે એવું મળતાપણું છે, એવો સ્વાન છે.

અંગ શ્યામા લતામાં—તારાં મૃદુ, નાજુક અને સુંવાળાં અંગની શોભા, હું શ્યામા લતામાં,—પ્રિયંગુ અથવા ફુલિની નામની લતામાં જોઉં છુ. અહિં લતા શબ્દ બહુવચનમાં છે. કોઇ લતામાં તારાં અંગોનું કોમળપણું, કોઇમાં સ્નિગ્ધતા, કોઇમાં નાજુકપણું, એ પ્રમાણે લતાઓમાં પણ તારૂં સ્વરૂપ એક ઠેકાણે મળતું નથી.

દૃષ્ટિ બ્હીતી હરિણી—દરેક હરિણીમાં નહીં, પણ બી'તી—ભય પામતી હરિણીનાં કાળાં, વિશાળ, નિર્દોષ અને ચપળ નયનમાં તારી દૃષ્ટિની શોભા જોવામાં આવે છે; તે પણ દરેક વખતે નહીં પણ કોઇ પ્રસંગે ભયભીત હરિણી દૃષ્ટિએ પડે છે ત્યારે જ; અર્થાત્ તારાં પ્રત્યેક અંગની છૂટી છૂટી શોભા જોવાનો વિનોદ પણ કવચિત્ જ મળે છે.

કેશ બર્હિ કળામાં—બર્હિ, મયૂર—તેમની ભારે, સુંવાળી અને ચળકતી કળામાં—પીંછાના સમૂહમાં તારા કેશની શોભા દૃષ્ટિએ પડે છે. બધા મયૂરો ભારે પિચ્છવાળા હોતા નથી, માટે એ વિનોદ પણ

કોઇક જ મયૂરો જોતાં મળે છે. જુવો દમયંતીના કેશનું વર્ણન.

अस्याः कचानां शिखिनश्च किं नु विधिं कलापौ विमतेरगाताम् ।
तेनायमेभिः किमपूजि पुष्पैरभर्त्सि दत्वा स किमर्धचन्द्रम् ॥

નૈષધ કા. સ ૭.

જુવો વિક્રમોર્વશીયમાં

घनरुचिरकलापो निःसपत्नोऽद्य जातः ।

તારા ઝીણા–નદીની જલલહરિમાં–ઉપર દેખાતી ઝીણી ઝીણી જલની લહેરોમાં તારા ઝીણા-સહજ દેખાય ન દેખાય એટલામાં અદશ્ય થઇ જતા ભમરના વિલાસો નિરખું છું. જુવો વિક્રમોર્વશીયમાં ભમરના વિલાસને જલતરંગ સાથે સરખાવ્યા છે.

तरंगभ्रूभंगा क्षुभितविहगश्रेणिरशना ।
विकर्षन्ती फेनं वसनमिव संरंभशिथिलम् ॥

જળના તરંગો તો ઘણી વખત થાય છે, પરંતુ મંદ મંદ પવનની ગતિથી શાંત જળમાં આવતી, તારી ભમરોના જેવા લાવણ્યવાળી ઉર્મિઓ તો કોઇક જ પ્રસંગે દૃષ્ટિએ પડે છે.

એકસ્થાને–ઉપર કહ્યા પ્રમાણે તારા પ્રત્યેક અંગની શોભા કોઇ વનમાં, કોઇ નદીમાં, કોઇ પક્ષિમાં, એમ ભિન્ન ભિન્ન ઠેકાણે શોધવી પડે છે. હે ચણ્ડિ! વિયોગમાં તને ત્યાં એકલી મૂકવાથી તથા આઠ માસ સૂધી તારી સંભાળ ન લેવાયાથી, મારા ઉપર પ્રેમભર્યા રોષવાળી! તેં તારા રૂપને જાણે અનેક સ્થળે વહેંચી નાંખ્યું હોય તેમ, તેનું સાદશ્ય–સરખાપણું એક વસ્તુમાં મને ક્યાંય પણ જડતું નથી. હા! અરેરે–એમ વિષાદ બતાવ્યો છે. વિસારે પડેલા પ્રેમને લીધે માનગર્વિતા સ્ત્રીઓને કંઇક પ્રેમભર્યો રોષ ઉત્પન્ન થાય છે, એવા કંઇક અર્થમાં ચણ્ડિ–કોપવાળી એ યોજ્યું છે.

હે ચણ્ડિ! તારા રૂપની સંપૂર્ણ છાયા પણ તું મને કોઇ સ્થળે દેખવા દેતી નથી, એવી તું મારા પ્રત્યે કઠણ હૃદયની થઇ છે,

રીસાયેલી પ્રણયથી તને, ધાતુરંગે શિલામાં-
આલેખીને, ચરણ નમવા જાઉં છું તેટલામાં;
રૂંધે દૃષ્ટિ,* ઘડિ ઘડિ ઘડિ આંસુડાં ઉભરાતાં,
વેઠાયે ના, કઠણ વિધિથી આપણો સંગ એમાં- ૪૬

એમ કોમળ ઉપાલંભનો પણ ભાસ થાય છે અને તારું સ્વરૂપ તો નહિં, પરંતુ તેની સમગ્ર છાયા પણ એક ઠેકાણે મળવી દુર્લભ છે, એમ કહી રોષનો પરિહાર કરવા માટે એના અત્યંત રમણીય રૂપ, લાવણ્ય વગેરેની પ્રશંસા કરી છે. પ્રિય વસ્તુના ગુણોની અન્ય વસ્તુમાં સમાનતા શોધી વિનોદ માની લેવો, એ વિયોગિઓનો સ્વભાવ છે. જુવો એવા જ ભાવનો રઘુવંશમાં અજવિલાપનો પ્રસંગ.

વૈતાલીય.

મદમંથર ચાલ હંસિમાં, મૃદુ મીઠો સ્વર કોકિલા વિષે,
હરિણી મહિં લોલ દૃષ્ટિને, ઝુલતી વેલીવિષે વિલાસને;
યદ્ય ઉત્સુક સ્વર્ગમાં જતાં, મુજ અર્થે ગુણ આમ તેં ધર્યા,
વિરહે ભર્યું દુઃખ ભારથી, મન ધારી શકશે, ન તે, પ્રિયા.

વળી એવાજ પ્રસંગનો બીજો ભાવ-

શાર્દૂલવિક્રીડિત.

તા'રા નેત્ર સમાન કાન્તિમય જે, તે પદ્મ ડુબ્યું જળે,
ઢંકાયો શશિ તાહરા મુખ સમો, વર્ષા તણાં વાદળે;
જે ચાલે તુજ ચાલ, તે જગથકી સૌ રાજહંસો ગયા,
તું સાદૃશ્ય વિનોદ માત્ર પણ તે, દૈવે ન વેઠાય હા.

રંભારતિલાલત્રોટક.

---

*શ્લોક ૪૬—તારા સમગ્રસ્વરૂપનું દર્શન આ પ્રમાણે ક્યાંય પણ મળતું નથી, તેથી તારી છબી ચીતરી તને જોવાનો પ્રયત્ન કરું છું તે પણ નિષ્ફળ જાય છે, એવો આમાં ભાવ છે.

રીસાયેલી–પ્રણયથી–પ્રેમમાં કંઇ કંઇ મિષ કાઢી મારી સાથે રીસાયેલી, અર્થાત્ વ્હાલમાં રીસાઇને લાડતી.

ધાતુ રંગે–પર્વતમાં થતા મનઃશીલ આદિ રંગથી,આલેખીને–ચિતરીને. તને શિલાપટ્ટ ઉપર, વ્હાલથી રીસાઇને લાડતી ચીતરીને, તારી ક્ષમા માગવાને માટે તારા ચરણમાં હું નમવા જાઉં છું તેટલામાં, ક્ષણે ક્ષણે આંસુ ભરાઇ આવવાથી મારી દૃષ્ટિ રુંધાઇ જાય છે; એમાં પણ મારાથી નિરાંતે તારા મુખનું દર્શન થઇ શકતું નથી.

વેઠાઃયે ના–કઠણ–ક્રૂર વિધિ, આ પ્રમાણે ચિત્રમાં પણ આપણો સમાગમ સાંખી શકતો નથી. અર્થાત્ વિધિજ વિઘ્નસંતોષી છે, જે દરેક વસ્તુમાં કઇ કંઇ દોષ મૂકયા વિના રહેતો જ નથી. આપણી અનન્ય પ્રીતિ છે ત્યારે તેમાં વિયોગ નાંખ્યો છે.

જુવો–शशिनि खलु कलंकः कंटकाः पद्मनाले
उदधिजलमपेयं पंडिते निर्धनत्वम् ।
दयितजनवियोगो दुर्भगत्वं सुरूपे
धनवति कृपणत्वं रत्नदोषी कृतान्तः ॥

ચંદ્ર તેજસ્વી છે, ત્યારે એમાં કલંક મૂકયું છે; પદ્મ અત્યંત સુંદર અને કોમળ છે ત્યારે એના નાળ ઉપર કાંટા કર્યા છે; સમુદ્રમાં અથાક જળ ભર્યું છે ત્યારે તેને ખારું કર્યું છે; વિદ્વાનોને નિર્ધન રાખ્યા છે; પરસ્પર અત્યંત પ્રેમી હોય તેને વિયોગ આપે છે, સારું રૂપ મૂકયું હોય ત્યારે તેમાં કંઇક ચાંદુ મૂકયું હોય છે; ધનવાન્ હોય તેને કંજુસ બનાવ્યો છે; આ પ્રમાણે વિધિ દરેક રત્નને દોષવાળું કરવામાં આનન્દ માનનાર છે.

ભાવિની આવી ક્રૂરતાથી ચિત્રમાં પણ હું તને જોઇ શકતો નથી. જુવો વિક્રમોર્વશીયમાં રાજાના વિયોગનો પ્રસંગ.

પામી તા'રો પ્રિય સખિ! મિઠો સંગ, સ્વપ્ને પરાણે,
મા'રા ઉંચે ભુજ પસરતા, ગાઢ આલિંગવાને;
તે દેખીને, ઘડિ ઘડિ દયા આણુતી દેવીઓની,–
મોતી જેવાં, તરુપર પડે, આંસુડાં આંખમાંથી. ૪૭

હરિણી.

શર મદનના સાલે હૈયે, નિરંતર તો પછી,
ક્યમ કરી મળે નિદ્રા, સ્વપ્ને સમાગમ આપતી;
છબી ચિતરતા પ્હેલાં આખી, સખે! સુતનુતણી,
મુજ નયનથી આંસુધારા, ક્ષણે શમતી નથી.

*પાઠાન્તર. કાઢી તારી છબી રીસથને લાડતી, હું શિલામાં
પોતાને ત્યાં ચિતરું, ચરણે વંદતો તેટલામાં;
આંસુ આવી નયન ભરતાં, દૃષ્ટિને રુંધી લે છે,
ના જોવા દે તુજ વદનને, ક્રૂર એવો વિધિ છે.

શ્લોક ૪૭—સ્વરૂપદર્શન અને ચિત્રદર્શન એ બેમાં નિષ્ફળ થતાં, હું સ્વપ્નદર્શનથી તારો સમાગમ ઇચ્છું છું, એમ આ શ્લોકમાં દર્શાવ્યું છે.

**પામી તા'રો**–હે પ્રિય સખિ, તારો મીઠો–અત્યંત પ્રિય સમાગમ સ્વપ્નમાં થવાથી–સ્વપ્નમાં તારું દર્શન થવાથી.

**પરાણે**–ઘણા ઘણા પ્રયત્ને. તને મળવાના અનેક મનોરથો કરવાથી પણ સ્વપ્નમાં સતત સમાગમ રહી શકતો નથી, ઘડીમાં સ્વપ્ન આવે, ઘડીમાં તું દેખાય, ઘડીમાં અદૃશ્ય થાય, એમ ત્યાં પણ મને તારો અવિચ્છિન્ન સમાગમ થતો નથી, એમ કહેવાનો ભાવ છે.

**મારા ઉંચે ભુજ**–તને સ્વપ્નમાં દેખી, તારું ગાઢ આલિંગન કરવાને માટે–તને ભેટવાને માટે, હું મારા હાથ પસારું છું. ક્ષણમાં તારો

સમાગમ થાય છે, ક્ષણમાં જતો રહે છે, એવી મારી વ્યાકુળ સ્થિતિ થઇ રહે છે. પ્રેમીને મળવાને માટે અત્યંત વધી પડેલી આતુરતાથી વિયોગિઓની આવી કરુણાજનક સ્થિતિ થઇ રહે છે. જુવો શંકરને માટે તલસતી પાર્વતીની આવી દશા–

ક નीलकंठ व्रजसीत्यलक्षवागसत्यकंठार्पितबाहुबंधना–કુમારસંભવ.

તેને દેખી–મારી આવી કરુણાજનક સ્થિતિને દેખીને મારાપર દયા આણતી દેવીઓની–વનદેવતાઓની આંખમાંથી પણ ઘડીએ ઘડીએ વૃક્ષો ઉપર મોતી જેવાં આંસુઓ પડે છે. અર્થાત્ મારી દશા જોતાં મારા ઉપર દયા લાવી વનદેવતાઓ પણ પોતાનાં ઝાકળરૂપે વૃક્ષ ઉપર પડતાં આંસુ ખેરવી રહે છે. આ ઉપરથી તારા વિયોગે મારી કેવી દશા કરી છે તે તને સમજાશે. વનદેવતાઓનાં આંસુ વૃક્ષો પર પડે છે, એમ કહેવાનું કારણ એ કે દેવતા, ગુરુ, વગેરેનાં જે જમીન ઉપર આંસુ પડે, ત્યાં મહા દુઃખ, ઉત્પાત, મરણ વગેરે થાય છે. જુવો.

> महात्मगुरुदेवानामश्रुपातः क्षितौ यदि ।
> देशभंगो महद्दुःखं मरणं च भवेद्ध्रुवम् ॥

કાલિદાસ, કરુણા રસનું વર્ણન કરતાં સજીવ અને નિર્જીવ વસ્તુઓમાં કારુણ્યભાવ આરોપી, એ રસને એવી સારી રીતે પોષે છે કે, કઠણ હૃદય ઉપર પણ એની અસર થયા વિના રહેતી નથી– જુવો અજવિલાપ-રઘુવંશ–સર્ગ ૮.

### વૈતાલીય.

કરુણાર્ત રવે સ્ફુટે મુખે, રડતાં ધીરજ સૌ છૂટી ગઇ,
પિગળે, તપિ, લોહ તો પછી, કયમ રે' ધીરજ કો, મનુષ્યની;
કરુણાર્દ્ર ભર્યા વિલાપથી, રડતો કોસલભૂપ સાંભળી,
રડવા તરુવૃન્દ લાગીયાં, વરસાવી મધુઅશ્રુ આંખથી.

જુવો મહાકવિ ભવભૂતિનું ઉત્તરરામચરિત.

### શિખરિણી.

રડ્યા જ્યારે સર્વે દૃષદ પણ કાઠિન્ય તજીને.

ભેદી, તાજી કિસલય કળી દેવદારુ દ્રુમોની,
*ચૈને તેના રસથી સુરભી, આવતા ઉત્તરેથી;
આલિંગું છું, હિમગિરિતણા વાયુને પ્રેમઘેલો,
ધારી એને ગુણવતિ ! હશે સ્પર્શ તારો થયેલો. ૪૮

શ્લોક ૪૮—પ્રિયાના અંગને સ્પર્શીને આવતા હિમાદ્રિના વાયુને ભેટીને શાન્તિ વાળવાનો ચોથો પ્રકાર આ શ્લોકમાં છે.

**ભેદી** તાજી કળી—દેવદારુ વૃક્ષોની તાજી ખીલતી કળીઓને ભેદીને. **ચૈને તેના રસથી**—એ દેવદારના વૃક્ષોના તાજા રસથી સુગન્ધિ થયેલા તથા ઉત્તરેથી હિમાલય તરફથી આવતા વાયુને—આલિંગું છું—ભેટું છું. આ બધાં વાયુનાં વિશેષણો છે. દેવદારુ વૃક્ષોના રસના સુગંધવાળો અને બરફની સાથે અથડાવાથી શીતલ થયેલો વાયુ હિમાદ્રિમાંથી આવે છે એમ જાણી હું તેને ભેટું છું. ચોથા ચરણમાં વાયુને ભેટવાનું કારણ જણાવે છે.

**ધારી એને**—હે ગુણવતિ !—સુશીલતા, સુકુમારતા, આદિ મનના અને દેહના ગુણવાળી ! ઉત્તરથી આવતા એ વાયુઓને તારા અંગનો સ્પર્શ થયો હોય એમ ધારી હું આલિંગું છું; અર્થાત્ તારા અંગનો સ્પર્શ પામેલા વાયુને ભેટીને મારાં અંગોને શાન્તિ વાળવાનો પ્રયત્ન કરૂં છું.

જુવો રામની વિરહાવસ્થાનો આવા જ ભાવનો શ્લોક.

वाहि वात यतः कान्ता तां स्पृष्ट्वा मामपि स्पृशेः ।
त्वय्येतत्कामयानस्य शक्यमेतेन जीवितुम् ॥ રામાયણ.

જુવો માલવિકાગ્નિમિત્રમાં આવો જ ભાવ

वोढा कुरबकरजसां किसलयपुटमन्दसीकरानुगतः ।
अनिमित्तामुत्कण्ठामपि जनयति मलयवातोऽयम् ॥

લાંબી રાતો ક્ષણુરૂપ, કરું કેમ તો ટુંકી થાય*
દાડે કેવી રિતથી, તડકો મંદ થૈ રે' સહાય;
એવી મિથ્યા બહુ બહુ કરી વાંછના ચંચલાક્ષિ!
શીઝે હૈડું અશરણુ, ઉંડી હા! વિયોગ વ્યથાથી. ૪૯

મૂળમાં दक्षिणेन प्रवृत्ता એવું પદ છે, તે શ્લોકમાં મૂકતાં રચના લગાર અવ્યવસ્થિત થઇ જાય છે, માટે ઉત્તરથી આવતા હિમગિરિના વાયુ એમ મૂક્યું છે, યક્ષ દક્ષિણમાં છે એટલે ઉત્તરથી દક્ષિણે આવતા, એમ અર્થમાં હાનિ થતી નથી તેમ છતાં નીચેનું પાઠાન્તર જોવું.

*પાઠાન્તર-થૈને તાજા રસથી સુરભી દેવદારૂ દ્રુમોના,
લેઈ તાજી કિસલય કળી, દક્ષિણે આવનારા.

શ્લોક ૪૯—

* પાઠાન્તર-રાત્રિ લાંબા પ્રહરની, કરૂં કેમ તો ટુંકી થાય

લાંબી રાતો—વિયોગદુઃખ અને નિદ્રાત્યાગને લીધે યુગ જેવી લાગતી રાત્રિઓ ક્ષણના જેવી ટુંકી થઇ શી રીતે જલદી જલદી વીતી જાય. વિયોગમાં દિવસ કરતાં રાત્રિઓ ઘણી સંતાપકારક અને લાંબી લાગે છે, માટે આમ કહ્યું છે. જુવો વિક્રમોર્વશીયમાં પુરૂરવાની વિરહાવસ્થા.

ગીતિ.

જેમતેમ કરી દિન કાઢ્યો, ઉત્કંઠા કાર્યથી શમાવીને,
લાંબા પો'રની રજની, વિનોદવિણ હા! જશે કઇ રીતે.

દાડે કેવી રીતિથી-સૂર્યનો તાપ દિવસે શી રીતે અત્યંત મંદ થાય-એક વિરહતાપ, બીજો સૂર્યનો તાપ એમ બન્ને તાપ સહન થઇ શકતા નથી, એમ કહેવાનું તાત્પર્ય છે. જેવી મારી

તો’યે આશા કંઇ કંઈ ધરી, પ્રાણને હું નિભાવું,
માટે એવું સમજી સુભગે! ગાભરી ના થતી તું;*
કોને નિત્યે સુખ નભિ રહ્યું, એકલું દુઃખ કોને,
નાચે ઉંચે ફરી રહી દશા, ચક્રધારા પ્રમાણે. ૫૦

---

રાત્રિઓ લાંબી લાગે છે તેવી તારી પણ લાગતીજ હશે અને મારાથી જેમ આ બેવડો તાપ સહન થઇ શકતો નથી, તેમ તારાથી પણ નહીં જ સહેવાતો હોય, માટે આપણા બંનેના સુખને અર્થે આવી આવી ઘેલી વાઞ્છાઓ હું કરું છું.

એવી મિથ્યા=હે ચંચલાક્ષિ! હે ચપલ નેત્રવાળિ! આવી મિથ્યા ફળ વગરની ભાવનાઓ કરી કરી નિરાશ થતું આ અશરણ—નિરાધાર—હૃદય—ઉંડી વિયોગની પીડાથી શીઝે છે—અંદરને અંદર શોષાઇ જાય છે.

---

શ્લોક ૫૦.—

* પાઠાન્તર-મા અધીરી થતી તુ, (૨) આકળી ના થતી તુ, (૩) માટે એવું સમજી સુભગે ના હવે છડાં જતી તું.

મારી આવી દુઃખજનક દશા સાંભળી હે પ્રિયા! તારે ડરી જવું નહીં, એમ કહેવડાવી યક્ષ આ શ્લોકમાં તેને ધારણા આપે છે. કે, તું પણ તારું જીવન ટકાવી રાખજે.

તો’યે આશા કંઇ કંઇ-કાલે આપણે વિયોગ ભાગી ભેગાં થઇશું, આમ કરીશું, તેમ કરીશું, ઇત્યાદિ મનોરથોથી હું મારા આત્માને ધારણાઓ આપી આશાથી ટકાવી રાખું છું. અર્થાત્ તને પુનઃ મળવાની અને તારી સાથે વિધવિધ પ્રકારનો આનન્દ કરવાની આશાઓથી હું પોતાને આશ્વાસન આપી, આટલા દિવસ ટકી રહ્યો છું. બીજું કોઇ આશ્વાસન આપનાર નો છે જ નહીં.

પૂરો થાશે અધિરિ! જલદી દેવઉઠીથી શાપ,
માટે, આંખો મિચિ વિગમજે, બાકીના ચાર માસ;
વાંછાઓ જે વિવિધ મનમાં ભેગી થૈ છે વિયોગે,
પૂરી કર્શું મળી શરદની ઉજળી* રાત્રિઓએ. ૫૧

માટે એવું સમજી—માત્ર આશાઓના બંધનથી જ હું જેમ આત્માને નિભાવી રહ્યો છું, તેમ હે કલ્યાણિ—તું પણ મારી પેઠે તારા પ્રાણને ટકાવી રાખજે. આપણે આટલાં સુખી હતાં તેને આવું અસહ્ય દુઃખ ક્યાંથી, એમ માની તદ્દન ના હિંમત થઇ ડું ડરી ન જતી—અકળાતી નહિ, કારણ કે મનુષ્યને દુઃખ તો વારાફરતી આવ્યા જ કરે છે.

કોને નિત્યે—સૃષ્ટિમાં એવું કોણ છે કે જેને એકલું સુખ અથવા દુઃખ સર્વદા ટકી રહ્યું છે? અર્થાત કોઇ પણ નથી. જેમ ચક્રની ઉપરની ધારા નીચે આવે છે અને નીચેની ઉપર જાય છે, તેમ સુખ દુઃખ સર્વથા એક ઠેકાણે ટકી રહેતાં નથી. વારાફરતી આવે છે ને જાય છે. આથી સુખમાં હર્ષ અને દુઃખમાં શોક કરવો મિથ્યા છે. સુખ દુઃખ કોઇના હાથમાં નથી અર્થાત્ તડકા છાંયડાની પેઠે તે આવે છે ને જાય છે, વગેરેથી યક્ષ પોતાની પ્રિયાને ધીરજ આપે છે. સુખ દુઃખની પરંપરાનો આવો જ વિચાર પરાપૂર્વથી દરેક પ્રજામાં ચાલે છે. મી. વિલ્સન આવા વિચારોની સમાનતા બતાવવાને પ્લુટાર્કનાં વચનો નીચે પ્રમાણે આપે છે.

The wheel of life is ever on the ground
while one side's up, the other on the ground.

જુવો चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च (મનુ)

दिनान्यस्तमयान्तानि उदयान्ता च शर्वरी ।
सुखस्यानंतरं दुःखं दुःखस्यानन्तरं सुखम् ॥ મહાભારત.

શ્લોક ૫૧—* પાઠાન્તર-નીતરી રાત્રિઓએ.

આ દુઃસહ વિયોગની પીડા કયાં સુધી ભોગવીને આ દુઃખી જીવનને ધારી રાખવું, એવો નાયિકાના મનમાં વિચાર આવે, તો તેનું સમાધાન કરી યક્ષ તેને પુનઃ આશ્વાસન આપે છે કે, પૂરો થાશે–હે અધીરિ! અસહ્ય દુઃખમાં આઠ માસ ગાળવાથી અકળાઇ જતાં બહુ જ અધીર થઇ રહેલી! કાર્તિક શુદ એકાદશી–પ્રબોધિની એકાદશી (જેને આપણે દેવ ઉઠી એકાદશી કહીએ છીએ તે) આવતાં આપણો શાપ પૂરો થશે. ભગવાન્ વિષ્ણુ આષાઢી એકાદશીથી કાર્તિકી એકાદશી સુધી શેષશયનમાં નિદ્રા લે છે.

आषाढ्यां शेषपर्यंके क्षीराब्धौ संविशेद्धरिः ।

निद्रां त्यजति कार्तिक्यां तयोः संपूजयेद्धरिम् ॥ કૂર્મપુરાણ.

**માટે આંખો મિચિ**–આપણા શાપનો અવધિ હવે ઘણો પાસે આવ્યો છે, માટે તું **આંખો મિચિને**–ગમે તેમ કરી આટલો વખત દુઃખ સહન કરી બાકીના ચાર માસ કાઢી નાંખજે. (આંખો મીચીને સહન કરજે,) એ લોકોક્તિ હાલ જેમ ચાલે છે તેમ પૂર્વે પણ ચાલતી હતી. મૂળમાં પણ लोचने मीलयित्वा એવી જ કવિએ લોકોક્તિ મૂકી છે.

कान्ते कत्यपि वासराणि गमय त्वं मीलयित्वा दृशौ—**અમરશતક.**

'જીવતાં હઈશું તો ફરી મળશું' એમ આશા બાંધી હું જેમ મારો કાળ ગાળું છું, તેમ તું પણ બાકીના ચાર માસ ભવિષ્યની આશાઓ ઉપર આધાર રાખી ગાળી નાંખજે. હજારો નિરાશાઓમાં એક અમર આશા ઉપર વિશ્વાસ રાખતાં તું તારું જીવન ટકાવી શકીશ. કારણ કે આશાનો એ પ્રભાવ છે. જુવો.

"હજારો કે નિરાશામાં અમર આશા છુપાઇ છે." **મણિભાઇ.**

આટલા માસ ગાળ્યા અને હજી પણ ચાર માસ ગાળવાના રહ્યા, એમ જાણી નિરાશ થતી પ્રિયાને ઉત્સાહિત કરવા અને એના સુકાઇ જતા આશાના અંકુરોને પ્રેમજળથી સચેતન કરવાને યક્ષ તેને કહે છે કે:–

માʼરે કંઠે વળગી, શયને એકદા તું સુતીતી,
જાગી ઉઠી રડતી ડુસકે, કૈક કેʼવા તું લાગી;
વારે વારે વિનવી પુછતાં, બોલી ઉંડું હસીને,
સ્વપ્ને દીઠા બીજી શું રમતાં, જાર જૂઠા તમોને.* ૫૨

---

વાંચ્છાઓ જે—આ પ્રમાણે ચાર માસ કાઢી નાંખતાં જ્યારે આપણે ફરી મળીશું ત્યારે, વિયોગમાં જે જે વાંચ્છાઓ—મનની વિવિધ ભાવનાઓ વધી વધીને આપણા મનમાં ભેગી થઇ છે, તે બધી આપણે શરદ્ઋતુની નીતરેલી ચાંદનીવાળી રાત્રિઓમાં ભેગાં મળી પૂરી કરી શકીશું.

વિયોગમાં, પોતાનાં પ્રેમીને નહીં મળી શકવાથી પ્રેમીઓનાં મનમાં અનેક ભાવનાઓ ક્ષણે ક્ષણે ભેગી થઇ વૃદ્ધિ પામે છે તેમ, ગંધમાદન આદિ વનોમાં વિહાર, ગીત, નૃત્ય, વાદ્ય, વિનોદ, ગાઢ આલિંગન અને વિવિધ પ્રકારની ક્રીડાઓ કરવાના જે જે અભિલાષો તારા અને મારા મનમાં વધી વધીને એકઠા થયા છે, તે બધા આપણે સફળ કરીશું. વિલાસિની સ્ત્રીઓને ભોગ કરતાં વિવિધ પ્રકારના આનંદ, વિનોદ, વિહાર વગેરે વધારે ગમે છે, એવા એમના અંતર્ગૂઢ મર્મને સમજી યક્ષે નાયિકાને ઉત્તેજિત કરી છે. સારાંશ એજ કે હું તારા અભિલાષોને પૂરીશ, અને તું મારા અભિલાષ પૂરી શકીશ, માટે ભવિષ્યમાં થનારા સારા ફળની આશાએ તારે આત્માનું રક્ષણ કરવું, કે જેથી આપણે પુનઃ ભેગાં થઇ સુખી જીવન ગાળીએ. ભાવિ ફળનો વિચાર કરી માણસે હમેશાં કાર્ય કરવું, કંઇ પણ સાહસથી કરવું નહીં, એમ કહેવાનું તાત્પર્ય છે—જુવો.

सगुणमपगुणं वा कुर्वता कार्यमादौ परिणतिरवधार्या यत्नतः पंडितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्तेर्भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥

*શ્લોક ૫૨—*પાઠાન્તર—મેં ઠગારા, ધૂતારા તમોને.

નાયિકાને મેઘનાં વચનપર કદાપિ વિશ્વાસ ન આવે એવી શંકાથી 'આ મારો પોતાનો કહાવેલો સંદેશ છે' એમ ખાત્રી આપવાને માટે યક્ષ પોતાના સંપૂર્ણ એકાન્તના પ્રસંગનો દાખલો આપી વિશ્વાસ ઉત્પન્ન કરાવતાં કહે છે કે, મારે કંઠે-એકદા-પૂર્વે કોઇ પ્રસંગે, તું શયનમાં મારે કંઠે વળગીને ઉંઘતી હતી તેવામાં, જાગી ઉઠી-એકદમ તું ગાભરી ગાભરી ડુસકાં લઇ રડતી જાગી ઉઠી અને કંઇક મંદ સ્પષ્ટ અસ્પષ્ટ બોલવા લાગી. તારી સાથેના પ્રેમમાં કોઇ દિવસ નહીં જોયેલો મારો કંઇ અપરાધ સ્વપ્નમાં જોવામાં આવવાથી મારા ઉપર કોપાયમાન થઇ હૃદય ભરાઇ આવતાં તું રડવા લાગી. 'અતિ પ્રેમ પાપશંકી' એ કહેવત પ્રમાણે અત્યંત વધેલો પ્રેમ, લેશ પણ વિઘ્ન પડે એવા અપરાધને સાંખી શકતો નથી, માટે મારાપર કોપેલી અને મારાપર અવિશ્વાસ આવતાં હૃદય ભરાઇ આવવાથી રુદન કરતી તું જાગી ઉઠી.

વારે વારે વિનવી-વારંવાર વિનવિ વિનવિ રુદન કરવાનું કારણ પુછતાં, બોલી ઉંડુ હસીને-સ્વપ્ને મને છેતરી, એમ સમજતાં મનમાં મંદ મંદ બહાર સ્પષ્ટ ન જણાઇ આવે તેવું હસીને.

સ્વપ્ને દીઠા-જાવ જુઠા-ખોટા કૃત્રિમ પ્રેમવાળા-ઠગ ! મેં તમને સ્વપ્નમાં બીજીની સાથે રમતાં-વિનોદ કરતાં દીઠા. વારે વારે વિનવી એ પદથી નાયિકાની લજ્જાળુતા દર્શાવી છે. પોતે સ્વપ્નમાં છેતરાઇ એમ સમજતાં મનમાં મંદ હસતી એમ કહ્યું છે. જાવ જાવ, તમારો આવો જ વિશ્વાસ, એમ મંદહાસ્ય અને પ્રેમના ઉમળકાથી ભર્યો મંદ ઉપાલંભ સૂચવ્યો છે. પ્રેમમાં કોઇ ભાગ પડાવે, તે સહન નહી કરી શકવાની સ્ત્રીસ્વભાવની ઇર્ષાળુતા દર્શાવી છે.

સરખાવો—ऐन्द्रं धनुः पांडुपयोधरेण शरद्दधानार्द्रनखक्षताभम् ।
प्रसादयन्ती सकलंकमिन्दुं तापं रवेरभ्यधिकं चकार ॥

જાણી લેજે, કુશળ મુજને દાખલો આ વિચારી,
અંદેશો ના લગિર મનમાં આણતી વ્હાલિ મારી;*
'પ્રીતિ તૂટે વિરહથિ' રખે માનતી કે'ણુ એવાં;
થાયે રાશિરૂપ, રસ વધી, પ્રેમ, ના ભોગવતાં. ૫૩

શ્લોક ૫૩—યક્ષ આ પ્રમાણે પોતાના સંદેશની, તથા પોતે જીવતો છે એવી ખાતરી આપ્યા પછી, ઉપરના શ્લોકમાં પોતાનો પ્રેમ હતો તે જ છે, બદલાયો નથી, એમ ખાત્રી આપે છે.

જાણી લેજે-આપણા સંપૂર્ણ એકાન્તનો ઉપર પ્રમાણે મેં જે દાખલો આપ્યો, જે તારા અને મારા સિવાય કોઇ પણ જાણતું નથી, તે ઉપરથી હું કુશળ છું એમ ખાતરીથી માનજે.

અંદેશો ના લગિર-હે વ્હાલી, તારા ઉપરનો મારો પ્રેમ એનો એ જ છે, લગાર પણ ઓછો થયો નથી. હું તારા પ્રત્યે હતો તેવો જ છું, માટે મારા પ્રેમને માટે લગાર પણ મનમાં અદેશો-શંકા આણીશ નહીં.

મલ્લિનાથ અહિં मामप्यविश्वासिनीभूः એ પદનો અર્થ એમ કરે છે કે, તું મારા જીવનને માટે કંઇ પણ શંકા કરીશ નહીં, હું જીવતો જ છું. એ અર્થ બરોબર નથી, કારણ કે પહેલા ચરણમાં ગુપ્ત દાખલો આપી હું જીવતો છું એવી ખાતરી આપે છે, એટલે બીજા ચરણમાં એની પુનરુક્તિ નકામી લાગે છે. બીજા ચરણમાં યક્ષ પોતાના અભિન્ન પ્રેમની ખાતરી જ આપે છે, માટે આમાં હું મલ્લિનાથને અનુસર્યો નથી. असिततयने એ સંબોધન પદ્યમાં બરાબર બેસતું નથી, માટે આ પ્રેમના આશ્વાસનમાં વા'લિ! એ પ્રેમદર્શક સંબોધન યોગ્ય લાગશે એમ ધારી મૂક્યું છે, તેમ છતાં નીચેનું પાઠાન્તર જોવું.

*પાઠાન્તર-અંદેશો ના અસિતનયને આણતી એમ માંહિ.
અથવા આણતી-પંકજાક્ષિ! કોમલાંગિ!

પ્રીતિ તૂટે–આપણામાં સામાન્ય કહેવત છે કે 'આંખથી દૂર તે મનથી દૂર,' તેમ વિયોગમાં પ્રેમ તૂટી જાય છે, એવી લોક કહેવત ઉપર લગાર પણ વિશ્વાસ રાખીશ નહી.

વિયોગમાં રહેવાથી પ્રીતિ નાશ પામે છે, તેમ બીજી કઇ કઇ વસ્તુઓ કઇ વસ્તુથી નાશ પામે છે, તેને માટે જુવો નીચેનો શ્લોક

दुर्मंत्रान्नृपतिर्विनश्यति, यतिः संगात्, सुतो लालनात् ।
विप्रोऽनध्ययनात्, कुलं कुतनयात्, शीलं खलोपासनात् ॥
मैत्री चाप्रणयात्, समृद्धिरनयात्, **स्नेहः प्रवासाश्रयात्** ।
स्त्री मद्यात्, अनवेक्षणादपि कृषिस्त्यागात्, प्रमादाद्धनम् ॥

ખોટી સલાહથી રાજા નાશ પામે છે, યતિ સંગથી નાશ પામે છે અર્થાત્ યોગભ્રષ્ટ થાય છે, છોકરો ઘણું લડાવવાથી નાશ પામે છે અર્થાત બગડે છે, બ્રાહ્મણ વેદાધ્યયન વગર ભ્રષ્ટ થાય છે, કુળ નઠારા પુત્રથી ભ્રષ્ટ થાય છે, શીલ ખલના સંગથી બગડે છે, મૈત્રી સ્નેહ વગર નભતી નથી, અનીતિથી સમૃદ્ધિ નાશ પામે છે, **સ્નેહ વિયોગમાં પડી રહેવાથી નાશ પામે છે**, સ્ત્રી મદ્યથી અને સંભાળ ન રાખવાથી બગડે છે, ખેતી દેખરેખ રાખ્યા વગર બગડે છે અને પ્રમાદને લીધે ધનનો નાશ થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે 'વિયોગમાં રહેવાથી સ્નેહ તૂટી જાય છે' એવા લોકપ્રવાદને તું લગાર પણ માનતી નહી, તેમ મારામાં લગાર પણ શંકા લાવતી નહી. રૂપનો પ્રેમ, તે નાશ પામતાં જતો રહે છે, પણ પરસ્પરના ગુણથી અનુરક્ત થયેલાં પ્રેમીઓનો પ્રેમ, વિયોગમાં કોઇ પણ કાળે ઓછો થતો જ નથી, આટલા માટે આપણા સ્નેહને માટે તું લગાર પણ શંકા કરતી નહી, એમ કહેવાનો ભાવાર્થ છે.

ગુણસ્નેહ એ જ ખરો સ્નેહ છે, એને હજારો ગાઉનું અંતર કે હજારો દિવસનો વિયોગ તોડી શકતો જ નથી. જુવો,

ભારે શોકે, પ્રથમ વિરહે ભાભીને દે દિલાસો,
ખૂંદેલા એ ગિરિથી, શિવના નંદિએ, આવો પાછો;
ચિન્હો સાથે, કુશળ વચનો વ્હાલીનાં આણી આપી,
મારા કુન્દપ્રસુન સરખા પ્રાણ લેજે ઉગારી. ૫૪

नहि भवति वियोगः स्नेहविच्छेदहेतु-
र्जगति गुणनिधीनां सज्जनानां कदाचित् ।
घनतिमिरनिरुद्धो दूरसंस्थोऽपि चन्द्रः
किमु कुमुदवनानां प्रेमभंगं करोति ॥

થાયેરાશિરૂપ—આવો અનિર્વચનીય પ્રેમ વિયોગમાં તૂટતો નથી, પરંતુ ન ભોગવી શકાવાને લીધે અન્યોન્યમાં તે ઢગલે ઢગલા થઇ વધે છે; અર્થાત્ ન ભોગવી શકાતો પ્રેમ, પ્રેમીઓના મનમાં ક્ષણે ક્ષણે ઉપરા ઉપરી પ્રેમનાં પડ ચઢતાં જવાથી મોટા ડુંગરરૂપ થઇ વધતો જાય છે, ઘટતો નથી. પ્રેમના અભિલાષ જ્યારે પૂરા પાડી શકાતા નથી. ત્યારે તે ઘટવાને બદલે સેંકડોરૂપે વધી પડે છે. જુવો,

સંગમનું સુખ અટકયે, કામીનો સોગણો વધે કામ,
વિષમ શિલામાં ખળતાં, પ્રવાહ સરિતા તણો વહે જેમ.—

વિક્રમોર્વશીય.

શ્લોક ૫૪—ઉપર પ્રમાણે અલકામાં જઇ તારી ભાભીને સદેશો કહ્યા પછી તું પાછો આવી એ જ પ્રમાણે નિશાની સાથે એની કુશળ ખબર લાવી, મારા પ્રાણને પણ ઉગારજે એવી યક્ષ મેઘને વિનતિ કરે છે.

ભારે શોકે—પ્રથમ વિરહે—મારો અને એનો આ પ્રથમ વિયોગ છે, એટલે એને એ ઘણો જ દુઃસહ લાગતો હશે, માટે એના ભારે શોકમાં એને દિલાસો આપીને.

ખુંદેલા એ—શિવજીના નંદીએ રાત્ર દિવસ ફરવાથી જેનાં શિખરો ખુંદી નાંખેલાં છે એવા, એ હિમાદ્રિ ઉપરથી પાછો આવીને.

ધારું છું જે, મનપર લિધું કાર્ય આ મિત્ર કેરું,
તેથી માની લઉં ન મનથી, ના રૂપે, મૌન તારું;
આપે છે તું જળ, વિનવતાં, મૌન રે,' ચાતકોને,
*મોટાનું એ પ્રતિવચન કે, ઈષ્ટ દે અર્થિઓને. ૫૫

ચિન્હો સાથે—મેં જે પ્રમાણે ગુપ્ત નિશાની આપી છે, તે પ્રમાણે એની પાસેથી પણ કંઈક નિશાની લાવી એની કુશળ ખબર મને કહેજે.

મારા કુન્દ—કુન્દપ્રસુન—કુન્દનું નાજુક પુષ્પ, તેના જેવું કોમળ—ક્ષણમાં ચીમળાઈ જાય તેવું જીવન ઉગારી લેજે; અર્થાત્ એનું કુશળ જાણ્યા વિના મારાથી પણ બાકીના ચાર માસ કાઢી શકાશે નહી અને કુન્દ પુષ્પ જેવા કોમળ આ મારા જીવનનો અંત આવી જશે, માટે મને એનું ક્ષેમ કુશળ કહી મારો જીવ પણ બચાવી લેજે.

શ્લોક ૫૫-

* પાઠાન્તર-મોટા બોલે નહિ પણ કરે ઇષ્ટ જે યાચકોને;
(અથવા) ઇચ્છા અર્થિજનની પુરવી, સાધુના ઉત્તરો એ.

આ પ્રમાણે સંદેશો કહી રહ્યા પછી મેઘની પાસેથી કંઈ પ્રત્યુત્તર ન મળતાં યક્ષ કહે છે કે—

ધારું છું જે—હે મેઘ! તેં આ મિત્રનું કામ સ્વીકારી લીધું એમ હું માનું છું. તું મૌન રહ્યો છે તે ઉપરથી હું એમ નથી ધારતો કે તેં મારું કાર્ય સ્વીકાર્યું નથી; અર્થાત્ સ્વીકારી લીધું છે જ. તારૂં મૌન નકાર નથી સૂચવતું, પણ તારું ગાંભીર્ય અને મોટાઈ બતાવે છે, કારણ કે બોલ્યા વગર પણ કાર્ય કરવું એ તારો સ્વભાવ છે.

આપે છે તું જળ—તું યાચના કરતાં ચાતક પક્ષીઓને, બોલ્યા વિના જોઈએ તેટલું જળ આપે છે. બોલ્યા વગર કાર્ય કરી બતાવવું, એમાં જ મોટાઓની મહત્તા સમાયેલી છે, જુવો.

शरदि न वर्षति गर्जति, वर्षति वर्षासु निःस्वनो मेघः ।
नीचो वदति न कुरुते न वदति सुजनः करोत्येव ॥

સાધી, મારું પ્રિય, અઘટતું છે છતાં પ્રાર્થનાથી,
કાં મૈત્રીથી, વિરહિ સમજીને દયા આણી મા'રી;
*વર્ષાશ્રીથી સુભગ બનતો, જા ગમે તે તું દે,
મા થાશો રે! ક્ષણુ વિજળીથી, આમ તારે વિયોગ. ૫૬

મોટાઓનું—પ્રતિવચન-ઉત્તર. ઇષ્ટ-ઇચ્છેલું,-માગેલું. અર્થીઓને-યાચકોને. યાચનારાઓને મૌન રહી માગેલું આપવું, એ જ મોટા મનુષ્યોનો પ્રતિઉત્તર છે એમ સમજવું; અર્થાત્ હું આપીશ અથવા હું આ કરીશ, એવું એ કદાપિ પણ કહેતા નથી. એમની કૃપા, માત્ર ફળથી જ સમજી શકાય છે.

મહાન્ વિક્રમે અત્યંત પ્રસન્ન થઇ પોતાના કવિ માતૃગુપ્તને (જેને કેટલાએક વિદ્વાનો મહા કવિ કાલિદાસ માને છે, તેને) કાશ્મીરનું રાજ્ય આપી દીધું, ત્યારે વિક્રમાદિત્યના ઉપકારનો પ્રત્યુત્તર આપતાં એ કવિએ માત્ર નિચેનો એક જ શ્લોક લખી મોકલ્યો હતો, તેમાં આવો જ ભાવ દર્શાવેલો છે.

नाकारमुद्वहसि नैव विकत्थसे त्वं दित्सां न सूचयसि मुञ्चसि सत्फलानि ।
निःशब्दवर्षणमिवाम्बुधरस्य राजन् संलक्ष्यते फलत एव तव प्रसादः ॥

હે રાજન્! તું કોઇ પણ પ્રકારનું ડોળ બતાવતો નથી, કંઇ આપવડાઇ પણ કરતો નથી, તેમ આપવાની તારી ઇચ્છા પણ મુખથી જણાવતો નથી, પરંતુ ગાજ્યા વિના પુષ્કળ વૃષ્ટિ કરનારા મેઘની પેઠે, તારી કૃપા માત્ર ફળ થતાં જ જાણી શકાય છે. અર્થાત્ અમુક કાર્ય થાય ત્યારે જ એ તારી કૃપાનું ફળ છે, એમ સમજી શકાય છે.

સાધી મારું પ્રિય—હે મેઘ! તને આ દૂતકાર્ય યોગ્ય તો નથી જ. એ તારે માટે અણુઘટતું કાર્ય છે, છતાં આટલું મારું પ્રિય

શ્લોક ૫૬—

* પાઠાન્તર-વર્ષાસોહા નવનવી ધરી, જા ગમે તે તું દેશ.

કરવાનું છે. તું ઇન્દ્રનો મુખ્ય મંત્રિ છે અને મહા ઉદાર દિલનો તથા જગતનો ઉપકારક છે. એવા મોટા તને દૂતકાર્ય જેવા નાના કામમાં યોજવો, એ ખરેખર અણુઘટતું છે, છતાં તે કાર્ય અત્યારે મને અભીષ્ટ છે, માટે હું તારી પ્રાર્થના કરી, તે તને સોંપું છું.

કાં મૈત્રિથી—તું કાંતો મારી સાથેની મૈત્રિથી, અથવા હું વિરહી છું અને આ પ્રમાણે દુ:ખી છું, તેથી મારા ઉપર દયા આણીને મારી વિનતિ સ્વીકારી આટલું કાર્ય કરજે.

વર્ષાશ્રીથી—વર્ષા ઋતુની શ્રી–શોભાથી. સુભગ બનતો–શોભાયમાન થતો, તું તારે ગમે તે દેશોમાં ગમન કરજે; અર્થાત્ વૃષ્ટિથી પોષણ પામી લીલાં છમ દેખાતાં વનો, મયૂરોના મધુર ટુહૂકાર, આકાશમાં ઉડતી માળાઓ જેવી બગલીઓની પંક્તિઓ, જાંબુડાં, કેવડા, કદંબ વગેરેનાં ફાલી રહેલાં વનો, વિવિધ રંગથી શોભતું ઇન્દ્રધનુષ, ઇત્યાદિથી શોભી રહેલી વર્ષાના સૌન્દર્યથી સુહાતો–અત્યંત મનોહર લાગતો–તું તારી ઇચ્છામાં આવે તે દેશોમાં વૃષ્ટિ કરવા માટે સીધાવજે, એમ કહેવાનું તાત્પર્ય છે.

શ્લોકના ચોથા ચરણમાં વિયોગી યક્ષ, પોતાના મિત્રને, સમયને યોગ્ય આશીર્વાદ આપી વિદાય કરે છે કે,—

મા થાશો રે—હે મિત્ર મેઘ! મને જેવો મારી પ્રિયાનો વિયોગ થયો છે, તેવો તને તારી પ્રિયા વિજળીથી ક્ષણ પણ વિયોગ થશો નહિ. પ્રસંગને યોગ્ય અને અંતઃકરણની ખરી લાગણી દર્શાવતા આ નાના આશીર્વાદથી કવિ કાવ્યની સમાપ્તિ કરે છે, કારણ કે ગ્રંથના અંતમાં નાયકની ઇચ્છા અનુસાર આશીર્વાદ આપવાનો પરંપરાનો સંપ્રદાય છે. જુવો—

अन्ते काव्यस्य नित्यत्वात्कुर्यादाशिषमुत्तमाम् ।
सर्वत्र व्याप्यते विद्वान्नायकेच्छानुरूपिणीम् ॥

કવિએ, ગ્રન્થના પ્રારંભમાં મંદાક્રાન્તા છંદમાં, પ્રથમ મંગળ

વાચક મગણુ યોજીને તથા પરબ્રહ્મ વાચક કઃ અને જીવવાચક ચિત્ એ બંને પદના સંયોગથી, સમસ્ત પુરુષાર્થના પરિણામરૂપ જીવ અને ઈશ્વરનું ઐક્ય દર્શાવી, મંગળ કર્યું છે અને અંતમાં નાયકની ઇચ્છાનુસાર મેઘને આશીર્વચન કહેવરાવ્યું છે.



## મંદાક્રાન્તા.

તે અદ્રિથી નિકળી, અલકા આવિને, જાણિ માર્ગ,
શોધી, શોભારહિત સઘળાં ચિન્હથી યક્ષધામ;
કાંઇચું જે જે પ્રણયમધુરું, ગુહ્યકે કામિનીને,
તે તે એને તહિં જઈ કહ્યું, કામરૂપી પયોદે. ૧

તે સંદેશો લઈ જલધરે દિવ્યવાચા ધરીને,
ઉગારીને જીવ, જઈ કહ્યો યક્ષની કામિનીને;
જાણી, આવી ખબર પિઉની, તેય આનંદ પામી,
કોને નિત્યે ફળતી નથી કો, પ્રાર્થના સજ્જનોની. ૨

સંદેશાની જલધરતણા, વાત જાણી કુબેરે,
રીઝી, લાવી મનમહિં દયા, શાપ ઉત્થાપિદેને;
ભેગાં કીધાં ફરિથી, વિખુટાં દંપતિ હર્ષઘેલાં,
નાના ભોગો, વિધ વિધ સુખો, બેઉને ભોગવાવ્યાં. ૩

---

મેઘને સંદેશ કહી વિદાય કર્યા પછી, ત્યાં શું થયું, એ વિષે કવિએ કંઇ પણ લખ્યું નથી, તેથી એ સઘળો વૃત્તાંત પૂર્ણ કરવાને માટે તથા વિખુટાં થયેલાં નાયક—નાયિકાને ભેગાં જોવાના ઉત્સાહથી કોઇ વિદ્વાનોએ એમાં કેટલાએક ક્ષેપક ઉમેર્યા છે, જેમાંના ત્રણ મુખ્ય અને સંદેશની સમાપ્તિ બતાવનારા હોવાથી, સંયોગમાં ગ્રંથની સમાપ્તિ જોવા ઇચ્છનાર વાચકોને માટે ઉપર આપ્યા છે.

